# વ્યભિચાર.



હીંદીના
મુળ
લેખક:

## પ્રોફેસર શ્રી. ચતુરસેન શાસ્ત્રી.

ગુજરાતીમાં પ્રગટ કરનાર:-

**કામવિજ્ઞાન સાહિત્ય પ્રકાશક મંદિર.**

અલ્હાબાદ બેંક સામે, રાજાબહાદુર મેનશન.
એપોલો સ્ટ્રીટ; કોટ—મુંબઇ નં. ૧.



પ્રત ૨૦૦૦] [ ઑગસ્ટ ૧૯૩૧.

કિંમત રૂપીઆ ૪ાા.

આ પુસ્તક મણીલાલ કે. શાહે કામવિજ્ઞાન સાહિત્ય પ્રકાશક મંદિર. અલ્હાબાદ બેંક સામે. રાજા બહાદુર મેન્શન એપોલો સ્ટ્રીટ કોટ મુંબઇમાં પ્રગટ કર્યું. ઓગસ્ટ ૧૯૩૧. અને તેના ૧૫ ફોર્મ એટલે ૧ થી ૨૪૦ પાનાં સુધી સત્ય પ્રકાશ પ્રેસ, ચીંચપોકલી પરેલ રોડ, મુંબઇ નં. ૧૨માં કુંવરજી કેશવજી શાહે છાપ્યાં અને બાકીના ૧૨૪ પાનાં થી આનંદ પ્રીંટીંગ વર્કસ, દેવકરણ મેનશન, પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ નં. ૨માં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યાં છે.



થોડાજ દિવસોમાં પહેલી આવૃત્તિની બે હજાર નકલો
ખલાસ થઇ ગઇ !
તેથી આ બીજી આવૃત્તિ બહાર પાડેલી છે.
કારણ, સહેલી અને સરળ ગુજરાતી ભાષામાં
આવું પુસ્તક આ પહેલુંજ છે.

# દંપતિ જીવન રહસ્ય.

દ્વૈતીય આવૃત્તિ.

એટલે:-સાંસારિક દંપતી સુખોનું ૧૫ ગુપ્ત ચિત્રો સહીત
ગુપ્ત જ્ઞાન આપતું પુસ્તક.

૨૩૨ પાના અને ૧૫ ચીત્રો વાળા પાકી બાઇન્ડીંગ અને
સુંદર ગીલ્ડીંગવાળા આ પુસ્તકની કીંમત માત્ર
રૂપીયા ૨) બે. (પોસ્ટેજ વધુ)

આ પુસ્તકનાં કુલ ૩૪ પ્રકરણોમાં જુદી જુદી અતી ઉપયોગી
૩૭૬ બાબતો આપવામાં આવેલી છે.

હીંદી બહારનાં ગ્રાહકો માટે રજીસ્ટર પોસ્ટેજ સહીત ફક્ત શીલીંગ ૪) ચાર
જાહેરખાની કરી ખોટી અથવા અવળીમાં ઉતરશો નહીં.
આ પુસ્તક માત્ર નીચલા એકજ ઠેકાણેથી મળશે.

પી. મણીલાલ કંપની.

ત્રીજે માળે, ૨૮ એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# સાચ્ચી જુવાની.




## જીનસીન ટોનીક પીલ્સ.

આ ચાઇનીઝ દવાનું નામ જેમણે સાંભળ્યું છે, સમજ્યું છે તેઓ તો બરાબર જાણે છે કે, આખી દુનીયામાં કમતાકાત અને શક્તિ માટે "જીનસીન" કરતાં કોઇ પણ મહાન દવા પાકીજ નથી. આજે ચીનમાં તે ૧ ટેલ (૩ તોલા) રૂ. ૪૦૦) થી વેચાય છે.

ચીનની ચોક્ખી ચાંદીમાં મેળવેલી આ દવા એક ખરેખર તાકાતવાળી મહાન ચીજ છે. સ્વપ્નમાં જતી ધાતને તો આ દવા તુરતજ બંધ કરે છે. દુનિયાના ઘણાં આગળ વધેલા 'અમેરિકા' દેશમાં પણ આ દવા ભરપુર રીતે આજે કેટલાય વરસોથી વપરાય છે.

પુરૂષોએ સંસાર સુખમાં સાધારણ અશક્તિ કે કમતાકાત જણાતાં માત્ર આ દવાની એકજ બાટલી વાપરવી બસ છે.

તદ્દન નામરદો કે અશકતો માટે પણ બે બાટલીજ પુરતી છે, કારણ બે બાટલી વાપરતાં તો સાચી જુવાની અને બળવાન શકિત પ્રાપ્ત થાય છે.

આ દવામાં મહાન ગુણ એ છે કે, મરદાઇ અને તાકાત આપવા ઉપરાંત નસોને ખુબ શક્તિ આપી બળવાન બનાવે છે. અને આ ફાયદો કાયમ ટકી રહે છે.

**કીંમત બાટલી ૧નાં રૂા. ૪—૦—૦ (પોસ્ટેજ પેકીંગ ફ્રી.)**

હીંદ બહારનાં ગ્રાહકો માટે ૧ બાટલી રજીસ્ટર પોસ્ટેજ સહીત ફક્ત શીલીંગ ૬) છ માં.

મુખ્ય મથકઃ- **ચાઇનીઝ મેડીકલ સ્ટોર.**

**૧૫, બેસ્ટિયન સ્ટ્રીટ, એક્ષેલસીયર સીનેમા પાસે, કોટ, મુંબઇ.**

## વલ્ર્ડ ચેમ્પીયન ગોલ્ડ ટોનીક પીલ્સ.

વિષય લાલસાથી અગર બીજા કારણે તદ્દન અશક્ત બનેલા પુરૂષોને દાંપત્ય જીવનમાં જોમ આપવા સાથે નિર્માલ્યતાનો તદ્દન નાશ આ દવાની ગોળીઓથી અવશ્ય થાય છે. પણ ૬૫ વરસથી વધુ ઉમરના પુરૂષો માટે નહીં.

કિંમત બાટલી ૧ ના રૂા ૧૦—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા. ૦—૧૦—૦

## વલ્ર્ડ ચેમ્પીયન સીલ્વર ટોનીક પીલ્સ.

જે પુરૂષો સામાન્ય રીતે નિર્બળ અને શિથીલ છે. જેનામાં હતું તેવું જોમ નથી. અને જેનું કૌવત ટકતું નથી તેમના માટે આ દવાની ગોળીઓ ખરેખર અતિ અસરકારક છે.

કિંમત બાટલી ૧ ના રૂા. ૫—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા. ૦—૧૦—૦

## સસ્ટેઇનીંગ લીકવીડ.

પુરૂષોએ આ દવા ખાવાની કે, પીવાની નથી. પણ માત્ર વાપરવાનીજ છે.અને સંસાર સુખમાં અતિ અલ્પતા અનુભવનારાઓને માટે તો આ દવા પાર વિનાની ઉત્તમ ટકાવ આપનારી અવશ્ય પુરવાર થઇ છે.

કિંમત બાટલી ૧ ના રૂા. ૫—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા. ૦—૧૦—૦

## ઇનવીગોરેટીંગ ઓઇન્ટમેન્ટ-'વૃદ્ધિકારક મલમ.'

નિર્બળ થયેલા પુરૂષોને વૃદ્ધિ અને શક્તિ આપવા માટે આ મલમ ખરેખર અતિ અસરકારક છે.

કિંમત બાટલી ૧ ના રૂા. ૫—૦—૦
પોસ્ટેજ પેકીંગના રૂા. ૦—૧૦—૦

## એન્ટી-લ્યુકોરીઆ કોન્સ.

સ્ત્રીઓને ગમે તેવા પ્રકારના પડતા પાણીના દરદને જડ મુળથી ઉખેડી નાખવામાં આ દવા અતિ અસરકારક અને ઉપયોગી છે તેમજ આ દવા ખાવાની કે પીવાની નથી પણ માત્ર વાપરવાનીજ છે,

કિંમત બાટલી ૧ ના રૂ. ૫-૦-૦ પોસ્ટેજ પેકીંગના રૂ. ૦-૧૦-૦

## સ્ટરીલીટી પીલ્સ.

૫૦ વરસ સુધીની ઉમ્મરની સ્ત્રીઓને પણ આ દવાની ગોળીઓથી બચ્ચાં અવશ્ય થાય છે. કિંમત બાટલી ૧ના રૂ. ૫—૦-૦

પોસ્ટેજ પેકીંગના ૦-૧૦-૦

## કોન્ટ્રેકટીંગ કોન્સ-'સંકોચક ટીકડી.'

સ્ત્રીઓને ઘણી સુવાવડ અગર બીજાં કારણે સ્નાયુ અતિ શિથીલ થઇ જાય છે. તેને સંકોચ આપી પુંર્વવત્ હતી તેવી સ્નાયુની તંદુરસ્તી આ 'સંકોચક ટીકડી' અવશ્ય આપેજ છે. કિંમત બાટલી ૧ના રૂ. ૫—૦-૦

પોસ્ટેજ પેકીંગના રૂ. ૦-૧૦-૦

## પ્રીવેન્ટીલ પેસરી.

અતિ સુવાવડો સ્ત્રીઓનો આખો બાંધો ખળભળાવી મુકી પાર વિનાની નબળાઈ લાવે છે. પણ આ દવાના વપરાશથી સુવાવડજ આવતી નથી. કિંમત બાટલી ૧ના રૂ: ૧૦—૦-૦

પોસ્ટેજ પેકીંગના રૂ. ૦-૧૦-૦

પત્ર વહેવાર તદ્દન ખાનગીજ રહેશે. તેમજ તમારી કોઇ પણ અનુકુળ ભાષામાં લખી શકાશે. અને તેજ ભાષામાં જવાબ વિગેરે અપાશે. દવાઓ વાપરવાને લગતી સઘળી સુચનાઓ દવાઓની સાથેજ હોય છે. એક કરતાં ગમે તેટલી વધુ દવાઓ પર પણ પેકીંગ પોસ્ટેજના રૂ. ૦-૧૦-૦ જ થશે.

## વેલફેર એન્ડ કંપની.

પીયર્સ હોટેલની ઉપર, એપોલો સ્ટ્રીટ; કોટ, મું

## પ્રસ્તાવના.

સમસ્ત જગત વ્યભિચારને નિંદે છે, સર્વ વિદ્વાનો, તત્ત્વજ્ઞાનીઓ અને ધર્મોપદેશકો તેનાથી નિવૃત્ત રહેવા વારંવાર ઉપદેશ કરે છે છતાં તે સર્વ કાળમાં જગતમાં વસી રહેલો છે. મહા તપસ્વી ઋષિ મુનિઓનાં તપ તોડાવ્યાં, રાજાઓના ટેક મુકાવ્યા, યોદ્ધાઓને નમાવ્યા, મહાન પુરૂષોને ભાન ભુલા બનાવ્યા, વેપારીઓને કરકસરના નીયમો ચુકાવ્યા, મજુરોના પરસેવાનાં ટીપાં પાડી પાડીને પેદા કરેલા પૈસા પણ લુંટયા અને ભીખારીને ભીખ માગતાં માગતાં પણ આગના ભડકાઓ ભરી જુગીમાં ભમણ કરાવ્યાં—અને તે પણ હોંશથી ડહાપણ અને ચાતુરીના ઘમંડથી અને બહાદુરીના ફાંકાથી તો તે વ્યભિચારેજ અને તે પણ આંખના એક પલકારે અને પળવારમાંજ. વ્યભિચારને નિંદનારાઓ પણ વ્યભિચારનો સંગ તજી શકતા નથી-જગત વ્યભિચારને નિંદે છે છતાં જગતજ તેને પોષી રહ્યું છે. કાતીલ દુશ્મન હોવા છતાં જીગરજાન દોસ્ત બની ને રગેરગે અને પળે પળે વસી રહે છે એજ એની અકળ લીલા અને ચમત્કૃતિ છે. એનું સ્વરૂપ, કારણ અને ઇલાજ સમજવા સહેલા નથી કારણ કે તેનાં મૂળ ઘણાં ઉંડાં, વિશાળ અને અકળાં દુર્ગમ છે. અને સમજ્યા પછી પણ કોઈ ભાગ્યશાળી વીરલાજ એનાથી નિવૃત્ત રહી શકે છે. વ્યભિચારની એવી ચમત્કૃતિ અને લીલા સમજવા સમજાવવા માટે ભારે મનન, સંશોધન અને વિવેચનની જરૂર છે. આખું પુસ્તક તો માત્ર તેની પ્રસ્તાવના રૂપેજ સમજવું. સંક્ષેપ બહુ મુદ્દાને થોડામાં ઘણું સમાવ્યું છે. વાંચક ધ્યાનથી વાંચશે તો

તેને તેમાંથી તેનાં મુળ કારણ, માર્ગ અને પરિણામનું તત્વ રૂપ જ્ઞાન થશે અને પોતેજ વિશેષ મનન કરી ગમે તેવા રૂપમાં સ્થળમાં કે સમયમાં તેને સમજવા ઓળખવાની શક્તિ સંપાદન કરી શકશે. દોસ્ત બનીને દુષ્ટ દુશ્મનની ગરજ સારનાર દૈત્ય સામા વ્યભિચારથી નિવૃત્ત રહેવાનો ઇલાજ "દ્રઢ નિશ્ચયજ" છે. આ પુસ્તક વાંચવાથી મનુષ્ય એ દૈત્યથી દુર રહેવાનો નિશ્ચય રાખવા પ્રેરાય અને તેવો નિશ્ચય દ્રઢ રાખવાનાં સાધન અને માર્ગ તેને સુઝે એમ હેતુ અને ઉમેદ છે.

ઉપલકીયા ઉપાય વ્યભિચાર જેવા દુષ્ટ દુશ્મનને મારી હઠાવવાને કે તેનાથી સુરક્ષિત રહેવાને ઉપયોગી થઇ પડે નહિ, બલ્કે ઘણી વખત તો તે માત્ર મિથ્યા ચેષ્ટા રૂપ નીવડી હાનિકર્તા થઇ પડવાની ધાસ્તી રહે. એવા નીરર્થક નિંદ્ય ઇલાજ નહિ સુચવતાં લેખકો, વિદ્વાનો, અનુભવીઓ, યોગીઓ અને શાસ્ત્રો તેમજ વિજ્ઞાનવેત્તાઓએ સ્વીકારેલા વ્યભિચારનો સંહાર કરવામાં રામબાણ થઈ પડે તેવા ઇલાજો સુચવવા, સમજાવવા પ્રયત્ન કર્યો છે. એ પ્રયાસ કેટલા પ્રમાણમાં ફળીભુત થયો છે. તે વાંચક વર્ગજ નક્કી કરે એવી અમારી વિનતી છે.

પાપ અને દરદનો મુખ્ય ઉપાય એ છે કે તેનો વાસજ નહિ થવા દેવો. પરંતુ જે માણસો તેનો ભોગ થઇ પડયાં હોય, તેનાથી પીડાઇ રહ્યાં હોય અને પરિણામે અનેક અબલ, દુષ્ટ કે નુકશાન વેઠી રહ્યાં હોય તેમને તેમણે ભુલ કરી માટે જેમ તેમ પડી રહેવાં કે હેરાન થવા દેવાં એ મનુષ્યત્વને શોભે નહિ—આથી એવા કમનશીબ

દુ:ખગ્રસ્ત માટે વ્યભિચારનાં ગરમી, વંધ્યત્વ, ગાંડપણ નિર્માલ્યતા વગેરે દરદોના થોડા ઉપચાર પણ રજુ કર્યા છે.

સારાંશ કે અનુભવ, અભ્યાસ અને સંશોધનનો સારામાં સારો અર્ક આ પુસ્તકદ્વારા વાંચકના હસ્તકમળમાં મુકવાને પુર્ણ પ્રયત્ન કર્યો છે. મનુષ્ય વ્યભિચાર જેવા દુષ્ટ દુશ્મનના પંજામાં ફસાતા બચે અને જે માણસો જાણ્યે અજાણ્યે પણ તેમાં ફસાઇ ગયાં અને તેથી અનેક ભયંકર પરિણામો ભોગવી રહ્યાં હોય તેમને આ પુસ્તક વાંચવાથી થોડો ઘણો પણ લાભ થશે એમ સમજાયાથી અમે આ પુસ્તક પ્રગટ કરવા પ્રેરાયા છીએ. પ્રભુ અમારી એ શુભેચ્છા પાર પાડે એજ તે પરમકૃપાળુ પરમાત્માના ચરણે પ્રાર્થના છે.

પ્રકાશક.



# વ્યભિચાર.

## અધ્યાય ૧ લો.

માણસ જાત એવો દાવો કરે છે, કે જગતનાં સર્વ પ્રાણીઓમાં પોતે સર્વથી ઉત્તમ છે. માણસ જાતમાં બુધ્ધિ હોવાથી તે બીજાં પ્રાણીઓ કરતાં ઘણી આગળ વધવા પામી છે. દરેક સ્થાવર મીલ્કતના માલીક બનવાનો તેને હક્ક મળ્યો છે. માણસ જાતની રહેણી કરણી, ખાનપાન અને આહાર વિહાર પણ પ્રમાણમાં ઉંચાં પ્રકારનાં છે એમ છતાં એજ માણસ જાતમાં એક એવું લક્ષણ છે કે જેના પ્રતાપે તે હલકામાં હલકી દશાએ પહોંચી જાય છે. તે એક પ્રકારનું એવું સ્વાભાવિક અને ભૌતિક સુખ છે કે હરકોઇ પ્રાણી તે આપોઆપ ભોગવી શકે છે તથાપિ મનુષ્ય જાત પોતાની બુધ્ધિ ઘણીએ દોડાવે છે છતાં તે સુખ તે જોઇએ તેવું માણી શકતી નથી. એ અપલક્ષણ તે ' વ્યભિચાર " છે.

એક નાનું કુમળું પ્રાણી કે પક્ષી તેમજ મદોન્મત્ત હાથી અને સીંહ પોતાના આહાર વિહારમાં મસ્ત રહી પૂર્ણ આનંદ

ભોગવવા છતાં હમેશાં સબળ જણાય છે, દીર્ઘાયુષ્ય ભોગવે છે અને રોગમુક્ત રહે છે. તે એટલે સુધી કે ગાય, બકરી અને હરણી જેવાં કોમળ પ્રાણી પણ બાળકને જન્મ આપ્યા પછી તુરતજ હરવા ફરવા માંડે છે. ચકલી સરખું નાનું સુકોમળ પક્ષી ઇંડું મુકીને તરત ઉડીને ઝાડ પર ડાળીએ ડાળીએ ફરે છે. પ્રસવ થયા પછી એ પક્ષીઓ કાંકરા અને પત્થર ખાઇને પચાવી શકે છે અને તેમ છતાં તેને કોઇ જાતના રોગ થતા નથી કે, કોઇ જાતનાં વસાણાં દવા, યા પાક ખાવાં પડતાં નથી.

તથાપિ માણસ જાતમાં જોઇએ તો સ્ત્રી તેમજ પુરૂષ બન્ને રોગિષ્ટ અને નિર્બળ જણાય છે. ઘી, દુધ, દવા, પાક, વસાણાં ખાવા છતાં, તરેહવાર રીતે સારવાર અને જતન, માવજત થવા છતાં સેંકડો મનુષ્ય અકાળે મરણ પામે છે, વિધવિધ પ્રકારના રોગોથી પીડાય છે અને સ્ત્રીઓને માટે તો સુવાવડ એક મોતનો પ્રસંગ મનાઇ ગયો છે. બાળકને જન્મ આપ્યા [illegible] મે છે, અપંગ બને છે અથવ [illegible] છે. એ સર્વનું કારણ તપાસીએ તો માલમ થાય છે કે તે બીજું કાંઇ નહિં પણ 'વ્યભિચાર' છે.

જનાવર કહેવાતાં અને જંગલી ગણાતાં સાંઢ, બળદ ઘોડા કે પક્ષીઓમાં જે ઉન્માદ, જે સ્ફુર્તિ, અને જે તેજ જોવામાં આવે છે તે બુદ્ધિમાન ગણાતી માનવજાતિ શરીરની રચના માટે ગમે તેટલા પૈસા ખર્ચ કરી શકે, તેમજ વિજ્ઞાન

શાસ્ત્રની અનેક શોધો અને પ્રયોગોનો ઉપયોગ કરી શકે છતાં તેનામાં તે જોવામાં આવતાં નથી તે કેટલું શોચનીય ગણાય? જાનવરોના જેવું બળવાન શરીર, દીર્ઘાયુષ્ય અને આરોગ્ય માણસમાં ભાગ્યેજ જોવામાં આવે છે. માણસજાત આરોગ્યના સંબંધમાં જાનવરો કરતાં ઘણી નીચી દશા ભોગવતી જણાય છે તેનું કારણ એજ છે કે, તેનામાં વ્યભિચારનું અપલક્ષણ પેશ થઇ ગયું છે.

બળદ, ઘોડો, હાથી, હરણ, કુતરૂં કે સીંહ કેવો ઉત્તમ વિષયાનંદ ભોગવે છે એ વાત જો માણસ સમજવા પામે તો ખરેજ તે કપાળે હાથ દઇ વિલાપ કર્યા વિના રહે નહિં. વ્યભિચારથી જે માણસનાં ગાત્ર ગળી ગયાં હોય અથવા જે માણસ કમજોર મા બાપનું સંતાન હોય અને સાંધા તેમજ ધાતુ ક્ષીણ થઇ ગયાં હોય એને વિષયાનન્દના ખરા સુખનું સ્વપ્નું પણ ક્યાંથી આવે? એવાં માણસ તો જેમ કુતરૂં હાડકું ચાવતું જાય અને તેથી પોતાનાજ મ્હોડામાંથી જે લોહી નીકળે તે ચાખી ચાખીને જેમ આનન્દ પામે તેવીજ દશા ભોગવે છે. જે વિષય સુખ માટે માણસ આબરૂ, લાજ, ધન અને આરામનો ભોગ આપી તરફડીયાં મારે છે તે વિષય સુખ તો તે તલ માત્ર પણ અનુભવી કે ભોગવી શકતોજ નથી. એના કરતાં તો એક જાનવર પોતાનું શરીર નિરોગી અને સબળ હોવાથી ક્રોડ ગણું વિષય-સુખ ભોગવે છે.

લાખો માણસ વ્યભિચારમાં પોતાની ઇન્દ્રિયોની અજબ

શક્તિઓને ધુળ મેળવે છે અને ડોકટર, વૈદ્ય હકીમો પાસે તેના ઇલાજ કરાવવાને ભટક્યા કરે છે. આજકાલ સોમાં સાઠ ડોકટર અને વૈદો એવા વ્યભિચારીઓના પ્રતાપેજ સારી કમાણી કરી એશઆરામ ભોગવે છે. સેંકડો માણસો પુરૂષાતન વધારવા માટે બકરાના અંડ ઘીમાં તળીને ખાય છે, કેટલાકો રીંછ, ઘોડા કે વાંદરાના લિંગ દુધમાં ઉકાળીને પીએ છે. અને કેટલાકો બીજા મરદ અથવા જનાવરનાં વીર્ય પીએ છે. મનુષ્ય જાતિની આથી તે વધુ અધમ દશા બીજી કેવી હોય? બીજી કોઇ બાબતમાં તે આટલી હલકી દશાએ તો ઉતરી પડતી નથીજ.

ઇતિહાસ વાંચતાં જણાય છે કે, જેમનાં ડગલાંથી ધરતી પણ ધ્રુજે અને લોહીની નદીઓ વહેતાં પણ જે પાછું ડગલું ના ભરે એવા વીર યોધ્ધાઓ માત્ર વ્યભિચારમાં ફસાતાં કુતરાના હાલે મુઆ અને કીડીની માફક રગદોળાઇ ગયા. આપણે હરહમેશ જોઇએ છીએ કે, જનસમાજનો ઉધ્ધાર કરવાના કામમાં મશગુલ બની ગએલા હજારો યુવાન તેમજ વૃધ્ધ નેતાઓ, વકતાઓ, વિદ્વાનો, કવિઓ ઇત્યાદિ સમર્થ અને તેજસ્વી પુરૂષરત્નોમાં પણ વ્યભિચારનું અપલક્ષણ દ્રષ્ટિ-ગોચર થાય છે. પ્લેટફોર્મ ઉપર આવી ભાષણ કરે અથવા તો વીજળી વેગે કલમ ચલાવે ત્યારે જે વિદ્વદ્-રત્નો સોંસરાં વિંધી નાખે તેવાં બાણો છોડી શકે અને આસ-માન પાતાળ એક કરી નાખવાને સંપૂર્ણ સમર્થ સમજાય તે બિચારા જ્યારે થોડી વાર પછી વ્યભિચારની સીડી પર પગ

મુકે ત્યારે પામર પશુ સમાન નિબુ'ધ્ધ અને નિબ'ળ જેવા નજરે પડે એ શું ઓછી શોચનીય વાત છે? એમને પોતાની એ દુર્દશાનું ભાન નથી હોતું એમ પણ કેમ કહી શકાય? તેઓ એ સારી રીતે સમજે છે. પરંતુ વ્યભિચારનો નિશો તો દારૂના નિશાથી પણ વધારે સખ્ત છે. પાપી વ્યભિચારનો નિશો ચડયો એટલે તે છુટવો મુસ્કેલજ-દેવને પણ દુર્લ'ભ!

કંઇક પ્રતિષ્ઠિત જનો, કંઇક વૃધ્ધ જનો અને કંઇક ધનાઢયો પરસ્ત્રી પાસે હડધુત થતા નજરે પડે છે, કુતરાના હાલે વેસ્યાઓના ઘેર જતા દેખાય છે. અસંખ્ય નવર્જુવાનો વ્યભિચારના પાપ માર્ગે ચડીને મહા દુષ્ટ અને શરમ ઉપજાવે તેવા રોગોથી પીડાય છે એટલુંજ નહિં પણ પીડાઇ અને રીબાઇને મરણને શરણ પણ થાય છે. સઉ કોઇ આ બનાવો નજરે જુએ છે પણ અફસોસ કે વ્યભિચાર બંધ થતો નથી; લોકો એ પાપકર્મ કરતાં ડરતાં તથી અને કંટાળતાં પણ નથી.

પુરૂષ સાહસીક, નીડર અને નિર્લ'જ ગણાય છે. તેઓ વ્યભિચારના પાપમાર્ગે પ્રવર્તે એ કદાચ બનવાજોગ છે પરંતુ જે ગૃહિણીઓને વેદોમાં "અસૂર્યપશ્યા" (એટલે કે જેને સુર્ય પણ જોઇ શકે નહિં તેવી) કહેવામાં આવી છે, જેને પોતાના ઘરનો દરવાજો કેવો છે તેનું પણ ભાન નથી હોતું, જેને કાપીને ટુકડા કરી નાખવામાં આવે કે જીવતી સળગાવી દેવામાં આવે તો પણ શરમની મારી એક શબ્દ બોલવાની તાકાદ નથી હોતી, એવી ગૃહિણીઓ

જ્યારે વ્યભિચાર કરવા પ્રેરાય ત્યારે પછી એ પાપકર્મના પરિણામે કયા ઘોર કુકર્મ થયા વિના રહે? હલકી જાતિ અને હલકી પ્રકૃતિના મરદો સાથે નાસી જવાના બનાવો તો ઘણા બને છે પણ વ્યભિચારને ખાતર સ્ત્રીએ પોતાના પુત્ર કે પતિનું ખુન કર્યાના બનાવો પણ બની ચુક્યા છે. એજ વ્યભિચારના પાપે ગર્ભપાત કરવામાં આવે છે અથવા જે બાળકને પોતે જન્મ આપ્યો તેનેજ જન્મતાં વારજ મારી નાખવામાં આવે છે. વ્યભિચારના નિશાથી એ રીતે માયાળુ માતાનું હૃદય પણ રાક્ષસ બની જાય છે એ બનાવે છે કે વ્યભિચાર એક ભયંકર પાપ કર્મ છે. સિંહજેવો વીર અને પ્રચંડ વિદ્વાન રાવણ વ્યભિચારી બનવાથીજ એક અનાથના હાથે મુઓ અને પોતાની સુકીર્તિનો નાશ કર્યો; દુર્યોધન સરખો સમ્રાટ વ્યભિચારની કામનાના પાપે મુઓ; એજ વ્યભિચારને વશ થવાથી મોગલ વંશનો ઉચ્છેદ થયો; અને એજ મુજબ જે પ્રજાઓમાં અત્યારે પણ વ્યભિચારની પ્રવૃત્તિ વધતી જાય છે તેમનો પણ બહુ થોડા વખતમાં નાશ થયા વિના નહિંજ રહે. દીલગીરીની વાત એ છે કે, અત્યારે જગતમાં વ્યભિચાર ઘણો ફેલાઈ રહ્યો છે અને સુધરેલા ગણાતા દેશોમાં પણ તેનો ઢાંકપીછોડો થતો આવે છે.

વ્યભિચાર ક્યારથી શરૂ થયો તે કહેવું મુશ્કેલ છે. જે ઇતિહાસ અત્યારે હૈયાત છે તે જોઈએ તો ગમે તે કાળમાં વ્યભિચારના એકેકથી ચઢીયાતા દાખલા મળી આવે છે. ઘણું ખરું તો દરેક દેશમાં પુરુષ જાહેર યા તો છુપી રીતે પોતાની વિષયવાસના તૃપ્ત કરવા માટે કાયદેસર કે ગેરકાયદેસર માગે

અનેક સ્ત્રીઓ રાખે છે. યુરોપના અનેક રાજાઓ વ્યભિચારી હોવા માટે બહુ વગોવાયા છે. ભારત વર્ષના રાજાઓ પણ ઘણા ખરા વ્યભિચારી જોવામાં આવે છે. અને અધુરામાં પુરૂં ચાલુ જમાનાની કેળવણી તથા રીતભાત કાંઇ એવાં અજબ છે કે વિદ્યાર્થી બાળ-અવસ્થામાંજ વ્યભિચારના વિચારોથી રંગાય છે. કાં તો બાળકનાં માબાપ વ્યભિચારી હોય, કાં તો બાળકને મા બાપ કુસંગત ના કરવા દે પણ બાળક કયું પુસ્તક વાંચે છે તે ઉપર ધ્યાન ના રાખે એટલે તેના હૃદયમાં એ પાપી વ્યભિચારના સંસ્કારો જામતાજ જાય છે. છાપવાની કળાનો પ્રચાર થયો અને જેને જે ફાવે તે લખી પ્રગટ કરવાની સવડ મળી ગઇ ત્યારથી તો પુસ્તકો એક ભયંકર ભુતની ગરજ સારી રહ્યાં છે. સંખ્યાબંધ એવાં પુસ્તકો લખાયાં અને છપાયાં છે કે જે વંચાવાથી એક વેશ્યાના પરિચયથી જેટલું નુકશાન થાય તે કરતાં અનેક ગણું વધારે નુકશાન થાય છે. મા બાપને બિચારાંઓને આ વાતની ખબર નથી હોતી પણ એવાં કમબખ્ત પુસ્તકો બાળકોના મગજ ઉપર અનેક પ્રકારના એવા બુરા સંસ્કાર પાડી દે છે કે તેઓ માનસિક વ્યભિચારને વશ થાય છે.

કુમળી વયની કન્યાઓનાં મગજ ઉપર એવા સંજોગોની એથી પણ અધિક માઠી અસર થાય છે. બાળાઓનો સ્વભાવ કુદરતીજ વધારે કોમળ અને ઉત્સુક હોય છે. કુટુંબમાંની પરણેલી વહુ-દીકરીઓ પોતાના વિલાસની વાતો એવી બાળાઓનો દેખતાં

પોતાની બ્હેનપણી–સહીઅરોને કહ્યાં કરે છે-શ્રંગાર રસનાં વર્ણન કરે છે અને પ્રસંગોને અનુસરતાં ગીતો ગાય છે–તેનું પરિણામ એ આવે છે કે, ધીમે ધીમે કવેળાએ તે બાળાઓના મગજ ઉપર વિષયવાસનાના સંસ્કાર પડે છે અને તેઓ માનસિક વ્યભિચારમાં ફસાય છે.

બાળલગ્નની દુષ્ટ પ્રથાથી એ માનસિક વ્યભિચારને ઉત્તેજન મળે છે. કોમળ કન્યાઓને પરાણે પરિપકવ માની કાચી વયે તેમનું હીર–નુર ચુસી લેવાય છે. એનું પરિણામ એ આવે છે કે કાચી વયે તેઓ ગર્ભિણી બને છે અને જલ્દી વૃધ્ધ બની જાય છે. અથવા સ્વર્ગવાસ પમે છે. સ્ત્રી મરણ પામવાથી ગૃહભંગ થએલો પુરૂષ તેની વિષયવાંચ્છના તીવ્ર હોવાથી પોતાની કામના પૂર્ણ કરવાને કુદરતના નિયમોથી પ્રતિકુળ કર્મો આચરે છે અથવા ગુપ્ત વ્યભિચાર કે વેશ્યાગમન કરતાં શીખે છે. પરિણામે તે અનેક પ્રકારના દુષ્ટ અને અકથ્ય રોગોનો ભોગ બને છે. પછી વળી એજ પુરૂષ બીજી વાર લગ્ન કરે તો એ દુષ્ટ રોગો તેની નવી પરણેલી કમનશીબ સ્ત્રીને લાગુ પડે છે એટલે તેમનાં સંતાન પણ નિર્બળ અને ટુંકા આયુષ્યવાળાંજ પેદા થાય. ઘણુંખરૂં તો બીજી કે ત્રીજી વાર પરણનાર પુરૂષની સ્ત્રી પોતાનો મનમાન્યો પ્રેમવિલાસનો સ્વાદ ભોગવી શકતી નથી. સ્ત્રી પુરૂષ પરસ્પર યોગ્ય ઉમરનાં ના હોય ત્યારે ગાઢ પ્રેમ જામવાનો સંભવ બહુ ઓછો રહે; અને તેમાં પણ અધુરામાં પુરૂ જો પતિ અશક્ત કે લંપટ હોય અને સ્ત્રી અભણ,

મુર્ખ; કે કુસંગતવાળી હોય તો તો જરૂર તે સ્ત્રી કોઇ દેખાવડા યુવાનના પરિચયમાં પડી વ્યભિચારના પાપમાર્ગે વિચરે છે. એવી સ્ત્રીઓને હલકા અને વિધર્મી દુષ્ટ માણસો મારફતે નસાડી પણ મુકવામાં આવે છે અને પછી તજી પણ દેવામાં આવે છે. એવી દશામાં પછી તે સ્ત્રી વેશ્યા ના બને તો બીજું શું થાય? આમ અનેક પ્રકારે વ્યભિચારની પાપી બદી દિન પરદિન અધિકા• ધિક ફેલાતી જાય છે અને તેથીજ માણસ જાત શારીરીક શક્તિના સંબંધમાં તો પશુઓ કરતાં પણ ઉતરતી પંક્તિએ પહોંચી ગઇ છે. એનું પરિણામ એ આવ્યું છે કે, માણસ જાતની માનસિક શ્રેષ્ઠતા ઉપર પણ તેની અસર થઇ છે અને તેથીજ સામાજીક સંગઠન પણ આજકાલ હચમચી ગએલું જણાય છે.

કોઇને પુછીએ કે વ્યભિચાર કરતી વખતે મુર્ખ અને વિદ્વાન માણસની હાલતમાં શું ફેર હોય છે તો તે શું સમજાવે? ગમે તેવો મોટો, પ્રતિષ્ઠિત અને વિદ્યાસંપન્ન માણસ પણ વ્યભિચાર કરતી વખતે એક સાધારણ નાદાન માણસ જેવો નથી બની જતો એમ કોણ કહેશે? તે વખતે શું એનામાં પોતાની પ્રતિષ્ઠા કે મર્યાદા જાળવવાનું અથવા પોતાની બુધ્ધિનો ઉપયોગ કરવાનું સામર્થ્ય કે જ્ઞાન હોય છે? વાસ્તવિક રીતે તે પ્રસંગે તો એ માણસ પશુજ બની જાય છે–કાંઇ ફેર રહેતો હોય તો એટલોજ કે પશુ તો વિષયાનન્દ ભોગવી પોતાની કામનાની તૃપ્તિ કરી લે છે પરંતુ આ બુદ્ધિમાન માણસ તો એટલું પણ ભોગવતો કે પામતો નથી,-તેની વાસના તો શરમ અને ભયના સબબે જેવી ને

તેવીજ અતૃપ્ત રહી જાય છે. ખરેખર એ માણસોની દુર્દશાનો વિચાર કરતાં તેમની દયા આવે છે.

આ બાબતનો વિચાર કરતાં એક ગંભીર નૈસર્ગિક બાબત પણ સમજવામાં આવે છે. કઠણ ધર્માચરણ અને સ્થાપિત રીત રિવાજો જનસમાજને એક એવા બંધનથી બાંધી લે છે કે જીવનનો આદર્શ સિધ્ધ થાય પરંતુ એવો ઉંચ આશય ધારણ કરવા અને પામવાની અસાધારણ બુધ્ધિ અને સામર્થ્ય શકિત ધરાવનારાં બહુ થોડાં માણસોમાંજ હોય છે; ખરી રીતે તો એ કોઇ મહા ગુઢ વિષયની ઉંચામાં ઉચી પંકિતની પરિક્ષામાં વિજય પ્રાપ્ત કરવા જેવું કઠણ છે. આજે જગતમાં મર્યાદાનો જે ભંગ થતો જોવામાં આવે છે તેનું એક કારણ ધર્મ અને રિવાજોનાં અસહ્ય બંધનો પણ છે. પરિણામ એ આવ્યું છે કે કેટલેક ઠેકાણે વ્યભિચારને ધાર્મિક રૂપથી પોષવામાં આવે છે તો કેટલેક ઠેકાણે તે રૂઢિ રૂપે પોષાય છે. ભૈરવી ચક્રોનો પ્રસાર મધ્યકાળમાં ઘણો થયો હતો, પુણ્ય જગન્નાથ પુરીનાં મંદિર એ ચક્રોના અધિષ્ઠાતાઓનાં હતાં એમ અત્યારે પણ ત્યાં જોવામાં આવતાં અશ્લીલ ચિત્રો ઉપરથી સમજાય છે એવાજ રીત રિવાજો બીજા દેશોમાં પણ હતા. નાચ, ખેલ, જંગકીડા, રાસ, વનવિહાર ઇત્યાદિ એ ભૈરવી ચક્રોનાંજ ભિન્ન ભિન્ન સ્વરૂપ છે. જર્મન વિદ્વાન નિટશે કહે છે કે, પ્રાચીન યુનાની લોક હરેક સ્વાભાવિક આવેગોનો સ્વીકાર કરતા હતા અને

તેટલા માટે તેમણે એવા નિયમો કરી રાખ્યા હતા કે સમાજના હિતને હાનિ પહોંચાડયા વિના કોઇ પણ સ્વાભાવિક આવેગ માન્ય બને. રોમન નીતિશાસ્ત્રાચાર્ય સેને એક ઠેકાણે કહે છે કે, કોઇ કોઇ વખત દારૂ પીવાથી મનની ચિંતા ટળે છે અને માણસ હદપારની નિરાશામાંથી પાછા ટટાર ઉભા થવાને ઉતેજન—સાહસીક બને છે. વ્યભિચારની વાંચ્છના અને હસ્તીનાં પણ એવાંજ અકે ગૂઢ કારણો જણાય છે અને એજ કારણથી સત્યુગમાં તેમજ આજના કળિયુગમાં વ્યભિચાર એક યા બીજા રૂપે થતો રહ્યો છે. વ્યભિચાર અનેક પ્રકારના છે. તેનું વર્ણન હવે પછીના અધ્યાયોમાં કરીશું.



# અધ્યાય ૨ જો.

## ( સ્વપત્ની વ્યભિચાર. )

બહુધા માણસ એમ માને છે કે પોતાની પરણેલી સ્ત્રી સાથે ગમે તેટલી વખત અને ગમે તે રીતે વિષયભોગ કરવામાં કાંઇ ખોટું નથી. તથાપિ ધર્મશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર તેમજ આરોગ્ય-શાસ્ત્ર તો એમજ કહે છે કે ડાહ્યા માણસે રૂતુકાળમાંજ સ્ત્રીગમન કરવું જોઇએ. અર્થાત રૂતુકાળના પંદર દિવસો દરમ્યાન પુરૂષે સ્ત્રીને ગર્ભાધાન થાય એ ઇચ્છાથીજ સ્ત્રીનો સંસર્ગ કરવો અને ગર્ભાધાન થઇ ચુક્યું ત્યારથી તે એ બાળક જન્મ્યા પછી પાંચ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું. એ પ્રમાણે વર્તવાથી આરોગ્ય તેમજ જીવન સ્થીર બને છે તેમજ પ્રાપ્ત થએલ સંતાન પણ સુયોગ્ય ધર્માત્મા નીવડે છે.

પરંતુ દુરાચારી અને સ્વચ્છંદી માણસો લગ્નને વ્યભિચારના દુપણરૂપ બનાવી મુકે છે. પરણેલી સ્ત્રી વ્યભિચાર કરવા માટે સ્હેલામાં સ્હેલી અને સસ્તામાં સસ્તી મળી ગએલી વસ્તુ હોય નહિં એમજ વર્તવામાં આવે છે. જો હજારો બાળકોને એકઠાં કરી તેમના પિતાઓને પુછીએ કે, તમે પુત્રપ્રાપ્તિની પવિત્ર ઇચ્છાથીજ રૂતુકાળમાં સ્ત્રીગમન કર્યું હતું ? તો તેમને કબુલ કરવું

પડે કે માત્ર વિષયવાસનાની તૃપ્તિ અર્થે કરેલી ચેષ્ટાથી ગર્ભાધાન થયું અને તે પછી પણ એવી ચેષ્ટા ચાલુ રહેવા છતાં પ્રભુએ સન્તાન આપ્યું અને પિતાનું ગૌરવભર્યું પદ પ્રાપ્ત થયું.

*આવા પશુતુલ્ય વ્યવહાર–વ્યભિચારનાં માઠાં ફળ પુરૂષોના કરતાં સ્ત્રીઓને અને બાળકોને વધારે ભોગવવાં પડે છે; કેટલાકો તો ઋતુકાળના દીવસોમાં પણ સ્ત્રીસંસર્ગ કરે છે. ઘણી વખત તો એને જરા પણ વાંછના ના હોય છતાં પુરૂષ માત્ર પોતાનો ચડસ પુરો કરે છે. ખરી રીતે ગર્ભાવસ્થા હોય ત્યારે સ્ત્રીને પુરૂષ-સમાગમની જરા પણ ઇચ્છા હોતી નથી. પણ પુરૂષોને તેની શી પરવા? એ તો તેના ઉપર ગર્ભાધાન થતાં પહેલાના સમયની માફકજ તેની સગર્ભાવસ્થામાં પણ અત્યાચાર ગુજારે છે.

ગર્ભિણી સ્ત્રી સાથે સમાગમ કરવાથી કેવું ભયંકર પાપકર્મ થાય છે તે વાત જો માણસના સમજવામાં આવે તો જે માણસ છેકજ જનાવર બની ગયો ના હોય તે તો ગર્ભિણી સ્ત્રી સાથે સમાગમ કરવાનું તજી દે.

એટલું તો સૌ કબુલ કરે છે કે, વીર્યની સાથેજ જીવ ગર્ભમાં દાખલ થાય છે. શરીરનો એ એક કુદરતી ધર્મ છે કે કોઇ પણ વિજાતીય મુડદાલ તત્વ શરીરમાં રહી શકે નહિ; એવાં તત્વો તુરત સડવા માંડે છે. જો વીર્યમાં જીવ ના હોય તો તે પણ ગર્ભમાં પોષાતું નથી એટલુંજ નહિ પણ તે સડી જાય છે. પરંતુ સ્ત્રીના રજ સાથે વીર્ય ભળે તે પછી તેમાંથી પિણ્ડ તથા શરીરનાં

અવયવો બનતાં પાંચ માસ લાગે છે. પાંચ માસમાં ગર્ભનું હૃદય, મસ્તક અને સર્વે અંગ ઉપાંગ બની જાય છે. ગર્ભિણીને 'બેહૃદ-વસતી' કહેવામાં આવે છે તેનું કારણ એજ છે કે તે બે હૃદય-એક પોતાનું અને બીજું બાળકનું ધારણ કરે છે. એ કાળમાં સ્ત્રીને તરેહવાર વસ્તુઓ ખાવાની ઇચ્છા થાય છે તે ગર્ભમાં વસેલા જીવની ઇચ્છા હોય છે. એ કાળમાં જે કાંઇ આચાર, વિચાર આહાર. વ્યવહાર કરવામાં આવે તેની છાપ બાળક ઉપર પડે છે. ત્યારે જો ગર્ભિણી સ્ત્રી સાથે સમાગમ કરવામાં આવે તો એ વિલાસ-વિષયાનન્દની છાપ પણ ગર્ભસ્થ બાળક ઉપર પડેજ. સમજવા જેવી વાત છે કે જો એ બાળક પુત્રી હોય તો તે પુત્રી પિતાનો વિષયાનંદ ભોગવે કે જે એક મહાપાપ છે. નાનાં બાળકો બચપણથીજ ખરાબ ચેષ્ટાઓ કરતાં શીખે છે ત્યારે લોકો એમ કહે છે કે એ તો કળિયુગનો પ્રતાપ છે. પરંતુ ખરું જોતાં તો એ ગર્ભાવસ્થામાં માતા પિતાએ કરેલા વ્યભિચારનું ફળ છે અને બાળક સ્વભાવેજ લંપટ-વ્યભિચારનું શોખીન બને છે.

સાધારણ રીતે સ્ત્રી પુરુષ બાળકને બે ત્રણ વર્ષનું થાય ત્યાં સુધી તેને તદ્દન અજ્ઞાન સમજી તેના દેખતાંજ વિવિધ ચેષ્ટાઓ કરે છે પણ એ કરતાં વધારે ભયંકર બીજું કાંઇ ના હોઇ શકે. બાળક બધું સમજે છે અને તેના ઉપર એ ચેષ્ટાઓની છાપ આબાદ પડે છે. પે તે અશક્ત હોવાથી તે ચેષ્ટાઓની નકલ કરી શકતું નથી પરંતુ તાકાત આવતાંજ તે એવીજ ચેષ્ટા કરવા માંડે છે કેમકે નકલ કરવી એ તો બાળકનો કુદરતી સ્વ-

ભાવજ છે. આજે જે વસ્તુ બાળકે જોઇ હોય તેની નકલ તે ત્રણ ચાર વર્ષ પછી તેને યોગ્ય શક્તિ આવતાં તે કરે છે.

ભગવાન રામચંદ્રનું વનવાસ સમયનું જીવન આ બાબતમાં બહુજ સમજવા જેવું છે. જંગલની એકાન્તમાં રતીના સરખી પુર્ણ સુંદર યુવાન પત્ની સાથે રહેવા છતાં તેમણે બ્રહ્મચર્યવ્રતનું સંપુર્ણ પાલન કર્યું હતું પોતે જ્યારે લંકા જીતી અને વનવાસ પુર્ણ કરી અયોધ્યામાં પધાર્યા અને રાજ્યગાદી પ્રાપ્ત કરી ત્યારેજ શ્રી સીતાજીને ગર્ભ રહ્યો હતો. મનોવૃત્તિ ઉપરના એવા ઉત્કટ અંકુશ અને બ્રહ્મચર્યવ્રતનો એ ઉત્તમ દાખલો જે કોઇ ધ્યાનમાં રાખે તેને સમજાશે કે શ્રી રામ શાથી મહાન પુરૂષ બન્યા? શ્રી રામ મર્યાદાનું પાલન કરનાર સંયમી હોવાથીજ સિંહપુરૂષ બન્યા હતા.

લગ્ન થયા પછી પુષ્પની માફક ખીલી રહેલી યુવાન કન્યા સાસરે જાય પણ કોણ જાણે ત્યાં એની કેવી દશા થાય છે કે માત્ર એ ત્રણ વર્ષમાંજ એ તેજસ્વી રૂષ્ટપુષ્ટ યુવતી શુષ્ક, ક્ષીણ અને રોગીષ્ટ બની જાય છે. સેંકડો યુવતીઓ લગ્ન પછી ૪-૫ વર્ષમાં મરણ પામે છે. ઘણુંખરૂં છાતીનાં દરદ કે સુવાવડના પ્રસંગે મરણ પામે છે. પરંતુ તેનું કારણ તપાસીએ તો એમજ માલુમ પડશે કે પુરૂષ-પશુઓ તેમના ઉપર વ્યભિચારનો અત્યાચાર ગુજારે છે. સ્ત્રી જાતિનો સામાન્ય સ્વભાવજ એવો છે કે તે પોતાનાં દુઃખ કોઇને કહેતી નથી. ગર્ભાવસ્થાના અવસરે પણ તે ઘરનાં કામકાજ કર્યાં કરે છે. તાવ આવ્યો કે શરીર નિર્બળ થઇ ગયું હોય ત્યારે પણ ઘરનું કામકાજ તો તે કર્યાંજ કરે. દિવસે તો પુરૂષને તેના

તરફ ધ્યાન આપવાનો અવકાશ હોય નહિં અને રાતના પુરૂષને તેના દુઃખ દર્દની હકીકત જાણવા-સાંભળવાની ઇચ્છા હોયજ ક્યાંથી ? એ તો કામવશ પશુ બની ગયો હોય. તે પોતાના મનની તૃપ્તિ કર્યા વિના રહેજ નહિ એટલે એવા નિર્દય વ્યભિચારથી સ્ત્રીઓને હાડજ્વર કે ક્ષયનું દરદ લાગુ પડી જાય છે.

કેટલાક પરસ્ત્રીગામી લંપટ યુવાનો તો વળી આનંદનાં વધારાને ખાતર ગમે તેવાં ઉલટાં સુલટાં આસનો શીખી તેનો ઘરમાં પણ ઉપયોગ કરે છે. અબળા જાતિ શારીરિક બળમાં ઘણું કરીને પુરૂષથી નિર્બળજ હોય છે. એવાં મુર્ખાઇ ભરેલાં આસનો ઇત્યાદિ ધાંધલના પરિણામે સ્ત્રીનું નાજુક કોમળ શરીર તુટી જાય છે; તેનાં ગર્ભાશય વગેરે અવયવો ઢીલાં પડી જાય છે અથવા વાંકાં ચુકાં કે ઉલટાં થઇ જાય છે. કેટલીક વખત તો ગર્ભાશય મુત્રમાર્ગની બહાર નીકળી આવે છે. પરિણામે સ્ત્રીને પ્રદર, થઇ આવે છે અને ગર્ભધારણ કરવાની શકિત નાશ પામે છે; છતાં ગર્ભ રહે તો તે તુટી પડે છે. કોઇ વખત ગર્ભ વાંકો ચુકો થઇ જતાં જીવના સટ્ટે બાળકને કાપી ગર્ભનો નિકાલ કરવો પડે છે અને ઘણી વખત તેમ કરતાં સ્ત્રી પોતે પણ મરણ પામે છે, કારણ કે બાળક અંદરના ભાગમાંજ મરી જાય તો સ્ત્રીને તેનું ઝેર ચડે છે.

આ તો સરખી ઉમરનાં યુવાન સ્ત્રી પુરૂષોની વાત છે. પરંતુ સ્ત્રી પુરૂષની ઉમર વચ્ચે અસાધારણ ફેરફાર હોય તેવા લગ્નોનાં તે કરતાં પણ ઘણાં વધારે ભયાનક પરિણામ આવે.

ઘણી મોટી ઉમરે લગ્ન કરનારા પુરૂષો મોટે ભાગે વ્યભિચારી હોય છે. એવા ૩૫-૪૦-૫૦ વર્ષના પુરૂષ ૧૨-૧૪-૧૬ વર્ષની સ્ત્રી સાથે પરણે છે. એ કન્યાને વિષય સુખનો પરિચય ભલે ના થયો હોય પણ જોબનના પ્રાદુર્ભાવથી તેના અંતરમાં પણ વિષયવાસના તો સ્ફુરેલીજ હોય. જ્યારે એ જોબનવતી કન્યા કરમાયા મડિલા પોતાની ઉમરના પુરૂષને પતિ તરીકે જુએ ત્યારે તેના મનની બધી હોંશ ઠરી જાય છે બરાબરીના ઉમરના પુરૂષ સાથે તે જે રંગઉમંગથી સંગ કરી શકે તેવા ઉમંગથી તે ક્ષોભ, ભય અને લજ્જાના સબબે એવી મોટી ઉમરના પુરૂષ સાથે કરી શકતી નથી -વિષયાનન્દ તે ઉમંગભેર માણી શકતી નથી. એનો ઉમંગ ઠરી મરી જાય છે. એટલુંજ નહિ પણ અસમાન ઉમરના પરિણામે શરીરશક્તિ પણ અસમાન જણાતાં યુવાન કન્યા હારી કંટાળી જાય છે. કોઇ વાર હદપાર મોટી ઉમરના પુરૂષના શારીરીક સામર્થ્યને સહન કરવાને કન્યા અશક્ત હોય છે તો કોઇ વાર યૌવનમાં ખીલી રહેલી એ ઉલ્લાસપુર્ણ કન્યાને સંતોષવાને પુરૂષ તદન અસમર્થ હોય છે. એવા અસમર્થ નિઃસત્વ શુષ્ક પુરૂષને જોતાંજ યુવાન કન્યા હતાશ થઇ જાય છે, છાતીમાં બળી બળીને ખાખ થઇ જાય છે અને કેટલીક વખત તો ક્રોધાગ્નિ પ્રદીપ્ત થતાં એટલી વીફરે છે કે તેના હૃદયમાં પતિ માટે અને પોતાની જાત માટે તીરસ્કાર વસે છે. એ ક્રોધાગ્નિ એટલો પ્રદીપ્ત હોય છે કે તેનું

કોઇ ઉપાયે શમન કરવું અશક્ય થઇ પડે છે અને પરિણામ અવર્ણનીય ભયંકર આવે છે.

આજકાલ શ્રીમંતોના ઘરોમાં મુર્છારોગ (હીસ્ટીરીઆ) ઘણો ફેલાયલો નજરે પડે છે. તેનું કારણ બરાબર ઉંડાણમાં ઉતરી શોધનારાઓને મોટા ભાગે એજ સમજાયું છે કે પુરૂષ સ્ત્રીના મનની તૃપ્તિ કરી શકતો નહિ હોવાથી તેના સ્નાયુઓ (Nervous System) ઉન્માદમાં આવવાથી એ રોગો તેને થાય છે.

એક પ્રતિષ્ઠિત સજ્જન એક દિવસ મારી પાસે આવ્યા અને મને કહ્યું, વૈદરાજ, મારા એક મિત્રની સ્ત્રીને બહુ જલ્દી જલ્દી ગર્ભ રહે છે તેથી તેની પ્રકૃતિ બહુ બગડી ગઇ છે. પાછો હમણાં તેને ગર્ભ રહ્યો છે એટલે એવી ઇચ્છા છે કે એ ગર્ભ કહાડી નખાવવો. તેમને મેં કહ્યું કે, જો મને એમ ખાત્રી થાય કે ગર્ભ રહેવાથી સ્ત્રીની જીંદગી જોખમમાં પડે છે તો તેનો ઇલાજ કરી શકાય. પેલા સજ્જન તે વખતે તો ત્યાંથી ચુપચાપ ચાલી ગયા પરંતુ પંદરેક દીવસ પછી તેમને ત્યાંથી મને બોલાવવા માણસ આવ્યું. મેં જઇને જોયું તો તેમની સ્ત્રી ગંભીર હાલતમાં પથારીમાં પડી હતી. ચાર માસના ગર્ભનો નાશ કરવામાં આવ્યો હતો અને આઠ દીવસથી રક્ત વહ્યાંજ કરતું હોવાથી સ્ત્રી બીચારી મુડદાલ જેવી પથારીમાં પડી રહી હતી. સઘળી સ્થીતી તપાસી એ સજ્જનને મેં કહ્યું "આ શો ધંધો કર્યો? પોલીસ કેસ થવા જેવો સમય આવી લાગ્યો છે." સજ્જન ગભરાયા અને

દીસાહેબ ખની કહેવા લાગ્યા "વિદ્વાન, મારી બુદ્ધિ મારી ગઈ છે. મને મારી સ્ત્રી બહુ વહાલી છે પણ વારંવાર સુવાવડ આવવાથી તેનું સૌંદર્ય દિનપ્રતિદિન ઘટતું જાય છે અને મારાં સુખ-આનન્દનો નાશ થાય છે. હવે તો હું એવો કંટાળ્યો છું કે એમ મન થાય છે કે તેનું ગર્ભ-સ્થાન કઢાવી નાખું. પણ આ જોડને મુંઝાઈ ગયો છું; મને કાંઈ ગમ પડતી નથી." એ વિદ્યાર્થિ સજ્જનને મેં સમ-જાવ્યું કે જો ગર્ભાશય કઢાવી નાખો તો પછી સૌંદર્ય ક્યાંથી રહેશે? સૌંદર્ય તો પછી આપોઆપ નાશ પામશે" એ વાતની તેમના મન ઉપર અસર થઈ અને તેમણે એ વિચાર તજી દીધો. કામ વાસના ભલે કોઈને હોય પણ તેની કાંઈ સીમા હોવી જોઈએ. ઉપર દર્શાવી એવી મુર્ખતાભરી ક્રિયાઓ કરીને કેટલાએ સુખી સ્ત્રી પુરૂષો જીવનની સત્યા-નાશી કરી મુકે છે. ઉપરોક્ત સજ્જનની વાત કહું કે ખરેખર તેમની સ્ત્રી એક સુંદર યુવતી હતી.



# અધ્યાય ૩ જો.

## ( ગુપ્ત વ્યભિચાર. )

એક વાત તો દેખીતી છે કે, માણસના મનની ઇચ્છા કોઈ ઉપાયે રોકી શકાતી નથી. ગમે તેટલા કાયદા કાનુન રચાય, દંડ અને સજાઓ ઠરાવવામાં આવે કે જાપ્તો અને બંદોબસ્ત રાખવામાં આવે પણ કુદરતી ઈચ્છાનો અવરોધ કોઈ ઉપાયે થઈ શકતો નથી. એક સ્ત્રી અથવા પુરૂષને જો સીધા રસ્તે પુરૂષ કે સ્ત્રીના સમાગમની તક ના મળે તો તે ચોરીછુપી જેવા કોઈ અનીતિના રસ્તે પોતાની મનવાંછના પુર્ણ કરવા પ્રેરાય છે. તેવા માર્ગે ન ચડવા દેવાનો માત્ર એકજ ઇલાજ છે તે એ કે લોકોના મન ઉપર નીતિ અને ધર્મના એવા ઉંચ સંસ્કાર પાડવા જોઇએ કે આપોઆપ માણસ પોતાના મન ઉપર અંકુશ રાખી સંયમથી વર્તતાં શીખે અને જીવનને પવિત્ર રાખવામાં આનન્દ માને.

એવાં અનેક માણસો હોય છે કે પોતાની સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી જેટલો આનંદ ઉપજે તે કરતાં વેશ્યા સાથેના વ્યભિચારથી વધુ આનંદ માને. એવા માણસને વેશ્યા સાથેનો વ્યભિચાર સોના સમો લાગે છે, અને ગુપ્ત વ્યભિ-

ભાર તો નથી પણ સોગણો વધારે આનંદદાતા-પ્રાણથી અધિક પ્રિય થઈ પડે છે. ગુપ્ત વ્યભિચાર કરનારાં સ્ત્રી પુરુષોને આબરૂ, ઇજ્જત, આરામ અને ક્વચીત જાનનું પણ જોખમ ખેડવું પડે છે; ચિંતા અને ભય તો પ્રતિક્ષણ હૃદયને ભડકાવી મારે છે. સાવધાની રાખતાં રાખતાં માણસ એની બધી અક્કલનો ભંડાર ખાલી કરી નાખે છતાં તે ઓછી ને ઓછીજ પડે છે. પરંતુ એ સર્વ ઉપાધિઓ વેઠવા છતાં જે માણસને ગુપ્ત વ્યભિચારનો સ્વાદ પડી જાય છે તેને તે વિના ચેનજ પડતું નથી. એ ગુપ્ત વ્યભિચાર અર્થે અનેક પાપો આચરવાં પડે છે, અને અનેક ઢોંગધતીંગ કરવા પડે છે તે સર્વ કરવા તે તત્પર થાય છે.

મોટાં શહેરોની ધનવાન સ્ત્રીઓ ગુપ્ત વ્યભિચારની વધારે શોખીન માલુમ પડે છે. બાળબચ્ચાંવાળાં મોટાં કુટુંબો સાંકડી જગાઓમાં રહેતાં હોય ત્યાં સ્ત્રી પુરુષો એક બીજાના ગાઢ પરિચયમાંજ આખો દિવસ કહાડે છે. પુરુષો તેમના મિત્રો સાથે જે ઠઠ્ઠા મશ્કરી કે આનંદ રંગની વાતચીત કરે તે સ્ત્રીઓ સાંભળે અને જુએ છે અને તેજ રીતે સ્ત્રીઓ સહીપણીઓ સાથે જે ચેષ્ટાઓ કરે તે પુરુષો જુએ સાંભળે છે. એવા વાર્તાલાપ સાંભળવાથી અને ચેષ્ટાઓ જોવાથી સ્ત્રી પુરુષોનાં હૃદયમાં રંગવિલાસના સંસ્કારો હરપળે સ્ફુરતા રહે છે. ઘી અને આગનો નિકટ પરિચય થતાં ભડકા થયા વિના રહેતો નથી તેજ રીતની સ્ત્રી અને પુરુષ માટે સમજવી.

સ્ત્રી પુરૂષ વચ્ચે અંતર રહેવાની હર પળે જરૂર છે. તેથીજ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે, એકાંતમાં પુરૂષે મા, બ્હેન અને દીકરી સાથે પણ બેસવું નહિ. પરંતુ મોટાં શહેરોમાં નાનાં સાંકડાં મકાનોમાં રહેવું પડતું હોય ત્યાં એવો બંદોબસ્ત રાખવાનું બની શકતું નથી અને પરિણામે ગુપ્ત વ્યભિચારનાં બીજ રોપાય છે.

જે સ્ત્રીનો પતિ વૃદ્ધ, રોગી કે ધનહીન હોય તે આવા વ્યભિચારમાં વહેલી ફસાઈ જાય છે. સ્વધર્મનું જ્ઞાન ઓછું હોવાથી કોમળ સ્વભાવની સ્ત્રીઓ સ્હેજ વાક્ચાતુર્ય કે લાલચમાં ફસાઈ ભોળવાઇ જાય તેમાં શું આશ્ચર્ય?

એ કરતાં અધિક વ્યભિચાર વિધવાઓ આચરે છે. હિંદુ સમાજમાં વિધવાઓને અનેક દુર્દશા અને આપત્તિઓ ભોગવવી પડે છે; કોઇ તેમના તરફ માનની નજરે જોતું નથી, બલ્કે મોટે ભાગે તો બહુજ હાડછેડ થયાં કરે છે; વિધવાના સુખ, આરામ, જરૂરીઆતની કોઈ જરાએ સંભાળ રાખતું નથી એ આપણે હરહમેશ જોઇએ જાણીએ છીએ. સ્ત્રી મરણ પામે તો પુરૂષ તુરત બીજી વાર ત્રીજી વાર કે ચોથી પાંચમી વારનું પણ લગ્ન કરી શકતા હોય એવાં કુટુંબોમાં વિધવાઓની શાન્તિ અને નીતિ સચવાય એ અસંભવિત વાત છે. આજુબાજુમાં રહેતી સ્ત્રીઓ અને તેની સાહેલીઓને પણ તેના મનની શી દશા થાય તેની શી દરકાર હોય? સૌ કોઈ રંગરસની વાતો કરતાં ફરે અને તે એ

વિધવાના કાનપર પડતાં તેના દીલમાં આગના કેવા ભડકા ઉઠતા હશે તે કોઇના ધ્યાનમાં શાનું રહે ? પરંતુ અભાગિણી વિધવા બ્હેરી કે શુન્યકાર નથી હોતી. તે સાંભળીને બળે છે, ચંચળ બને છે, રસના ઘુંટડા પણ પીએ છે અને હૃદયની તૃપ્તિ કરવા તલસે છે; સાધન મળી આવતાં તેનામાં ચૈતન્ય આવે છે અને વિષયવાસના પુર્ણ કરવાના માર્ગે વિચરે છે. આડોશીપાડોશી કે નોકર ચાકરો એવી સ્ત્રીઓને ભોળવવા અને પોતાના કબજામાં લેવાને તાકીજ રહેલા હોય છે. લંપટ વિષયી પુરૂષો દલાલણો મારફતે કે પોતાનાજ ચેનચાળા અને ઇશારાથી તેમને ભાન ભુલાવવા પ્રયાસ કરી રહેલા હોય છે. અને કામવાસનાથી પીડાઇ રહેલી એવી હિણભાગી વિધવાઓનું મન આખરે ચળે છે. અને પછી એવાં સ્ત્રી પુરૂષોના વધારે નિકટ સંબંધમાં આવે છે કે પત્ર વ્યવહાર કરે છે. અને આખરે પાપમાં ડુબે છે. એક પુસ્તકમાં મેં વાંચ્યું હતું કે એક ગૃહસ્થે પોતાની પાડોશી વિધવાનું ઘર વેચાતું લીધું. તેમાં પાછળથી કારણવશાત ખોદકામ કરતાં પેલી વિધવાની પુજાની ઓરડીમાંથી નવ બાળકોની લાશો નીકળી હતી. અભાગિણી વિધવાએજ એ બાળકોને જન્મ આપી બિચારાંઓને જન્મતાં વારજ મારી નાખેલાં હોવાં જોઇએ.

મુંબઇમાં એક દિવસ મારી ઓળખવાળા એક ગૃહસ્થ આવ્યા. દેખીતા તો તેઓ બહુ ભલા લાગતા હતા. તેમની સાથે

એક બહુજ સુંદર સ્ત્રીને લાવ્યા હતા તેમણે મને કહ્યું, 'એને વાયુથી ગોળો ચડે છે માટે દવા આપો.' પુછપરછ કરતાં તે સ્ત્રી તેમની અર્ધાંગના છે એમ તેમણે જણાવ્યું. શરીર તપાસવા કહ્યું ત્યારે એ બાઇએ શરમ અને ક્ષોભનું બહાનું કહાડી મને તપાસવા દીધું નહિ. મેં તો તેમણે કહેલી હકીકતના આધારે દવા આપી. આસરે ૨૦-૨૫ દિવસ સુધી દવાં લેઈ ગયાં; પછી તેમણે દવા લેવાનું બંધ કર્યું. એકાદ માસ પછી અચાનક મારી જાણમાં આવ્યું કે, એ સજ્જનને પોલીસે પકડ્યા છે. જે સ્ત્રી માટે દવા લેતા હતા તે તેમની અર્ધાંગના નહિ પણ કોઇ માયા મ્હોબત વાળી હતી અને તેને તેમનાથી ગર્ભ રહ્યો હતો તે પડાવવા માટેજ મારી પાસેથી દવા લેવા આવ્યા હતા. આશ્ચર્ય ભરી વાત તો એ છે કે, બહુ ગરમ દવા આપેલી છતાં ગર્ભ પડ્યો નહિ અને વખતસર બાળક જન્મ્યું. બાળકને જન્મતાં વાર તુરતજ મારી નાખી માટલીમાં નાખી માટલી ગટરમાં મુકી દીધેલી તે ભંગીઅણે જોઇ અને તેણે પોલીસને ખબર આપી. પોલીસ ગુન્હેગારની તપાસ ચલાવી રહી છે એ જોઈ ભાઈ સાહેબ તે બાઇને લઈ નાશિક નાસી ગયા. બાઇને તાવ ચડેલો હતો અને રસ્તામાંજ સનેપાત શરૂ થયો. પોલીસને શક પડવાથી ભાઈ સાહેબને પકડ્યા અને બાઈ મરતી વખતે બધી સાચી હકીકત વીગતવાર જણાવી મરણ પામી. પણ ભાઈ સાહેબ વગવસીલદાર હતા. પૈસા ખુબ વેર્યા અને કોઇ પણ બારીકાથી

છુટા થયા અને પાછા સટ્ટા બજારમાં ગધેડાની માફક નાચવા કુદવા લાગ્યા.

"એક વખત એક સરળ સજ્જન મને પોતાની માને દેખાડવા લઇ ગયા. દર્દ સાધારણ હતુ છતાં તેમણે મને દિવસમાં બે વખત આવી તપાસી જવાને કહ્યું. વળી પાછા બે દિવસ રહીને તેઓ મારે ત્યાં આવ્યા. મારા ધંધારોજગાર અને પૈસા ટકાની સ્થીતી વિષે પુછપરછ કરવા લાગ્યા. મને શંકા થઇ કે માનો ના માનો પણ આમાં કાંઇ ભેદ સમાયલો છે. આખરે તેમણે આપોઆપજ મને કહ્યું "વૈદ્યરાજ, આ દર્દી બાઇ મારી સાવકી મા છે. મારા પિતા ચોથી વખત એને પરણ્યા હતા. લગ્ન થયા પછી ૪-૫ વર્ષમાંજ એ તો ગુજરી ગયા. હવે આ બાઇ મુનીમની મ્હોબતમાં ફસાયલી છે અને તેથી એ સેતાન મુનીમ ૧૦-૧૨ લાખની પુંજીનો ધણીરણી બની બેઠો છે. બાઇએ કેટલીએ વખત ગર્ભપાત કરાવ્યા છે. દુનિયામાં મ્હોં દેખાડી શકાતું નથી પણ બાઇને તે વાતની બીલકુલ દરકાર નથી. મુનીમને રજા દેવાની વાત કરીએ તો તે લડવા માંડે છે. હવે તો તમે જો હીંમતથી બાઇને સાફ કરી નાખો તો રૂપીઆ પચીસ હજાર આપું."

હું તો વાત સાંભળીનેજ કમકમી ગયો. થોડી વાર બેસીને હું અંદરના ખંડમાં ચાલી ગયો અને નોકર સાથેજ, કહેવડાવી દીધું કે,-"મહેરબાની કરી આપ પધારી જાઓ."

આવા તો અનેક છળપ્રપંચ હંમેશ બન્યા કરે છે. મુંબઇ જેવા મોટા શહેરમાં એવા અનેક નામધારી ડાક્ટર વૈદ્યો મળ

આવે કે જેઓના ઘર વાસ્તવમાં કુટણખાનાં છે અને તેમનો ધંધો ગર્ભપાત કરાવવાનોજ હોય છે. અનેક મંદિરો પણ આવાં પાપોનાં મથકોરૂપ હોય છે. હું લાહોરમાં હતો ત્યારે એક દિવસ પ્રસિધ્ધ સુવર્ણમંદિર જોવાની ઇચ્છાથી અમૃતસર ગયો. મંદિરના ચોકમાં ઉભો રહી હું આવતાં જતાં માણસોને જોયા કરતો હતો. એટલામાં એક ડોસી મને ઉપરાસાપરી ઇશારા કરવા મંડી. પહેલાં તો હું એમ સમજ્યો કે તે કોઇને બોલાવતી હશે પણ આજુબાજુ કોઈ ન્હોતું એ જોઇ મને ભારે અચંબો ઉપજ્યો કે એ ડોશી મને શા સારૂ બોલાવે? ડોશી તો ઇશારા કર્યાજ કરતી હતી એટલે આખરે હું બીજી તરફ ચાલ્યો ગયો. ડોશી પણ ઉઠીને મારી પાસે આવી. પછી તો મેં પણ તેની તરફ જોવા માંડયું. મારી નજીક આવી તેણે મને પુછ્યું, "તમે પરદેશી છો?" મેં જવાબ આપ્યો, 'હા' ડોશીએ કહ્યું, "ફરવા જાઓ" પછી તો ડોશી શું કહેવા માગતી હતી તે હું સમજ્યો અને મેં પુછ્યું: "ક્યાં સુધી?" ડોશીએ કહ્યું "અહીં, સામેજ."

ડોશી તો એટલું બોલી ઝટપટ ત્યાંથી ચાલી ગઇ અને થોડીજ વારમાં એક નાની ઉમ્મરની યુવતીને સાથે લેઇ પાછી આવી. સાથે આવેલી યુવતી બહુજ ભયભીત બની ગએલી જણાતી હતી ડોશીએ મને સામેના મકાનમાં જવાનો ઈશારો કર્યો. મેં પેલી યુવતીને પુછ્યું: "કેમ? કાંઇ પૈસા ટકા જોઇએ છે?"

યુવતીએ શરમાઇને કહ્યું: "ના."

"તમે વિધવા છો?" મેં યુવતી પૂછ્યું.

યુવતીએ માથું ધુણાવ્યું. તેની એવી ભયભીત અવસ્થા તથા સંકુચિત દશા જોઇ મારા દીલને ભારે દુ:ખ ઉપજ્યું. મને તેની સાથે વધારે વાતચીત કરવી એ ઠીક લાગ્યું નહિ એટલે મેં ત્યાંથી ચાલતીજ પકડી.

લાહોરમાં હું એક મંદિરની પડોશમાં રહેતો હતો ત્યારે મને મંદિરમાં થતી અનેક નિંદ્ય લીલાઓ જોવાનો લાગ મળ્યો હતો. મેં સાંભળ્યુ છે કે, અમદાવાદમાં એક મંદિર વ્યભિચાર માટે વિખ્યાત છે અને તેના મહંત ઉપર એક પ્રતિષ્ઠિત અધિકારીની દીકરીની ઇજ્જત લેવડાવવા માટે મુકદ્દમો પણ ચાલ્યો હતો. એવી રીતે અનેક ઠેકાણે મંદિરોમાં વ્યભિચાર થતા હોવાની વાતો સાંભળી છે. પરંતુ તેમાં પણ રાધાસ્વામી સંપ્રદાય અને ગોકુળીઆ ગુસાંઇઓનાં મંદિરો તે માટે વિશેષ પ્રસિધ્ધ છે.

યાત્રાનાં સર્વ તીર્થોના સબંધમાં એજ અનુભવ મળે છે. પુષ્કરતીર્થ અજમેરના શોખીન વ્યભિચારી શેઠીઆઓનાં ક્ષેત્ર રૂપ છે. તીર્થોનાં સ્થળોએ રહેતા પુજારી પંડ્યાઓ વ્યભિચારી હોય છે એટલુંજ નહિ પણ તેમની સ્ત્રીઓ તેવીજ વ્યભિચારિણી હોય છે. મથુરાં અને કાશીમાં સંખ્યાબંધ વિધવાઓ આવીને ધામા નાખે છે અને તે એવા વ્યભિચારનાં મોટામાં મોટાં ધામ રૂપ જોવામાં આવે છે.

કુંવારી કન્યાઓને ફોસલાવી બળાત્કાર કરવો એ સઉથી મોટું પાપ છે. કન્યાને તો હરેક ધર્મશાસ્ત્ર પવિત્ર, પુજ્ય અને

દેવીસ્વરૂપ માને છે. કેટલાક ધર્માચાર્યોએ તો ૧૦ વર્ષથી નાની ઉમરની કન્યાને ' માતા ' કહી છે. પરંતુ ઘણી વખત આપણે ૪૦ વર્ષના પુરૂષે ૮–૯ વર્ષની કન્યા ઉપર બળાત્કાર કર્યાની વાતો સાંભળીએ છીએ. એવા કામાંધોને પછી ૫–૧૦ વર્ષની સખ્ત સજા પણ થાય છે. ક્ષણભરની વાસનાની તૃપ્તિ માટે માણસ એટલી હદ સુધી ભાનભુલા બની જાય એ બહુ આશ્ચર્યની વાત છે.

મારા એક સુયોગ્ય જૈન મીત્ર સરળ, શાંત સ્વભાવના અને જૈન ધર્મશાસ્ત્રોના જ્ઞાતા હતા. હમેશાં મંદિરમાં જઇ અનેક ગ્રંથોનો અભ્યાસ કરતા હતા. તેમણે એક દિવસ મંદિરમાંજ કોઇ આઠ વર્ષની બાળા ઉપર બળાત્કાર કર્યો. પહેલાં તેઓને સારી પેઠે માર પડયો અને કેસ મંડાયો તેમાં છ વર્ષની સખ્ત સજા થઇ. હું તેમને જેલમાં મળ્યો અને પુછ્યું: ' તમારે હાથે આવું કૃત્ય કેમ થયું ?' ધીરા સ્વરે એમણે ઉત્તર આપ્યો: " પારાશર રૂષિએ એવું કૃત્ય કેમ કર્યું હતું ? મુર્ખ માણસોજ એમ માને છે કે, વિદ્યાભ્યાસ અને જ્ઞાનથી ઇન્દ્રિયો વશ રહે છે. "

હું તેમને તે વખતે કાંઇ જવાબ આપી શકયો નહિ. છ વર્ષ જેલમાંથી છુટીને આવ્યા પછી તેઓ માત્ર એક માસ જીવ્યા. મને તેમની મુલાકાત લેવાનો પ્રસંગ ના મળ્યો.

એક મિત્રે મને પોતે નજરે જોએલી વાત કહી હતી. મુંબઇમાં એક સ્ત્રી મોટરમાં બેસી બજારમાં જતી હતી ત્યારે તે એક ગરીબ અને કદરૂપા મુસલમાનની નજરે પડી. મુસલમાને તુરતજ મોટરપર ચડી પેલી બાઇને સડક ઉપર નાખી દીધી અને ત્યાંજ

બળાત્કાર કર્યો. હજારો માણસ એકઠું થઇ ગયું. કેટલાકોએ તેને છોડાવવા મહેનત કરી પણ કામાંધ મુસલમાન એવો તો પિશાચી આવેશમાં આવી ગયો હતો કે, તેને સખ્ત માર પડવાથી લોહી-લોહાણ થઇ ગયો પણ પોતાની વાસના પુરી કર્યા વિના તેણે એ બિચારી બાઇને તો છોડીજ નહિ. મુસલમાન ત્યાંજ બેહોશ થઇને પડયો અને થોડીવારમાં મરણ પામ્યો.

બાદશાહ શાહજહાનના સંબંધમાં એવી વાત ચાલે છે કે, તે પોતાની પુત્રી સાથે અયોગ્ય વ્હેવાર ધરાવતો હતો અને તે માટે મોલવીઓએ તેને ફતવા આપ્યો હતો.

હું એક વાળંદને ઓળખું છું. તેના દીકરાને ખુનના આરોપ-સર ૭ વર્ષની કાળા પાણીની સજા થઇ હતી. દીકરો જેલમાં ગયો ત્યારે ઘરમાં ડોસો અને દીકરાની જુવાન વહુ બેજ રહ્યાં. કેસ ચાલતો હતો ત્યારે તો ડોસાએ દીકરાને છોડાવવા માટે બન્યું તેટલું કર્યું અને ઘરબાર વેચી કેટલુંક દેવું પણ કર્યું હતું. પણ પછી વહુ સાથે તેનો આડો વ્યવહાર ચાલવા માંડયો; છેવટે વહુને ગર્ભ રહ્યો; અને તે પડાવી નાખવામાં આવ્યો. એ વાત જગ જાહેર થઇ પણ એ વ્યવહાર એમ ને એમ ચાલુજ રહ્યો. સજાની મુદત પુરી થતાં દીકરો ઘેર આવ્યો. બધી વાત તેની જાણમાં આવી એટલે ઘરમાં કજીઓ થવા માંડયો આખરે ડોસાએ જુવાન દીકરાને ઝેર આપ્યું; ડોસાને સજા થઇ અને દીકરાની વહુ એક મુસલમાનના ઘરમાં બેસી ગઇ!

આશરે પ્ચાસેક વર્ષના એક શખ્સના બાર વર્ષના દીકરાની વહુ અઢાર વર્ષની છે. દીકરો તદન અજાન , છે. વહુને સસરાના પેટે ત્રણ ચાર વખત ગર્ભ રહ્યા અને એક વખત તો પોલીસ સુધી એ વાત પહોંચી; ગામ લોકોએ તેમને કુવાપર પાણી ભરવા દેવાની બંધી પણ કરી ત્યારે તે ગામ-માંથી ચાલી જઈ શહેરમાં રહ્યાં છે.

મારા એક મિત્રે વ્યભિચાર પાછળ એકાદ લાખ રૂપી-આની બરબાદી કરી છે. એક દિવસ તે ખીલ્યા અને પોતાની કેટલીક ગુપ્ત વાતો કહેતાં તેમણે મને કહ્યું:–'એક ગરીબ પાડોશીની સ્ત્રી મને બહુ ગમી પણ તે બહુ શરમાળ હતી. ઘણી તજવીજ કરી પણ કોઈ રીતે ફાવ્યો નહિ ત્યારે છેવટે એ પાડોશીને કુતુબમિનાર જોવાને લલચાવ્યો અને કહ્યું કે મારી ગાડી મોકલી આપીશ. મફતની ગાડી અને કુતુબ મિનાર જોવાનું મળે તે કોણ ના પાડે ? નક્કી કરેલા વખતે મેં ગાડી મોકલી અને ધણી ધણીઆણી કુતુબ મિનાર જોવા ગયાં. હું એમનાથી પહેલાંજ કુતુબ મિનાર ભાંગવાળી મીઠાઈ લેઈને પહોંચી ગયો. ગાડી મારી નજીક આવી પહોંચતાં પાડોશી ભાઈ મને જોઈ આશ્ચર્ય પામ્યા અને મને પુછ્યું. "આપ ક્યાંથી ?" મેં કહ્યું: "મને પણ એકાએક મન થયું કે, ચાલ, હું પણ કુતુબ મિનાર જાઉં પણ ટાંગાનું પઇડું તુટી ગયું. હવે તો હું પાછો જાઉં છું. લો, આ મીઠાઈ ખાઈ જજો."

'વૈદરાજ, એ વાત કહેવા જેવી નથી.'

'પણ વૈદથી કોઇ વાત છાની રાખવી ઠીક નહિ.'

'મારે રોજ પાંચ સ્ત્રીઓને સંતોષ આપવો પડે છે.' પોતાની દુર્દશાનું વર્ણન કરતાં તે બોલ્યો.

હું તો વિચારમાં ગરક થઇ ગયો. પચાસ રૂપીઆ કમાનાર માણસને રોજ પાંચ સ્ત્રી સાથે સંબંધ એ સાંભળી હું તો તેની સામુંજ જોઇ રહ્યો.

"મુંબઇમાં ? એ સ્ત્રીઓ કોણ છે ?" થોડી વારે મેં પૂછ્યું.

"એક તો મારી પોતાની સ્ત્રી; બીજી શેઠાણી; ત્રીજી શેઠની વિધવા બ્હેન; ચોથી શેઠની દીકરી; અને પાંચમી એક મ્હોબતવાળી છે." શરમાતાં શરમાતાં તેણે પોતાની દુર્દશા વર્ણવી

આ ઉપરથી વાંચકો સમજી શકશે કે કીડી મકોડીની દયા ખાનાર માણસો વ્યભિચારમાં કેવા જાલીમ ઝનુની બને છે.

ઘણુંખરૂં માણસો પોતાની નોકર રસોઇયણ કે મજુરણો સાથે એ પ્રકારના વ્યવહાર રાખે છે. નોકરીમાં રાખતી વખતેજ એ પુરૂષો ધ્યાન રાખે છે કે નોકરી રહેનારી સ્ત્રી સુંદર દેખાવડી હોય. મુંબઇમાં કેટલીક દેશી નર્સો ડોકટરના હાથ નીચે પરિચર્યાના ધંધો કરે છે; એમાંની ઘણીખરી વ્યભિચારિણી હોય છે અને ડોકટરો સાથે તેઓ નિંદ્ય સંબંધ રાખે છે.

હું એક બ્રાહ્મણ જમીનદારને ઓળખું છું. તેમના ઘરમાં એક ભંગીયણ રહેતી હતી. આખરે નાત જાતમાં તે

"મિત્ર, મે બધી વાત જાણી છે; પરંતુ મને તમો બન્નેમાંથી કોઇ ઉપર ક્રોધ કરવો એ નિરૂપયોગી લાગે છે; મન બળથી વશ કરી શકાતું નથી; તમારા બન્ને જણ વચ્ચે પ્રેમ જામ્યો છે તો પ્રભુ તમારૂં ભલું કરે; તમારી ઇચ્છા હોય ત્યાં તમે એને લેઇ જાઓ."

યુવાન વિદ્યાર્થી તો ગભરાયો અને પોતે પ્રોફેસરની સ્ત્રીને કંઇ પણ લઇ જવાને લાચાર છે એમ કહ્યું. તથાપિ પ્રોફેસરે તેમને પોલીસને બોલાવવાની ધમકી આપી અને તેજ વખતે પોતાની સ્ત્રીને તેનાં સર્વ કપડાંલત્તાં તથા ઘરેણાં આપી વિદ્યાર્થી સાથે વિદાય કરી દીધી અને પોતે કોલેજની નોકરી છોડી ગમે ત્યાં ચાલી ગયા.

મારા એક મિત્ર એવા તો સહૃદય સાધુ પુરૂષ હતા કે એમના જોટાનો કોઇ માણસ મેં જોયો નથી. વિદ્યાર્થી અવસ્થામાંજ પાડોશમાં રહેતી એક સુંદર સ્ત્રી સાથે તેમને આડો વ્યવહાર જામી ગયો. પોતેજ બહુ સાવધ રહેતા હતા પણ આખરે લોભાઈ ફસાયા. હું સારી રીતે જાણું છું કે અત્યારે તેમનું જીવન બરબાદ થઇ ગયું છે; એમના સ્વભાવ, આચરણ અને રહેણી કરણીમાં જમીન આસ્માન જેટલો ફેર પડી ગયો છે; એમની તંદુરસ્તીની તો એટલી પાયમાલી થઇ ગઇ છે કે, તેમને જો કોઈ કહે કે, 'જાની પડાવો' તો પોતેજ રડી પડે છે.

એક નવજુવાને મને આપવીતી જણાવી હતી. તેમણે કહ્યું:- અમો ભણતા હતા ત્યારે અમારી પાડોશમાં એક સદ્‌ગૃહસ્થ રહેતા

એ કરતાં પણ એક વધારે નિંદ્ય બનાવ થોડા વખત ઉપર બન્યો હતો. એક ધનવાન અને વિદ્વાન હિંદુ ગૃહસ્થને ઘેર એક સમાજ સુધારક મુસલમાન યુવાન રહેતા હતા. હિંદુ ગૃહસ્થના ઘરની સ્ત્રીઓ પણ અંગ્રેજી ભણેલી હતી એટલે તેમના ઘરમાં ગમે તેની સાથે છુટછાટથી બોલવાની પધ્ધતિ હતી. એકાએક પેલા મુસલમાન જુવાન તો તેમની એક દીકરીને લઇને પલાયન કરી ગયા અને કેટલાક પ્રતિષ્ઠિત માણસો વચમાં પડયા ના હોત તો જરૂર તે યુવાન છોકરીને લઇને વિલાયત પણ ચાલી ગયા હોત. એમ સાંભળ્યું છે કે મુસલમાન યુવાનને એ સજ્જને ગુપચુપ એક મોટી રકમ પણ આપી. મનુષ્ય સ્વભાવ વ્યભિચારના સંબંધમાં કેટલો નીચ બની જાય છે તેનો એ એક અજબ દાખલો ગણાય.

દિલ્લીના મહોલ્લાઓમાં એક ભયંકર પ્રથા ચાલે છે. ત્યાંના હિંદુ વેપારીઓને એવી ટેવ હોય છે કે, સવારે ઉઠીને જમનાસ્નાન કરવા જાય. પછી ૮–૯ વાગ્યા સુધી પુજા પાઠ કરી દુકાને જાય. ટપાલ વાંચી તેના જબાબ લખી નાખે એટલે જમવા જાય. જમ્યા બાદ પાંચ વાગતા સુધી ઉંઘે અને બાદ ફરવા હરવા ચાલી જાય. પાછા આવીને જમે અને પછી હિસાબ કિતાબ તૈયાર કરવામાં ગુંથાય તે રાતના બાર એક વાગતા સુધી પરવારેજ નહિ. મોડી રાતે થાક્યા પાક્યા ઘેર આવી પથારીમાં પડે તે સવારે જાગે. આ એમનું જીવન અને એમાંજ સર્વસ્વ પ્રાપ્તિ. ઘરમાં સ્ત્રીઓ

તે બાઈ તરફ તાકી સીસોટીઓ મારવા લાગ્યા. "બાઈ બિચારી ચુપચુપ જોઇ રહી. પણ થોડી વાર પછી તે ધીમે ધીમે એ યુવાનોની પાસે જવા લાગી. હું તો જોઇજ રહ્યો હતો. એટલામાં તો બાઇએ તેમાંના એક વધારે ચાવળા જુવાનને એટલા જોરથી તમાચો માર્યો કે ભાઈ સાહેબ ગુલાંટ ખાતા ખાતા પડી ગયા. બાઇએ બીજો તમાચો મારવા હાથ ઉગામ્યો પણ બહાદુર જુવાન કરગરીને એ હાથ જોડી પગે લાગ્યા. લોક એકઠું થઈ ગયું. બાઈ તો પછી ચુપચાપ પાછી પોતાના સરસામાન પાસે જઈ ઉભી રહી. પણ વીરાંગનાનું આ શુરાતન જોઈ હું આશ્ચર્યચકિત થઇ ગયો. એટલામાં તેનો ભરથાર આવી પહોંચ્યો. બધી હકીકત સાંભળી તે ક્રોધવશ થઇ યુવકો તરફ ધસ્યો પણ પ્રભાવશાળી અર્ધાંગનાએ તેને શાંતિથી સમજાવી અટકાવ્યો અને બન્ને ગાડીમાં બેસી ગયાં. પોલીસ કે કોઈ તેને કાંઈ કરી શક્યું નહિ.

પ્રસિધ્ધ નવલકથાકાર બાબુ બંકિમચન્દ્ર એક વખત સહકુટુંબ સ્ટીમરમાં મુસાફરી કરતા હતા. એવાજ કેટલાક સ્વચ્છંદી યુવાનો તેમની સ્ત્રીની છેડતી કરવા ચારે તરફ ભટકવા લાગ્યા. બંકિમ બાબુએ બહુ વાર સુધી એ યુવાનોની ચાલઢાલ સ્વસ્થપણે જોયા કરી પણ જુવાનોએ તો એમની ચેષ્ટા છોડીજ નહિ ત્યારે બાબુજીએ ધીમેથી તેમની પાસે જઇ તેમને સભ્યતાપુર્વક બોલાવી પોતાની પાસે બેસાડીને કહ્યું:- "કેમ, તમારે આ સુંદરીનું મન જીતવું છે? હું તો ઘરડો છું; મેજીસ્ટ્રેટ છું અને ધનવાન પણ છું; દશ વર્ષથી હું એ સ્ત્રીનું મન જીતવા મથું છું પણ ફાવતો

નથી; તમે ચ્હાવો તો યત્ન કરી જુવો." જુવાનો તો કાપ્યા હોય તોએ લોહી ના નીકળે એવા ઝીક્કા પડી ગયા; બે હાથ જોડી માફી માગી; બંકિમ બાબુએ તેમને હસતા ચ્હેરે થોડો ઉપદેશ આપ્યો અને પાનસોપારી ખવડાવી સાદર વિદાય કર્યા.

છપ્પન વર્ષના એક મારા મિત્ર હરહમેશ કોઇ ને કોઇ શક્તિની દવા ખાધા કરતા હતા. તેમને સ્ત્રી કે સંતાન કાંઇ નહોતું—એકલા હતા. મારો અને તેમનો પરિચય વધ્યા પછી એક દિવસ મેં તેમને પુછ્યું: આપનું જીવન અને ચાલચલણ તો તદ્દન પવિત્ર જણાય છે; આપને સ્ત્રી પણ નથી, આપ વેશ્યાગમન કરતા હો એમ તો મને લાગતું નથી, તો પછી આપને શક્તિની દવા ખાવાનો આટલો બધો શોખ કેમ છે?" થોડી આડીઅવળી વાતો કરી મિત્રે મને સાચી હકીકત જણાવી. તેમણે કહ્યું: "એક ગૃહસ્થ પોતે ઘરડા અને રોગી છે; તેમણે ત્રીજી વાર એક જુવાન સ્ત્રી સાથે લગ્ન કર્યું છે. એમની ફરમાશથી હું એમની એ જુવાન સ્ત્રી સાથે સંબંધ રાખું છું કારણ કે તેમણે રાજીખુશીથી મને તેમ કરવા રજા આપી છે.

જોધપુરનો એક અભાગીઓ બ્રાહ્મણ કોઇ કોઇ વખત મારે ત્યાં આવે છે. તે પોતેજ પોતાની સ્ત્રી પાસે વેશ્યાનો ધંધો કરાવે છે. પુરુષો સાથે બધો બંદોબસ્ત કર્યા બાદ તે પોતાની સ્ત્રીને કુટણખાનામાં અથવા તો તે પુરુષના ઘેર લઇ જાય છે. એને બીજો કાંઇ ધંધો નથી—આજ એનો ધંધો.



# અધ્યાય ૪ થો.

## ( વેશ્યા વ્યભિચાર. )

વેશ્યા-વ્યભિચાર એક સઉથી વિશેપ મનોરંજક અને આશ્ચર્યજનક બાબત છે. એ પ્રવૃત્તિ એટલીજ ભયંકર અને દુષ્ટ છે. જેમ સાપનું સૌંદર્ય અને સોમલની ઉજવલતા મનમોહક હોવા છતાં ત્રાસદાયક છે તેમજ જનસમાજમાં વેશ્યાઓ બહુ લલચાવ-નારી પણ ફસાવનારી વસ્તુ છે. વેશ્યાઓની હસ્તી હમેશાં નિંદનીય સ્થીતીના કારણરૂપ થઇ પડી છે.

આશ્ચર્યભરેલી વાત તો એ છે કે, એવું શું કારણ છે કે સ્ત્રી વેશ્યા બનવા જેટલી નિર્લજ અને હૃદયશુન્ય બની જાય? શાસ્ત્રમાં સ્ત્રીનું સ્વરૂપ વર્ણવતાં કહ્યું છે કે, સ્ત્રી સમુદ્ર સરખી ગંભીર હોય, સ્વભાવે જળ સમાન નમ્ર અને શાંત હોય, ગાયના જેવી માયાળુ હોય અને, કુદરતીજ લજ્જા, દયા અને પરોપકારની મૂર્તિ સમાન હોય. પ્રેમ પાછળ આત્મત્યાગ કરવામાં ઉમદા ઉદાહરણો તો સ્ત્રીઓમાંજ મળી આવે છે. કોમળતા અને મધુરતાના સાગર સમી તો સ્ત્રીઓજ મળી આવશે. પણ એજ એના ગુણને પરિણામે વેશ્યાવૃત્તિનું પાપ આજે જગતમાં પ્રવર્તી રહ્યું છે એજ

માયાળુ અને કોમળ સ્ત્રીઓ એટલી છળ, પ્રપંચ અને પાખંડધારી બને છે એ વાત બહુ આશ્ચર્ય ઉપજાવે તેવી છે.

સતીત્વનું રક્ષણ કરવાને ખાતર પ્રાણ પણ સમર્પણ કર્યાં એવા અસંખ્ય દાખલા શું જગતમાં નથી બન્યા? સતીત્વના રક્ષણને ખાતર હજારો સ્ત્રીઓ આખો જન્મારો મ્હેનત મજુરી કરીને જીંદગી ગુજારે છે. છતાં એજ મનુષ્યસમાજ વચ્ચે સ્ત્રીઓ પૈસાના લોભને ખાતર પોતાનાં રૂપ, નુર અને મર્યાદાનાં વેચાણ કરે એ શું વિચિત્ર નથી? કેટલાક એમ માનતા હશે કે વેશ્યા એક અવિચારી દુરાચારી વર્ગ છે.અને તે વાત કેટલેક અંશે ખરી છે પણ હમેશાં તે સત્ય નથી. ઘણીએ એવી વેશ્યાઓ છે કે જેઓને પોતાના ધર્મકર્મનું સારૂં જ્ઞાન હોય છે અને સુશિક્ષિત તેમજ વ્યવહારકુશળ હોઈ પોતાનું જીવન ગૃહસ્થાઇપુર્વક ગંભીરતાથી ગુજારે છે.

કુમાંઉં અને ગઢવાલ જીલ્લાઓમાં એવી સુશિક્ષિત વેશ્યાઓ ઢગલાબંધ મળીઆવે છે. અલમોડે, સીમલા, નૈનીતાલ અને તેની આજુબાજુનાં પહાડી સ્થાનો જોઇએ તો બજારનાં મકાનોના ઉપલા ભાગ વેશ્યાઓથીજ વસેલા નજરે પડે છે. એ વેશ્યાઓ પોતાનાં માબાપ કે ભાઈ સાથે ગૃહસ્થીના રૂપમાં રહે છે. એમના ઘરમાં દેવમંદિર પણ હોય છે. ભોતે ભણેલી ગણેલી હોઇ એટલી તો સંસ્કારી હોય છે કે રામાયણનો નિત્ય પાઠ કરે છે. પુજા, વ્રત ઉપવાસમાં તેઓ અચળ શ્રધ્ધા ધરાવે છે અને તેનું પાલન કરે છે. નાહ્યા ધોયા વિના રસોઈ પણ કરતી નથી. એમની

એક અલગ જાતિજ છે. તેમનામાં કન્યાઓનાં લગ્ન કરવામાં આવતાં નથી–માત્ર વેશ્યાવૃત્તિજ તેમને માટે નિર્માણ થએલું જીવન ગણાય છે. જે કન્યાનાં લગ્ન કરવામાં આવે તેનાં માબાપને જ્ઞાતિબ્હાર મુકવામાં આવે છે. છોકરાઓનાં લગ્ન બીજી જ્ઞાતિની છોકરીઓ સાથે કરવામાં આવે છે. અને તે વહુવારૂઓ પડદામાં રહી પતિવ્રતાનું જીવન ગુજારે છે. જો કોઇ પ્રસંગે છોકરીને બદલે વહુ સાથે કોઇનો મેળાપ થઈ જાય તો તેનું ભયંકર પરિણામ આવે છે.

વાસનાની તૃપ્તિ માટે આવેલા માણસ દીવાનખાનામાં આવીને બેસે એટલે પાન, અત્તર વગેરે આપી તેનો સત્કાર કર્યા બાદ કન્યાનાં માબાપ રાત્રીભર કન્યા સાથે વ્યભિચાર કરવાનું મુલ્ય ઠરાવે છે અને પછી એ કન્યા તે રાત એ અતિથીની સેવામાં એક પૂર્ણ પતિવ્રતા સ્ત્રી તરીકે સંપૂર્ણ દાસીભાવથી હાજર થાય છે. એમના એકાંતવાસ સમયે પાણી, દુધ. પાન ઇત્યાદિ જે વસ્તુઓ તેઓને જોઇએ તે બધું કન્યાનો ભાઈ તેમને પહોંચાડે છે. ઘણું ખરૂં તો આ વેશ્યાઓને માસિક પગારથી બાંધવામાં આવે છે. એક રીતે એમની ખાનદાની અને સંસ્કારિતા તો એટલી દ્રઢ હોય છે કે, પગાર આપનાર શખ્સ ગેરહાજર હોય ત્યારે પણ તેઓ પ્રમાણીકપણે કોઈ પણ પુરૂષ સાથે એવો સંબંધ નહિ રાખવ.ને કટિબધ્ધ રહે છે. આ સ્ત્રીઓ મીરઠ, મુરાદાબાદ, કાશીપુર, રામપુર, મંડી અને દિલ્લી સુધી પણ એ ધંધા માટે આવીને વસે છે અને તેમનો ધંધો ધમધોકાર ચાલે છે. એમનાં મૂળ વતન–પહાડપરનાં

સ્થાનોમાં તો તેઓ એક રાતના ૯-૧૦ રૂપીઆ લે છે ત્યારે મીરઠ, દીલ્હીમાં તેમને ૧૫-૨૦ થી ૫૦ રૂપીઆ સુધી મળે છે.

આ સ્ત્રીઓ વ્યવહારમાં સુજન અને સુસ્વરૂપ હોય છે એક રાણીને પણ ઝાંખી પાડે તેવી પરમ રૂપવતી સુંદરી ૫૦ રૂપયા માટે આમ હરહમેશ પોતાનાં રૂપ, ગુણ, મર્યાદાનું લીલાંણ કરે એ શું ઓછી આશ્ચર્યજનક વાત છે?

મુંબઇ, દક્ષિણ અને ગુજરાતની વેશ્યાઓના પ્રદર્શન રૂપ છે. ત્યાં રાતે કે દિવસે ગમે ત્યારે વેશ્યાઓ મળી શકે છે. રોજના એક હજાર રૂપીઆ લેનારી વેશ્યા પણ મુંબાઇમાં વસે છે તેમ માત્ર ચાર આના લેનારી વેશ્યા પણ વસે છે. હજારો માણસ મુંબઇમાં માત્ર વેશ્યાની દલાલી કરીને પોતાનું પાપી પેટ ભરે છે. રાજા મહારાજાઓથી માંડી અધમ અભાગી માણસ પણ એ વેશ્યાઓનાં ઘરોમાં વખત ગુજારે છે.

મુંબઇમાં વેશ્યાઓમાં સઉથી વધારે પ્રતિષ્ઠા ગોઆવાળીની ગણાય છે. ગોઆવાળીઓ મરાઠી બોલે છે અને પોશાક પણ તેવોજ પહેરે છે. સામાન્ય રીતે એ સ્ત્રીઓ રૂષ્ટપુષ્ટ અને સુંદર હોય છે. એમનો સર્વ વ્યવહાર ગંભીર અને સુજનતાપુર્ણ હોય છે. આ ગોઆવાળી વેશ્યાઓ વેશ્યાવાડા તરીકે પ્રસિદ્ધ થએલાં સ્થળોએ રહેતી નથી. ઘણું ખરૂં તેઓ માન મરતબા સાથે સર્વ સામાન્ય મહોલ્લાઓમાં રહે છે. આથી તેમનો સમાગમ એવા ફરંદા મિત્રો મારફત અથવા દલાલો મારફતજ થઇ શકે છે. પહાડી સ્ત્રીઓની માફકજ આ ગોઆવાળી વેશ્યાઓ પણ ધર્મ, કર્મ પવિત્રતાના

આચાર વિચાર બરાબર પાળે છે. પોતે જે કાંઇ કરાર કર્યો હોય તે યથાર્થ રીતે પાળવામાં પણ તે પહાડી સ્ત્રીઓની માફકજ પ્રમાણિક હોય છે.

મુછો પાકીને સફેદ થઈ ગઇ હોય અને ઘેર બાળબચ્ચાં બલ્કે છોકરાંનાં છોકરાં પણ હોય એવા કઇંક શ્રીમન્તો આ ગોવાવાળીઓને માસિક પગારથી રાખે છે; તેમને માટે બંગલા અને નોકર ચાકર પણ રાખે છે. પોતાને અનુકુળ હોય તે વખતે શેઠજી ત્યાં જઇ ધરાઇને આનંદ ભોગવી પાછા પોતાને મકાને ચાલી જાય છે.

એજ પધ્ધતિના એક શ્રીમંત શેઠ મને એક વાર મોટર લેઇ રોગીને જોવાને બોલાવવા આવ્યા. દર્દી કોણ હશે તેનો મને કાંઇજ ખ્યાલ નહોતો. હું મકાનપર પહોંચ્યો. ફર્નીચર બધું નવા જમાનાના અજબ ઢંગનું જોઈ હું વિસ્મય પામ્યો. સામે કોચ ઉપર અતિશય બારીક વસ્ત્રોથી સુસજ્જ થઇ એક રૂપવતી યુવતી બેઠી હતી. હું તો સ્તબ્ધ થઇ ગયો. મને વિચાર આવ્યો કે મારવાડી સ્ત્રી પોતાના દેશી પોષાક અને આચાર વિચાર તજતી નથી. પણ આ શેઠજીએ તો એ બધાંને તિલાંજલી આપી બાઇ સાહેબને તદ્દન વીશમી સદીની સુધરેલી બાનુ બનાવી દીધી છે એ શું? ખેર! હું તો દર્દીને તપાસી ચાલી આવ્યો. પણ રસ્તામાં મેં શેઠજીને પુછ્યું: "આ બાઈ આપને શું થાય?" શેઠજીએ કહ્યું: "શરમાવા જેવી વાત છે પણ આઠ વર્ષથી મારી પત્ની સ્વર્ગવાસ પામી ત્યારથી ઘરમાં બાળબચ્ચાં હતાં અને ઉમર પણ એવી ગણાય કે લગ્ન કરવું.

ઉચિત નહોતું; આપણું મન કબજે રહે નહિ ત્યારે લાગ્યું કે આ એકજ માર્ગ છે એટલે ચાર વર્ષથી મેં આ બાઇને માસિક રૂા ૩૦૦ ના પગારથી રાખી છે.

મુંબઇમાં વેશ્યાવૃત્તિના સંબંધમાં એક બીજી તાજુબી ભરેલી વાત જાણવા જેવી છે. જુદા જુદા દેશ અને પ્રાંતનાં મધ્યમ વર્ગનાં માણસો ધંધાર્થે આવી વસે છે. રહેવાની તંગી અને ખર્ચના કારણસર ઘણાઓ પોતાની સ્ત્રીને સાથે રાખી શકતા નથી; એટલે એવાં માણસો પગારથી વેશ્યાઓ રાખે છે. એ પગારના પણ બે પ્રકાર–'છુટક' અને 'બંધેજ'– છે. 'છુટક' એટલે કે મહિનામા ૧૫ કે ૮ દિવસ એક યા બે દિવસના આંતરે જવું આવવું તે; તેમાં પણ કલાકો નક્કી કરેલા હોય છે–૮ થી ૯ કે ૯ થી ૧૦ યા એવો બીજો કોઇ વખત નક્કી કરવામાં આવે છે. એ રીતે એક એક વેશ્યા દશ બાર માણસો સાથે કરાર કરી રાખે છે અને હરેક મરદ પોતાના વખતસર આવી પાછા વખતસર આલ્યા જાય છે. એ વેશ્યાઓ બીજા પુરૂષો સાથે વ્યભિચાર કરવાનો છુટક ધંધો કરતી નથી પણ આવા કરારથી તેમને માસિક રૂ. ૩૫ થી ૧૫૦ સુધીની આવક પોતાના રૂપ અને જોબનના પ્રમાણમાં થાય છે. 'બંધેજ' વાળી વેશ્યા એકજ પુરૂષ સાથે કરાર કરે છે–બીજા કોઇ પુરૂષ સાથે સંબંધ રાખતી નથી. ઘણુંખરૂં તેમને ગાતાં પણ સારૂં આવડે છે. તેઓને માસિક રૂ. ૨૦૦ થી ૧૦૦૦ જેટલો પગાર મળે છે. તેઓ બીજા પુરૂષોને ગાણું સંભળાવીને કે પાન ખવરાવીને જે કાંઇ

કમાણી થાય તો તે કરી શકે છે પણ પગારથી રાખનાર પુરૂષ શીવાય બીજા કોઇ પુરૂષ સાથે વ્યભિચાર કરતી નથી.

ગોઆની આ સ્ત્રીઓ એ રીતે મુંબઈ આવી આવા પાપ વ્યવસાયમાં જીવન વ્યતીત કરે છે. એ ગોઆમાં પોર્ટુગીઝ રાજ્ય છે. આ વેસ્યાઓની જાતિ શીવાય સર્વ લોક રંગે શ્યામ અને ખ્રીસ્તી ધર્મનાં હોય છે. એમનાં કેટલાંક ગામો વસેલાં છે જ્યાં આ સ્ત્રીઓ બહુ સસ્તામાં વેચાતી કે ભાડાથી મળી શકે છે. એમ સાંભળ્યું છે કે ક્યાં રહેવાનું છે એ બરાબર બતાવ્યા વગર પોલીસ કોઇને સ્ટેશન ઉપર ઉતરવા દેતી નથી. માટે છોકરીઓના બાપ ભાઇ સ્ટેશન ઉપરજ ફરતા રહે છે અને મુસાફરો સાથે બધો ઠરાવ કરીને તેઓ મુસાફરને પોતાના મહેમાન કરી ઘરે લેઈ જાય છે. નૈનીતાલ માફક અહીં પણ છોકરીઓ રૂ. ૩૦૦ થી રૂ. ૨૦૦૦ સુધીમાં વેચાતી મળે છે એમ કહેવાય છે.

એ કમનશીબ સ્ત્રીઓ નાની ઉમરમાંજ એ રીતે વેચાઇને અથવા તો કમાવાને ખાતર માબાપની સાથે મુંબઈ આવે છે. એમાંની કેટલીક તો એટલી ભોળી અને પવિત્ર નિર્દોષ હોય છે કે તેમની હાલત માટે ખરેજ દયા ઉપજે.

રાજા મહારાજા અને શેઠ શાહુકાર ઇત્યાદિ સર્વ લોગ એ ગોઆવાળી વેશ્યાઓ ઉપર મરી ફીટે છે. એક દાખલો મારી જાણમાં છે કે રજપુતાનાના એક પ્રસિધ્ધ રાજા મુંબઇના એક ધનાઢ્યના પુત્ર સાથે પુણાની એક વેશ્યાના ઘરમાં આરામ ભોગવી રહ્યા હતા ત્યાંજ તે બેઉને ઇન્ફ્લુએન્ઝા લાગુ પડી ગયો અને રાજા-

સાહેબ રસ્તામાંજ મરણ પામ્યા અને તેમના શોખની શ્રીમંત સુલતાન મુંબઈ આવી મરણ પામ્યા હતા.

• વળી એક બીજી વીચીત્ર વાત કહું. એક રાજા સાહેબ મુંબઈ પધાર્યા ત્યારે તેમની રૈયતમાંના એક પ્રતિષ્ઠિત સજ્જને તે નામદારને પાન સોપારી લેવા પધારવાનું આમંત્રણ આપ્યું. આમંત્રણનો સ્વીકાર તો કર્યો પણ સાથેજ એમ કહેવડાવવામાં આવ્યું કે, મેળાવડામાં વેશ્યાનું ગાણું પણ રાખવું. આમંત્રણ મોકલનાર શેઠને એ સાંભળી બહુ ખેદ થયો પણ શું કરે? રાજા સાહેબના હુકમનો અનાદર કરવો તો પાલવે નહિજ. મેળાવડામાં અનેક સભ્ય અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો આવવાના હતા છતાં ગાણાનો બંદોબસ્ત તો કરવોજ પડયો. જુવાન મહારાજા સાહેબ લંપટ નેત્રો ટગમગાવતા આવીને બીરાજ્યા અને સઉએ ભારે માન આપ્યું. જો કે સભાજનોને વેશ્યાને બોલાવવામાં આવી હતી એ વાત રૂચી નહોતી છતાં ગાણું પણ થયું. એકજ ગાયન સાંભળ્યા બાદ રાજાજી તો બીજા ઓરડામાં પધાર્યા અને ત્યાંથી હુકમ કર્યો કે ગાવાવાળીને અહીં મોકલો. વેશ્યાને તે ઓરડામાં મોકલી .અને થોડી વારમાં તો રાજાજી વેશ્યાના હાથમાં હાથ મીલાવી દાદર ઉતરી ગયા અને મોટરમાં બેસી વિદાય થઇ ગયા. રાજાજીને આમંત્રણ દેનાર સજ્જન શરમીંદા થઇ ગયા—બહુ ખેદ પામ્યા,

આ તો આપણે મોટા લોકોની મોટી વાતોનું વર્ણન કર્યું પણ હવે આપણે વ્યભિચારનો એક બીજેજ પ્રદેશ જોઇએ. એ માટે આપણે મુંબઇ શહેરનોજ દાખલો લઇએ. ઉતરતી પંક્તિની

વેશ્યાઓના ભંડારોથી ભરપુર આખાં ને આખાં બજારો મુંબઇમાં છે. મેલી, ગંદી, ગંધાતી ઓરડીઓમાં એ સ્ત્રીઓ રહે છે. દરવાજા પણ સળીઆઓથી ભરી લીધેલા હોય છે અને તે ખોલવાની તેમને પરવાનગી હોતી નથી. એવી એકેક ઓરડીમાં આઠ દશ કે વીશ સ્ત્રીઓ ખીચોખીચ બેઠેલી હોય છે. સળીઆંવાળા દરવાજાની બ્હાર અક્કલહીન દુર્બળ, દુરાચારી લોક ઉભા હોય છે. આ સ્ત્રીઓમાં કેટલીક તો માત્ર બે આનાના દરથી વેશ્યા-વૃત્તિ કરે છે. બીજા કોઇ પણ શહેરમાં વેશ્યાઓની આટલી દુર્દશા હોય તો એવું મારી જાણમાં નથી.

તદપિ કલકત્તામાં પણ લગભગ મુંબઈ જેવીજ હાલત છે. કલકત્તામાં ૧૫ હજાર વેશ્યાઓ વસે છે એમ કહેવાય છે. એમની દશા પણ મુંબઇના જેવીજ છે. મુંબઇની માફકજ કલકત્તામાં પણ ગમે તેવી હલકી જાતની છોકરી પાઉડર છાંટી જરા સારાં કપડાં પહેરી માથાંના વાળ ખાસ ટાપટીપથી ઓળી રસ્તાપર ઉભી રહે છે અને રસ્તે ચાલતો કોઈ શિકાર મળી આવતાં તેને સાથે લેઈ જાય છે. મુંબઇનું બજાર તો એટલું ભયંકર છે કે રોજ બે ચાર ખુન પણ થાય, મારામારીઓ થાય, દંડા ઉડે; ખીસાં કતરાઈ જવાના તો કંઇક બનાવો બને. કોઈ ઇજ્જતદાર ભલા આદમીની તો એ રસ્તા ઉપરથી ચાલી જતાં પણ છાતી ગભરાય છે. એવો એક નમુનેદાર બનાવ અત્રે વર્ણવું.

જયપુરના ચાર પાંચ મહેમાન આવેલા તેમને લેઇ એક મિત્ર એ લત્તામાં ફરવા નીકળ્યા. રસ્તે ચાલતા હતા તેટલામાં એક દલાલ તેમની સાથે જોડાઇ ગયો અને તેની સાથે આ બધા મિત્રો એક મકાન ઉપર ચડયા. મકાનમાં જઇને જુએ તો કેટલીક હલકી વર્ણની સ્ત્રીઓ પાઉડર લગાડી કરીને બેઠી હતી. સાથે કેટલાક મવાલીઓ પણ ત્યાં હતા. એ મામલો જોઇ બધા મિત્રોએ ત્યાંથી ચાલી જવા માંડયું. પણ તે કાંઇ રહેલું હતું કે? તુરતજ દરવાજા બંધ કરી દેવાયા. મવાલીઓએ ઘડીઆળ, અછોડા, રૂપીઆ, પૈસા, કોટ, દુપટ્ટા વગેરે લેઈ લીધું. પછી વળી તેમને જવા દીધા. પણ જાય ક્યાં? હજી તો એકજ અધ્યાય પુરો થયો હતો—બીજો બાકી હતો. ગુપચુપ બીચારા નીચે ઉતરતા હતા એટલામાં તો ઉપરની સ્ત્રીઓએ તેમને દાદર ઉપરજ જોડાથી પીટવા માંડયા. પાંચ છ મિત્રોમાંના એક જરા મજબુત બાંધાના હતા તેમણે જરા ચમત્કાર દેખાડયો અને એક વાંસ હાથ આવ્યો તેના વડે એક શખ્સને ફટકો પણ માર્યો. અને બીજા સાથીઓ પણ તુટી પડયા. એટલે પછી પેલી નિર્લજ સ્ત્રીઓએ "પોલિસ, પોલિસ" એમ બુમો મારવા માંડી; પોલિસ આવી અને પેલા મવાલીઓ, સ્ત્રીઓ તથા આ બધા શોખીન મિત્રોને પોલીસ ચોકી પર લેઈ ગઈ. મધરાત થઈ ગઇ હતી. બધાંઓને રાતભર પોલીસે કોટડીમાં પુરી રાખ્યાં. સહવારે દશ વાગે બધી હકીકત સાંભળ્યા પછી પોલીસે સઉને છોડી મુકયાં અને બાર વાગે એ શોખીન મહેમાનો ઘેર આવી પહોંચ્યા. અમને બધી વીતકની

કહાણી કહી અને પડેલા મારનાં ચાઠાં પણ બતાવ્યાં. જયપુરની ગાડી ઉપડવાનો વખત તેમણે અમને પૂછી લીધો અને રાતે અગીઆરા ગણી ગયા.

વ્યભિચારનાં આ બધાં સાધારણ પરિણામ છે. પણ તેથી બીજાં જે અસાધારણ રૂવાંડાં ઉભાં કરે તેવાં ભયંકર પરિણામો નીપજે છે તેનું હવે પછીના કોઇ અધ્યાયમાં વર્ણન કરીશું.

પ્રશ્ન એ ઉભો થાય છે કે, આ રીતે છડેચોક વેશ્યા તરીકેનો ધંધો કરવાની છુટ શા સારૂ આપવામાં આવે છે? ધર્મ, સમાજ અને કાયદો વેશ્યા તરીકેનો ધંધો કરવામાં આવે તે શા માટે સાંખી ખાય છે? એક સ્ત્રીને વેશ્યા તરીકેનો ધંધો કરવાની છુટ સરકાર કે અધિકારી વર્ગ તરફથી મળે એનું શું કારણ હશે? વ્યભિચારનો ધંધો કરવો એને કાયદો ગુન્હો શા સારૂ નહિ ગણે? કોઇ પુરૂષ કોઈ સ્ત્રી ઉપર જો બળાત્કાર કરે તો તે ગુન્હો ગણાય છે. પણ કોઈ સ્ત્રીને રાજી કરીને વ્યભિચાર કરવામાં આવે તો તે ગુન્હો ના ગણાય તેનું શું કારણ? વ્યભિચાર કરવો એ પાપકર્મ તો છેજ. ખુન કરવું એ પાપ છે અને કોઇ માણસને રાજી કરીને પણ જો તેનું ખુન કરવામાં આવે તો તે ગુન્હો ગણાય છે તેજ પ્રમાણે એક સ્ત્રીને રાજી કરીને પણ જો વ્યભિચાર કરવામાં આવે તો તેને ગુન્હો નહિ ગણવાનું શું કારણ?

આ અધ્યાયના આરંભમાંજ જણાવ્યું છે કે, જો માણસને ખાવાનું ના મળે તો તે ચોરી કરવા પ્રેરાય છે. જનતા પણ હરહમેશ માને અને સમજે છે કે, ભુખ્યો માણસ ગમે તેવું પાપ કરે.

કામની કામના એ પણ કુદરતી ઇચ્છા છે અને માણસને જો સરળ અને વ્યાજબી માર્ગે પોતાની મનકામના સંતોષવાનું સ્થાન ના મળે તો તે માણસ પારકી વહુ દીકરીઓને છળ, બળથી ફસાવવા પ્રેરાય છે. વેશ્યાઓની હસ્તીના હિમાયતીઓ એવીજ દલીલ કરે છે કે મકાનમાં જેમ સંડાસ ચોકડી વગેરે રાખવાની જરૂર છે તેજ પ્રમાણે સમાજમાં વેશ્યાઓની હસ્તી પણ જરૂરી છે. કારણ કે મકાનમાં જો સંડાસ, ચોકડી ના રાખે તો તેમાં વસનારાં મકાનમાં તેમજ આજુબાજુ ગંદકી કરી મુકે છે તેમજ જો સમાજમાં વેશ્યાઓ નહિ હોય તો જે માણસોને સ્ત્રી ના મળે તેઓ જરૂર પારકી વહુ, દીકરીઓ દ્વારા પોતાની કુદરતી મનકામના પુરી કરવાનાજ. એ માટે કેટલાક વળી વેશ્યાઓનું એક અલગ જગ્યાએ બજાર સ્થાપવાની સુચના પણ કરે છે.

ખરેખર આ તો બહુ અંધેરની વાત ગણાય કે પુરૂષોની કામવાસના તૃપ્ત કરવા માટે સ્ત્રી જાતિને છડેચોક આવો અનીતિમાન અને નિર્લજતાની અવધિ સમાન ધંધો કરવા દેવામાં આવે. કામશાસ્ત્રો એમ લખે છે કે, પુરૂષ કરતાં સ્ત્રીઓની કામવાસના આઠ ગણી હોય છે. પરંતુ સમાજનું બંધારણ તો એવું છે કે, પુરૂષ રાંડે તો બીજી સ્ત્રી સાથે લગ્ન કરે પણ સ્ત્રી રાંડે તો તેને જન્મભર વિધવા રહેવું પડે છે. પુરૂષની કામવાસનાની તૃપ્તિ અર્થે સમાજ એટલી બધી કાળજી રાખે કે તેમને બીજી સ્ત્રી પરણવાની છુટ આપે એટલુંજ નહિ પણ વેશ્યાઓ પણ રહેવા દેવામાં આવે, ત્યારે સ્ત્રીઓની કામવાસનાની તૃપ્ત માટે કાંઇજ

સાધન કે સગવડ નહીં બલ્કે તેના ઉપર અનેક અંકુશો મુકવામાં આવે તેનું શું કારણ હશે? સમાજશાસ્ત્રીઓ શું એ વાત ભુલી ગયા હશે કે સ્ત્રી કુમાર્ગે ચડે તો ત્રણ પેઢીનું નામ ડુબે છે? એ સમાજ-શાસ્ત્રીઓએ સ્ત્રીઓની કામવાસનાની તૃપ્તિ માટે એવા પુરૂષોનાં મકાનો ખોલવાની વ્યવસ્થા પણ કરવી ઘટે!

વસ્તુતઃ વેશ્યાવાડો રાખવાની હીમાયતમાં જે દલીલો કરવામાં આવે છે તે તદન કઢંગી અને અર્થ વગરની છે. માણસની કુદરતી ઇચ્છા પાર પાડવાનાં સાધન રાખવામાં આવે તો ગરીબ લોકો પણ એમ કહી શકે કે તેમને પુષ્કળ ધન આપવું જોઇએ અને નહિ તો તેમને ધનવાનોને લુંટી લેવા દો. શું સમાજશાસ્ત્રીઓ તેમને માટે ધનવાનોનું એક અલાહેદું સ્થળ કહાડી આપવા તૈયાર થશેકે ત્યાં જઇ ગરીબ માણસો તેમને મારપીટ કરી લુંટી શકે? સાધારણ સ્થીતિના સદ્‌ગૃહસ્થોને સુરક્ષિત રાખવા માટે એવી વ્યવસ્થા કરવાની કોણ હીમાયત કરશે?

યથાર્થ વાત તો એ છે કે માણસે પોતાને પ્રાપ્ત થએલી સ્થીતીમાં ધીરજ, સંતોષ અને સંયમથી રહેતાં શીખવું જોઇએ. હજારો માણસોને બીચારાંને ખાવા પીવાનું પણ ઠેકાણું નથી હોતું. ભયાનક સંકટો વચ્ચે બીચારાં જેમ તેમ કરી પોતાના દિવસો ગુજારે છે. હજારો માણસ વસ્ત્ર વિના ઠરી મરી જાય છે. થોડા પૈસા કમાવાને ખાતર હજારો માણસ પુષ્કળ ગધ્ધાવૈતરું કરી જુવાન વયમાં બુઢાં બની જાય છે. પરંતુ તે માણસો ધનધાન્યથી ભરપુર સુખી માણસો ઉપર બળાત્કાર કરતાં નથી. ત્યારે શું ભુખ

તરશ કરતાં પણ કામવાસના એવી આવશ્યક કે અસહ્ય વસ્તુ છે કે માણસ તે સહન કરી શકે નહિ અને તેની તૃપ્તિ માટે સમાજમાં ઉપદ્રવો પેદા કરે અને પારકી ઇજ્જત, આબરૂ, નીતિની બરબાદી કરે ? વ્યભિચાર માત્ર માણસના અસંયમ અને પાપવૃત્તિનું એક ફળ છે. સાધન ના હોય તો માણસ જેમ ભુખ, તરશ વેઠી લે છે તેમ કામવાસનાને પણ મારતાં તેણે શીખવું જોઇએ.

હજરત મહમ્મદ સાહેબ વેશ્યાવૃત્તિના હડહડતા વિરોધી હતા. વેનિસ શહેર વેશ્યાઓના સ્વર્ગ તરીકે નામીચું છે છતાં પણ ત્યાં વેશ્યાવૃત્તિ વિરૂધ્ધ અનેક સખ્ત નિયમો ઘડાયલા હતા—વેશ્યાવૃત્તિ કરવા માટે કેદ અને દંડની સજાઓ પણ કરવામાં આવતી હતી.

આજથી સો વર્ષ પહેલાંના લન્ડન શહેરનું સ્વરૂપ આલેખતાં મિ. જોસફ મેકેબ લખે છે કે, "લન્ડનની ૭ લાખ માણસની વસ્તીમાં ૫૦ હજાર વેશ્યાઓ છે—ખાનગી વ્યભિચારિણી સ્ત્રીઓ હોય તે તો જુદી. દરેક મહોલ્લાના એક ખુણે જુગારખાનું હોય છે અને દરેક ગલીમાં ખુલ્લા ઓટલાઓ ઉપર દારૂ વેચાય છે ત્યાં એવી જાહેરાત લખેલી હોય છે કે,

| | | | |
|---|---|---|---|
| સાધારણ દારૂ | ... | ... | ૧ પૈસો |
| બેહોશ કરનારો | ... | ... | ૨ પૈસા |
| ચટાઇ | ... | ... | મફત |

યુરોપની વેશ્યાઓની ઉત્પત્તિ વિષે લખતાં એક વિદ્વાન કહે છેઃ—

"મને એ આચારહીણ સ્ત્રીઓની રીતભાતનો સારો અનુભવ છે. નિઃશંકપણે હું કહી શકું છું કે એમાંની સેંકડે એક સ્ત્રી પણ ભણેલી હોતી નથી. એ સ્ત્રીઓ ગરીબ અને હલકા કુળની હોય છે. જનસંખ્યા વધવાથી જે ગીરદી થવા માંડી છે તેના પરિણામે નાની ઉમ્મરથીજ એ છોકરીઓનાં દીલમાંથી મર્યાદાના સંસ્કારનો નાશ થાય છે. જુવાનીમાં આવતાં પહેલાંજ તેઓ વિષયવાસનાની વાતો જાણવા સમજવા પામે છે. જરા ઉમરમાં આવતાંજ એમનો આશક એમને નસાડી લઇ જાય છે. પછી તેઓ કારખાનાંઓમાં કે દુકાનોમાં કામ પર જાય છે. જે છોકરી રૂપાળી કે મોહક હોય તેઓ સાથે મેનેજર અથવા ફોરમેનો અયોગ્ય વહેવાર કરે છે. પછી તો બનાવટી, શૃંગારી પ્રેમથી કોઇ ધનવાનની રખાત થવાની એ છોકરીને આકાંક્ષા થાય છે. ખરી રીતે એ છોકરીઓના દીલમાં કામવાસના તો કવચિતજ સ્ફુરે છે. મેં એવી વેશ્યાઓ બહુ થોડી જોઇ છે કે જેને કોઈ ભંભેરીને નસાડી ગયું હોય અને પછી પાછું તેને તજી દઇને નાસી ગયું હોય વેશ્યાઓ એવી વાતો ઘણી વખત કરે છે પણ તે બધી બનાવટજ હોય છે. વેશ્યાઓ મોટે ભાગે દારૂનાં પીઠાંઓમાં કામ કરનારી છોકરીઓ બને છે કારણ કે તેમને દારૂ પીવાની લત લાગુ પડે છે. વેશ્યાનો ધંધો લેઇ બેસવાની લાલચ થવાનું બીજું કારણ એ છે કે, કામ કરનારી સ્ત્રી તો રાત દિવસ મહેનત કરે ત્યારે માંડ માંડ ગુજરાન જેટલું કમાઇ શકે છે પણ તેની જે સોબતણ વેશ્યાનો ધંધો લઇ બેઠી હોય તે તો કપડાંલત્તાં અને ઘરેણાંથી બનીઠનીને હરે ફરે છે એ જોઇ તે એ માર્ગે જવા લલચાય, ફસાય છે."

બ્રસલ્સ શહેરમાં વીશ વર્ષમાં ૩૫૦૫ સ્ત્રીઓએ પોતાનો ધંધો વેશ્યા હોવાનો જણાવ્યો હતો. તેનાં કારણ નીચે પ્રમાણે નોંધાયાં હતાં:-

| | |
|---|---|
| પૈસા નહિ હોવાથી ... ... | ૧૫૨૩ |
| તીવ્ર કામવાસનાથી ... ... | ૧૧૧૮ |
| ખરાબ સોબતથી અથવા કઠણ ધંધો કરવો પડતો હોવાથી ... ... | ૩૩૬ |
| આશક તજીને નાસી જવાથી ... ... | ૧૦૧ |
| માબાપ સાથે લડાઇ થવાથી ... ... | ૧૦ |
| ધણીએ તજી દેવાથી ... ... | ૭ |
| સંરક્ષકો સાથે અણબનાવ થવાથી ... | ૪ |
| ઘરના ક્લેશોથી ... ... | ૩ |
| ધણીએ વેશ્યા બનવા કહેવાથી ... | ૨ |
| માબાપે ,, ,, ,, ... | ૧ |
| | ૩૫૦૫ |

મી૦ મૈરિક પોતાના એક પુસ્તકમાં લખે છે કે, લન્ડનની મિલબૈંક જેલમાં એક વર્ષમાં ૧૬૦૨૨ વેશ્યાઓ આવી હતી તેની વિગત નીચે મુજબ:-

| | |
|---|---|
| પોતાની ઇચ્છાથી વેશ્યાનો ધંધો કરનારી ... | ૫૦૬૧ |
| ગરીબાઇનાં કારણે વેશ્યા થએલી ... ... | ૩૩૬૩ |

| | |
|---|---|
| ફોસલાવીને નસાડી આણેલી ... ... | ૩૧૫૪ |
| લગ્નનું વચન આપી આશક ફસાવીને નાશી જવાથી ... ... ... ... | ૧૬૩૬ |

એ ઉપરથી જણાય છે કે છેલ્લા બે પ્રકારની ૪૭૯૦ સ્ત્રીઓ અર્થાત ત્રીજા ભાગની વેશ્યાઓની પતિત દશા કરનાર પુરૂષો હતા.

લોગન નામનો પ્રખ્યાત અંગ્રેજ પાદરી પોતાના વિશાળ અનુભવના આધારે જણાવે છે કે વેશ્યાઓમાં ૨૫ ટકા જેટલી નોકરી કરનારી સ્ત્રીઓ, ૨૫ ટકા જેટલી કારખાનામાં મજુરી કરનારી સ્ત્રીઓ, ૨૫ ટકા જેટલી કુટણીઓ મારફતે શહેરો અને મહોલ્લાઓમાંથી આવેલી સ્ત્રીઓ અને ૨૫ ટકા જેટલી આળસ, ગરીબાઈ અથવા કામલાલસાથી એ માર્ગે ચડેલી સ્ત્રીઓ હોય છે.

ન્યુયોર્કની ૨૦૦૦ વેશ્યાઓની પતિત અવસ્થાનાં કારણોનું પ્રથક્કરણ કરીને અમેરીકન બાઇ મીસીસ સેંકર નીચે મુજબ પરિણામ જણાવે છેઃ-

| | |
|---|---|
| ધન નહિ હોવાથી ... ... | ૫૨૫ |
| શારીરીક પ્રબળતાથી ... ... | ૫૧૬ |
| ભગાડીને તજી દેવાયાથી ... ... | ૨૫૮ |
| દારૂ પીવાની લતથી ... ... | ૧૮૧ |
| માબાપ, સંબંધીઓ અથવા પતિની ગેરવર્તણુંકથી | ૧૬૪ |
| વિલાસી જીવનથી ... ... | ૧૨૪ |

રશીઆની વેશ્યાઓના સંબંધમાં તપાસ કરતાં એમ જાહેર થયું છે કે, કારણો જોતાં દર સેંકડે તેનું પ્રમાણ નીચે પ્રમાણે હોય છે:—

| કારણ | સેંકડે ટકા |
|---|---|
| વીલાસની ઈચ્છા ... ... | ૨૧.૦ |
| આળસ ... ... ... | ૬.૫ |
| દારૂ પીવાની આદત ... ... | ૫.૦ |
| દારિદ્રય–ધનહીનતા ... ... | ૩૮.૫ |
| ફોસલાવવાથી ... ... | ૯.૫ |
| પ્રતિહિંસા ... ... ... | ૫.૫ |
| આધાર નહિ રહેવાથી ... ... | ૧૪.૦ |

વિવિધ દેશોની ઉપલી વીગતો ઉપરથી એમ સમજાય છે કે ગરીબાઈ એ પણ સ્ત્રીઓને વેશ્યાનો ધંધો લેઇ બેસવાની પ્રેરણા કરનારૂં એક કારણ છે પણ તેનું મુખ્ય કારણ ચારિત્ર્યની ખામીજ છે.

એક સજ્જને ૯૦ જર્મન વેશ્યાઓને એ નીચ ધંધામાં પડવાનાં કારણ પુછ્યાં ત્યારે એક પણ વેશ્યાએ ગરીબાઇનું કારણ દર્શાવ્યું નહોતું. તેને કેટલીક તો એવી વેશ્યાઓ મળી હતી કે જેમણે પાસે દોલત હોવા છતાં એ ધંધો કરવા માંડયો હતો. જર્મનીમાં કોઈ પણ સ્ત્રીને વેશ્યાનો ધંધો કરવાની પરવાનગી આપતા પહેલાં તેને કોઇ પણ ઠેકાણે કામ ધંધો શોધી કહાડવા માટે મુદત

આપવામાં આવે છે. બર્લીન શહેરમાં હજારો વેશ્યાઓ છે તેમાંથી માત્ર એક વેશ્યાએ કામધંધો કરવા ખુશી જણાઈ હતી.

પ્રસિધ્ધ ગોહરજાનનાં એક ઓળખીતા મને અચાનક એક દિવસ મળ્યા અને કહેવા લાગ્યા કે, 'હમણાં ગોહરજાનને મળીને આવું છું. કોઈ એનો કાશ્મીરી ઓળખાણવાળો એના રૂપીયા પચાસ હજાર ઉઠાવી પલાયન થઇ ગયો છે. બીચારી રોતી હતી તે જોઇ મેં દીલસોજી દેખાડવા માંડી તો તે મને કહેવા લાગી કે, રૂપીઆની તો કાંઇ દરકાર નથી. ભલે ને જોઇએ તો બીજા પચાસ હજાર લેઈ જાય પણ અફસોસ એ થાય છે કે, જીગરની દીલ્લગીનો અંત આવી ગયો!!'

યુરોપમાં કેટલીક સ્ત્રીઓ એવી પણ છે કે દિવસે કારખાનાંઓમાં કામ કરીને કમાય અને રાતે વેશ્યાવૃત્તિ કરીને કમાય. એવો એક દાખલો હેવેલોક એલિસે પોતાના પુસ્તકમાં નીચે મુજબ વર્ણવ્યો છે:—

"ત્રીશ વર્ષની વિધવા અને સાથે તેનાં બે બાળકો. વિધવા લન્ડનનાં છત્રીના એક કારખાનામાં કામ કરે છે. અઠવાડયાના તેને ૧૮ શીલીંગ મળે છે. પોતાની કમાણી વધારવાને સાંજ પછી તે રસ્તાઓ ઉપર ફરતી ફરે છે. ઘણુંખરૂં, તે દરિયા કિનારા નજીકના રસ્તા ઉપર ફરે છે. ત્યાંથી એક રસ્તો શહેરની ગાડીના સ્ટેશન તરફ જાય છે. અજાણ્યા જોનારને તે એક સુખી સ્થીતીની સ્ત્રી લાગે છે અને કોઇ પુછે ત્યારે, તે એમ કહે છે કે, 'હું એક બહેન-

પણીની રાહ જોઉં છું" પછી કેટલીક આડી અવળી વાતો કરી છેવટે તે ધીમેથી પોતાની ઇચ્છા દર્શાવે છે અને જો શ્રોતા પુરૂષ ઉત્સુક થને તો તેને કાં તો આજુબાજુના કોઇ મકાનમાં લેઇ જાય છે અથવા તો પોતાને ઘેરે લેઈ જાય છે. પુરૂપ તેને જે કાંઇ પૈસા આપે તે તે લેઇ લે છે. કોઇ તો માત્ર ૭ પેની આપી જાય છે તો કોઇ વળી એક પાઉન્ડ પણ આપી દે છે. આ વિધવા માત્ર દશ માસથી લન્ડનમાં આવી છે. તે પહેલાં તે ન્યુકેસલમાં રહેતી હતી. જો કે તે પોલીસને સારાં માણસ નથી કહેતી પરંતુ એમ તો કહે છે કે બીજી છોકરીઓની માફક પોલીસ તેના કામમાં ભંગાણ પાડતી નથી. વધારે પુછપરછ કરતાં એમ પણ સમજાયું કે, તે કોઇ દિવસ પોલીસને લાંચરૂશવત આપતી નથી પણ કોઈ કોઇ વાર, તેમને વશ રાખવાને ખાતર તેમની કામવાસના પૂર્ણ કરવી પડે છે.

વેશ્યાઓ મોટા ભાગે તો ઉમરમાં આવે અને કામવાસના પ્રાપ્ત થાય તે પહેલાંજ પાપમાર્ગમાં પ્રવૃત્ત થઇ ગએલી હોય છે. સાધારણ રીતે તેમનો સ્વભાવ કઢ હોય છે. વેશ્યાઓના દુર્ગુણ ફ્રાન્સના એક ડાકટરે નીચે મુજબ દર્શાવ્યા છે:- (૧) લોભ; (૨) દારૂ પીવો; (૩) જુઠાણું; (૪) ગુસ્સો; (૫) અવ્યવસ્થીતપણું; (૬) ચંચળતા; અને (૭) ચાલવાની ઓછી શકિત. વેશ્યાઓમાં કેટલાક ગુણ પણ જોવામાં આવે છે, તેમાં મુખ્ય (૧) મમતા, (૨) દયા, અને (૩) પરસ્પર સહાનુભુતિ છે.

કોઈ કોઈ વાર વેશ્યાઓ ધાર્મિક વૃત્તિની વિવેકી અને ઈમાનદાર પણ જોવામાં આવે છે.

એવી એક સુશીલ વેશ્યાનો દાખલો મારા એક મિત્રે મને કહ્યો હતો. એ મિત્રે મને કહ્યું: "હું અલમોડા ગયો; સાંજના વખતે ત્યાં પહોંચ્યો. ધર્મશાળામાં ગયો તો જગા ગંધ મારતી હતી અને ગીરદી પણ ચીક્કાર હતી. કંટાળીને હું તો બીજુ કોઈ સ્થાન શોધવા શહેરમાં ગયો. હાથમાં બેગ હતી અને ખભા પર શાલ હતી—વધુ કાંઈ સામાન તો મારી પાસે હતો જ નહિ. એટલામાં એક સુંદર સ્ત્રી ઉપર મારી નજર પડી; સાહસ કરીને હું તો ઉપર ચડી ગયો. ઓરડામાં બીછાનું બીછાવેલું હતું. સુંદરી અત્યંત સુંદર અને નવયૌવના હતી. તેણે વિવેકપુર્વક બેસાડી મને પાન આપ્યું, નામ ઠામ પુછ્યું, આવવાનું કારણ પુછ્યું. મેં મારી મુરાદ શું હતી તે સાફસાફ જણાવી દીધી. ત્રણ દિવસ એના ઘરમાં રહ્યો. ખરેજ, હું તો ચકિત થઈ ગયો. સારામાં સારા ગૃહસ્થને ત્યાં પણ મેં એટલો સ્વચ્છ આચારવિચાર, નિત્ય-નિયમનું પાલન અને યથાવિધિ પુજા પાઠ થતાં જોયાં નથી. હું ત્યાંજ જમતો. તે મારૂં ધોતીયું પણ ધોતી, પગ પણ ચાંપતી અને દરેક સેવાકાર્ય બહુ પ્રસન્નતા અને, ગંભીરતા પુર્વક કરતી. મારી બેગમાં 'હૃદયની પરખ' નામનું પુસ્તક હતું. હું બજારમાં ગયો ત્યારે તેણે એ પુસ્તક બેગમાંથી કહાડી વાંચી લીધું હતું. મેં નીકળવાની તૈયારી કરી ત્યારે તેની આંખમાં આંસુ આવ્યાં. મેં રૂપીઆ આપવા માંડ્યા તે લેવાની પણ તેણે ના

પાડી; મેં બહુ આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું: "આપની બેગમાં પુસ્તક છે તે આપી જાઓ." પુસ્તક આપીને મેં પુછ્યું કે "બોલાવું તો તું દિલ્લી આવીશ?" ત્યારે તેણે કહ્યું; 'જાઓ; ઉઘાડા પડીને ઘરની સ્ત્રીની નજરમાં હલકા ના પડશો. અમે તો ઉપલક દાડમાહવાળાં; જે કાંઇ બન્યું એટલું બસ છે."

આ મારા મિત્ર પાકા વેશ્યાગામી છે પણ જ્યારે જ્યારે એ બાઇની વાત કહાડું ત્યારે બહુજ ઉદાસ થઇ જાય છે. એને મળવાને એક વાર પાછા તેઓ ત્યાં જઈ આવ્યા પણ તે ત્યાં મળી નહિ.

મી. હિચન્સન કે જેને લન્ડન, પેરીસ, વીએના, ન્યુયોર્ક ફિલાડેલફિઆ અને શિકાગોની વેશ્યાઓનો બ્હોળો અનુભવ છે તે કહે છે કે વેશ્યાઓમાં પણ રૂપવતી અને ચિત્તાકર્ષક તો જવલેજ મળી આવે છે અને સાધારણ રીતે તો બીજી સ્ત્રીઓ જેટલું સૌન્દર્ય પણ વેશ્યાઓમાં નથી હોતું. રશિયાની એક સ્ત્રી ડૉકટરે પચાસ વેશ્યાઓને તપાસીને એવો મત દર્શાવ્યો છે કે,

( ૧ ) વેશ્યાઓના કપાળના આગલા, પાછલા અને આડા વ્યાસ નાના હોય છે; ( ૨ ) કપાળ બેડોળ હોય છે અને ચ્હેરામાં તેજસ્વીતા જણાતી નથી; તેમનું, તાળવું, દાંત અને કાન પણ કઢંગા હોય છે.

એનાં કારણોની શોધ કરતાં એમ જણાયું હતું કે, તેમાંની ૮૦ ટકા જેટલી વેશ્યાઓનાં માબાપ દારૂડીયાં અથવા નીતિમાં પતિત થએલાં હતાં.

ઇટલીના એક ડાક્ટરે ૬૦ વેશ્યાઓને તપાસી જોઈ હતી તેણે એ ઉપરથી એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે એક ગૃહસ્થ સ્ત્રી અને તેટલીજ ઉંચાઈવાળી એક વેશ્યાનાં વજન કરીએ તો વેશ્યાનું વજન વધારે હોય છે. એજ રીતે સરખી ઉમરની એક ગૃહસ્થ સ્ત્રી અને એક વેશ્યાને સરખાવીએ તો વેશ્યાનું કદ નાનું હોય. વેશ્યાનાં જડબાં મોટાં હોય છે. હથેલીના પ્રમાણમાં વેશ્યાના હાથ લાંબા અને પહોળા હોય છે અને પગ લાંબા હોય છે. ઢીંચણના પ્રમાણમાં તેમની જાંગ પણ મોટી હોય છે.

# અધ્યાય ૫ મો.

## ધાર્મિક વ્યભિચાર.



ઈ. સ પૂર્વે ૫૦૦ ના અરસામાં બાબલ લોકોમાં એવો રિવાજ હતો કે દેવી લિટાના મંદીરમાં જઈ દરેક સ્ત્રી પોતાની મેળે એક વખત પરદેશી પુરૂષનો સંગ કરતી હતી. તે પરદેશી પુરૂષ દેવીનો ભકત–પુજારી હોઈ–તે સઉથી પહેલો દેવીની ભેટ રૂપે સ્ત્રીના ખોળામાં પૈસો ફેંકતો હતો. તે વખતનાં લોકો એમ માનતાં હતાં કે એ પુરૂષ સાથે વ્યભિચાર કરવાથી માણસની ઉત્પાદક શકિતનો વધારો થતો હતો અને ધીમે ધીમે તો લોકોના મગજમાં એવીજ માન્યતા ઠસી ગઈ હતી કે દેવીના પુજારીઓ સાથે સંગ કરનારી સ્ત્રી વાંઝણી રહેવાનો ભય રહેતો નથી. ઇશ્વરપુજામાં એવું કર્મ કરવું એ તો અપવિત્રતા ગણાય એવો કોઇને સ્વપ્ને પણ વિચાર આવતો નહોતો.

દક્ષિણ હિંદુસ્થાનમાં "દેવદાસી" હોય છે. બચપણમાંજ માબાપો તેમને મંદિરમાં જઈ દેવતાઓને સમર્પણ કરી આવે છે. પછી એ બાળાઓ ત્યાંજ ઉછરી મોટી થાય છે ઉમરે પુગ્યા પછી તેમનું કર્તવ્ય એ ગણાય છે કે દેવ–મૂર્તિની સમીપ નૃત્ય

કરવું અને એમ માનવામાં આવે છે કે એ બાળા દેવની સાથે પરણેલી છે. પરંતુ એમાં જે રૂપવતી અને જોબનવતી હોય તેમની સાથે પંડયા પુજારીઓ વ્યભિચાર કરે છે. બીજી બાળાઓ દેવદર્શનાર્થે આવેલા યાત્રાળુઓ સાથે વ્યભિચાર કરી પોતાનો નિર્વાહ ચલાવે છે. થોડા વખત ઉપર હિંદી સરકારની ધારાસભામાં આ દેવદાસીઓ સંબંધી એક કાયદો ઘડીને રજુ કરવામાં આવ્યો હતો. પરંતુ તેની સામે એ તો ધર્મમાં દખલગીરી કરવા જેવું કામ ગણાય એમ કહી વિરોધ દર્શાવ્યો અને આખરે એ કાયદો પાસ થયો નહિ. એમ સાંભળ્યું છે કે વડોદરાના નામદાર મહારાજાએ પોતાના રાજ્યમાં એવી રીતે દેવદાસીઓ બનાવવાની મનાઇ કરી છે.

શાક્ત સંપ્રદાયમાં ભૈરવી ચક્ર, પંચમકાર વગેરે વિધિઓ વચલા જમાનામાં ઘણી પ્રસરી હતી. અત્યારે પણ નેપાલમાં એનાએ ગર્ભિત રૂપમાં એક પ્રથા જોવામાં આવે છે. નેપાળમાં આજે પણ ભૈરવી ચક્ર અને નૈશોત્સવ વગેરે વિધિઓ પ્રચલિત છે અને ત્યાંની પ્રજાનો મોટો ભાગ એ ધર્મના અનુયાયીઓનો છે. તંત્ર ગ્રંથોમાં એ વિષે ઘણી અનિષ્ટ વાતો લખવામાં આવી છે. 'શિવ બોલ્યા,' 'પાર્વતી બોલ્યા,' 'ભૈરવ બોલ્યા,' એવા વાક્યોથી આરંભ કરીને ધર્મ, નીતિ, અને સભ્યતાનું નિકંદન કહાડનારી વાતો એ ગ્રંથોમાં ભારોભાર લખી નાખવામાં આવી છે.

કાલી તંત્રમાં લખ્યું છેઃ-

मद्यं मांसं च मीनं च मुद्रा मैथुन मेव च ।
एते पंच मकाराः स्युर्मोक्षदाहि युगे युगे ॥

અર્થાત–મદ્ય, માંસ, માછલી, મુદ્રા (પુરી, કચોરી, વડાં વગેરે) અને મૈથુન એ પાંચ પ્રકારનું સેવન કરવાથી જુગજુગમાં મોક્ષ મળે છે.

કુલાર્ણવ તંત્રમાં લખ્યું છેઃ-

प्रवृते भैरवी चक्रे सर्वेवर्णा द्विजातयः ।
निवृत्ते भैरवी चक्रे सर्वे वर्णाः पृथक् पृथक् ॥

અર્થાત–ભૈરવી ચક્રમાં દાખલ થયાં એટલે બધી વર્ણ બ્રાહ્મણ સમાન સમજવી. ભૈરવી ચક્રની બહાર હોય ત્યારે દરેક વર્ણ અલગ અલગ છે એમ સમજવું

मातृयोनिं परित्यज्य, विहरेत् सर्व योनिषु ।
वेदशास्त्रपुराणानि सामान्य गणिका इवं ।
एकैव शाम्भवी मुद्रा गुप्ता कुलवधुरिव ।
अहंभैरवस्त्वं भैरवी ह्या वयोरस्तु संगमः ॥

અર્થાત–માતાને છોડીને બાકી હર કોઇ સ્ત્રી સાથે વિહાર કરવો. વેદ, શાસ્ત્ર અને પુરાણો તો સાધારણ વેશ્યા જેવાં છે. એક માત્ર શંભુ મહાજ કુલવધુ સમાન છે. હું ભૈરવ અને તું ભૈરવી એમ સમજી આપણો સમાગમ ભલે થાય.

આવાં વચનો સાંભળી ખોલી કે માનીને ભૈરવી ચક્રમાં કોઇ પણ પુરૂષ કોઇ પણ સ્ત્રી સાથે સમાગમ કરી શકે છે. રજસ્વલા સ્ત્રીને હિંદુ ધર્મશાસ્ત્રોએ અસ્પર્શ્ય માની છે પણ આ તંત્ર ગ્રંથોમાં તો તેમની સાથે સમાગમ કરવાને પણ છુટ આપી છે.

રૂદ્રયામલ તંત્રમાં લખ્યુ છે કે,

**रजस्वला पुष्करं तीर्थं, चाण्डाली तु स्वयं काशी,**
**चर्मकारी प्रयागः स्यात् रजकी मथुरा मता ।**
**अयोध्या पुक्कसी प्रोक्ता—**

અર્થાત–રજસ્વલા સાથે સમાગમ કરવાથી પુષ્કરતીર્થમાં સ્નાન કરવા જેટલું પુણ્ય થાય છે; ચાંડાલ સ્ત્રી સાથે સમાગમ કરવાથી કાશીની જાત્રા કરવા જેટલું પુણ્ય મળે છે; ભંગીયણ સાથે સમાગમ કરવાથી પ્રયાગ સ્નાન કરવા જેટલું પુણ્ય થાય છે; ધોબણ સાથે સમાગમ કરવાથી મથુરાની જાત્રા કરવા જેટલું પુણ્ય થાય છે; અને કંજરી (હલકી–અત્યંજ–વર્ણની) સ્ત્રી સાથે સમાગમ કરવાથી અયોધ્યા તીર્થ ગયા જેટલું પુણ્ય થાય છે.

તંત્ર ગ્રંથોમાં મદ્ય-શરાબ-દારૂને 'તીર્થ,' માંસને 'શુધ્ધિ' અથવા 'પુષ્પ' માછલીને 'તુંબડી,' મુદ્રાને 'ચતુર્થી' અને મૈથુનને 'પંચમી' એવાં નામોથી ઓળખાવ્યાં છે. આપસઆપસમાં વાતચીત કરતી વખતે તે લોકો બીજા ધર્મવાળાઓને, 'કંટક,' અથવા 'વિમુખ' કે 'ભ્રષ્ટપથી' કહે છે.

ભૈરવી ચક્રમાં દાખલ થયા બાદ તેઓ જમીન અથવા લાકડાના પાટલા ઉપર સાથીઆ જેવું પુરે છે. એ સાથીઆ ઉપર દારૂનો ભરેલો ઘડો મુકી તેની પુજા કરે છે અને પછી "બ્રહ્મશાપં વિમોચય" એ મંત્ર બોલી તેને પવિત્ર બનાવે છે. પછી અંદરના એક ખંડમાં જઈ ત્યાં એક સ્ત્રી તથા એક પુરૂષને નાગા ઉભાં રાખી તેમના હાથમાં તલવાર આપવામાં આવે છે; પુરૂષને 'મહાદેવ' અને સ્ત્રીને 'દેવી' તરીકે માની સૌ તેમની ગુપ્ત ઇંદ્રિયોની પુજા કરે છે; પછી એ 'મહાદેવ' અને 'દેવી'ને એકેક પ્યાલો દારૂ આપવામ આવે છે તે તેઓ પીએ છે. પછી એમણે પીધેલાં એઠાં વાસણ વડેજ સૌ દારૂ પીએ છે. છેવટે મુખ્ય ધર્મગુરૂ એક પ્યાલો દારૂ 'ભૈરવો હું, શિવો હું' બોલીને પીએ છે. પછી સૌ સૌને ફાવે તેમ દારૂ પીએ છે અને માંસનાં વડાંનો એ ખુમચો ભરીને મુકયો હોય તેમાંથી રૂચિ અનુસાર સૌ સાથે મળીને ખાય છે. પછી 'પંચમી' નો આરંભ થાય છે- જેને જેની સાથે ફાવે તેની સાથે વ્યભિચાર કરે છે તે એટલે સુધી કે કોઇ તો પોતાની 'પુત્રીથી પણ દુર રહેવાનું ભાન ભુલી જાય છે. કોઈ કોઇવાર નિશામાં બહુ ચકચુર થઇ ગએલાઓ

મારામારી પણ કરી બેસે છે; કોઇને ઉલટી થઇ જાય છે અને જે ઉલ્ટી પાછી ખાઈ જાય તેને 'સિધ્ધ' માનવામાં આવે છે. એક ગ્રંથમાં લખ્યું છેઃ–

हालां पीचति दिक्षितस्व मन्दिरेसुप्तो निशायां—
गणिकागृहेषु, विराजते कौलव चक्रवर्ती

અર્થાત જે કલાલના ઘરે જઇ ગટગટાટ દારૂ પીએ અને જે રાતે વેશ્યાને ઘેર સુઇ રહે તે ચક્રવર્તી કહેવાય.

'જ્ઞાન સંકલની' તંત્રમાં લખ્યું છેઃ–

पाशवध्धो भवेज्जीवः पाशमुक्तः सदा शिवः

એ લોકો એનો એવો અર્થ કરે છે કે, જે માણસો લોકમર્યાદા, કુળમર્યાદા કે દેશ મર્યાદાનાં બંધનોમાં જકડાઇ રહે તે 'જીવ' છે. અને જે એવાં બંધનોથી જકડાયલો નથી તે 'શિવ' છે. આ લોકોમાં દશ પ્રકારની વિદ્યા વર્ણવી છે તેમાં એક 'માતંગી' વિદ્યા છે. એ વિદ્યાનો સાર એ છે કે, "मातरमपि न त्यजेत्"

અર્થાત્ત માતાનો પણ ત્યાગ કરવો નહિ. શ્રીમદ્ શંકરાચાર્યે પાખંડ મતોનું ખંડન કર્યું તે પહેલાં આ તાન્ત્રિક ધર્મ–મત વાળાઓનું જોર ઘણું હતું. એક ગ્રંથમાં મારા વાચવામાં આવ્યું હતું કે જગન્નાથજીનું મંદિર પહેલાં તો એ લોકોનું ભૈરવી ચક્ર હતું.

અત્યંજો અને બ્રાહ્મણો એક પંક્તિએ જમે, એક બીજાનું એઠું જુઠું પણ ખાવામાં આવે, ઇત્યાદિ પ્રથાઓ જોવાથી તેમજ મંદિર ઉપર જે અમર્યાદ બીભત્સ ચિત્રો છે તે ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે એ વાત સાચી હોવી જોઇએ.

વલ્લભ સંપ્રદાય જેને પુષ્ટિમાર્ગ પણ કહેવામાં આવે છે તેના ગોસ્વામી આચાર્યોના વ્યભિચારને પણ નિંદ્ય માનવામાં આવતો નથી. એટલું તો જાહેર રીતે આચરવામાં આવે છે કે એમના ભક્તો પોતાની વાપરવાની હરેક વસ્તુ ગોસ્વામી મહારાજને સમર્પણ કરે છે. બહુજ સભ્યતાપુર્વક આ આચાર પાળવામાં આવે છે તો પણ આ સંપ્રદાયમાં ચાલતો ધર્મ-વ્યભિચાર બહુ નિંદાપાત્ર બન્યો છે અને સામાન્ય જનસમાજ તે પસંદ કરતી નથી.

પુષ્ટિમાર્ગના ૧૦ ભાવ પ્રસિધ્ધ છે તે નીચે પ્રમાણેઃ-

૧. સર્વ રીતે ગુરૂનો આશ્રય લેવો.

૨. શ્રી કૃષ્ણની ભક્તિથીજ મુક્તિ મળે છે.

૩. લોકલાજ અને વેદશાસ્ત્રની આજ્ઞા લોપીને પણ ગુરૂને શરણે રહેવું.

૪. દેવ અને ગુરૂ સમીપ નમ્ર રહેવું.

૫. હું પુરૂષ નથી પણ વૃંદાવનની ગોપી છું એમ સમજવું.

૪-જે માણુસ પોતાના ગુરૂની છાની વાત જાહેર કરે તે ત્રણ ભવ સુધી કુતરાનો અવતાર પામે છે.

અષ્ટાક્ષર ગીતામાં લખ્યું છે:—

શ્રી. ગુંસાંઇજીને કોઇ ચીજની ઇચ્છા નથી: તેમને કોઇ ચીજની ગરજ નથી. એમની તો બધી ઇચ્છાઓ પુર્ણ થએલી છે; તેઓ તો સર્વ ગુણના ભંડાર છે ઇશ્વર છે- સર્વ અવતારોમાં મુખ્ય છે- કરોડો કામદેવ સરખા સુંદર છે- સદ્‌ગુણોથી પરિપૂર્ણ અને રસિક શિરોમણી છે અને ભક્તોની મનોકામના પૂર્ણ કરવાવાળા છે. કરોડો જગતમાં એમની કીર્તી વ્યાપ્ત છે અને બ્રહ્મા, શિવ તથા ઇન્દ્ર પણ એમની સ્તુતિ કરે છે.

'ગુરૂ સેવા' પુસ્તકમાં લખ્યું છે કે,

'ગુરૂ અને ઇશ્વરની પુજા જરૂર કરવી જોઇએ. જો મનુષ્ય ઇશ્વરની સેવા કરે તો 'વ્યાપી' વૈકુંઠમાં જાય છે પણ તેજ માણસ જો ગુરૂની સેવા તેને ઇશ્વિર સમજીને કરે તો......પારકી વસ્તુનો ઉપયોગ કરવાનો દોષ તો આ દુનિયાને લાગે છે. ઇશ્વિરને કોઇ વસ્તુ પારકી છેજ નહિ. આથી વ્યભિચારનો દોષ ઇશ્વિરે સૃષ્ટિને માથે લાગુ પાડયો છે. અજ્ઞાની (!) માણસો કહે છે કે, જો કોઈ પુત્ર પુત્રી બાપને એમ કહે કે હું તમારી સ્ત્રી છું તો તે કેવી અનીતિ ગણાય? એજ રીતે ઇશ્વરની સાથે જારભાવ રાખનાર માણસ પણ અધર્મી ગણાય." આમા વિચાર કરવા જેવી વાત એ છે કે, ગોપીઓએ શ્રી કૃષ્ણ સાથે જારભાવથી પ્રિતી કરી હતી તે

આપ્યું કે તમારો આ મનોરથ હું કૃષ્ણાવતારના સમયે પુર્ણ કરીશ. તમે વ્રજમાં ગોપિકા બનીને આવજો.

આવી બધી વાતો કહ્યા પછી છેવટે પુસ્તકમાં લખ્યું છે કે,

"જો સ્ત્રી અથવા પુરૂષ પ્રભુને ભક્તિભાવથી ભજે તો શ્રુતિઓને જેમ મનવાંછિત વસ્તુ પ્રાપ્ત થઇ? તેમના મનોરથ પણ પાર પડે. શાસ્ત્રમાં લખ્યું છે, જે મનોરથ મનમાં રાખીને પ્રભુને ભજશો તે પ્રભુ પૂર્ણ કરશે."

પુષ્ટિવાદ મર્યાદા ટીકામાં લખ્યું છેઃ—

"પુષ્ટમાર્ગમાં ભગવાન્ વૈષ્ણવોના ઘરમાં જારભાવથી બિરાજે છે; જેમ પારકા છોકરાને કે પારકા પતિને પોતાના ઘરમાં રાખી અત્યંત પ્યારથી તેની સાથે વર્તીએ તો આપણે વશ થઇ જાય છે– જો આપણે તન, મન, ધનકે કોઇ પણ રીતે સેવા કરીએ તો તે પારકો છોકરો કે પારકો ધણી આપણી સાથે રહે છે– તેમજ આપણા ઘરમાં પણ ઠાકોરજીની સેવા કરીએ તો તે હમેશાં આપણી સાથે રહે છે."

"રસ ભાવના" માં પણ લખ્યું છે કે,

એજ રીતે શ્રી કૃષ્ણને રસ ઉભરાવનાર કહ્યા છે, એજ રીતે સુરતાણ્યમાં (જાર કર્મનું સ્થાન) કરોડો સ્વામિનીઓને જીતવાથી પૂર્ણ પુરૂષોત્તમ કહેવાયા છતાં સ્વામીનીજી સાથે નાચ કરવામાં ટકી શક્યા નહિ અને ભોગ, ભોગવવામાં હારી ગયા......

: ટાઈમ્સ તા. ૨૩ ઑગસ્ટ ૧૮૫૮

નિંદ્યા કે એને તેથીજ તેઓ વ્યહેરમાં
ત્વાનુંજ પસંદ કરે છે. જો તેઓ કોર્ટમાં
તેમના નીચ કામો માટે તેમની ઉપર
નહિ. અને તેમના અજ્ઞાની ભક્તોનો
ક્ષે થઈ જાય. એ મહારાજનું વરતન.
મશ્યાભિમાન અને અજ્ઞાની તૃષ્ણા તથા
મની ધિક્કારપાત્ર વર્તણુક વગેરે બાબતોનું
નથી આમે તો માત્ર એટલુંજ કહેવા
હોવાનો દાવો કરનારા એ માણસોનો
ી ભરેલો અને ધિક્કારપાત્ર કહેવાય?

બઈ ચાબુક.

તા. ૨૧ જુન ૧૮૫૮.

:જે ગુરૂમંત્ર આપવાને બદલે અત્યંત
.તનો ખ્યાલ કરતાં પણ કંપારી છુટે છે.
ત નીચ અને દાનત પાપમય છે; એમનું
થી છેકજ વિમુખ છે; એમનાં આચરણ
મંદિરોમાં મા જેવડી મોટી ઉમરની, બ્હેન
ી જેવી કુંવારી કન્યાઓએ પવિત્ર ગુરૂઓના
ઉપર એ પાપીઓ પાપદ્રષ્ટીથી
ને બદલે તેમની સાથે

(૧) અતિરે ઉલટ ઘણો આવે મારે અંગે,
શ્યામ સુંદર વર બેઠા છે સંગે;
મુખડું જોયા વિણ પાણી ન પીઉં રે.
રસિક સુંદર વર જોઇ જોઈ જીવું રે;
સગપણ તો સાંવલિયાનું સાચું,
બાકી સર્વ દીસે છે કાચું......

(૨) પરદેશ જાઓ તો વલ્લભકુળ વહેલા આવજો જો
અબળાને સંદેશા કહેવડાવજો જો
આપની આજ્ઞાને આધીન અમે છઇએ જો
આપને શરણે લીધાં અમને ચિત્ત ધરી જો
આ સારૂ મેં લોકલાજ નવ ધરી જો
મને આપના ચરણની ઇચ્છા ઘણી જો

* * *

વ્રજમાં પણ એવાંજ ગીતો ગવાય છે.

"મોહે સોતી જગાય, મોહે અધર ઉઠાઇ રે."

આ સંપ્રદાયના સંબંધમાં કેટલીક હકીકત જાહેર વર્તમાન પત્રોમાં પણ છપાઈ હતી. તેમાંથી પણ થોડુંક અત્રે પ્રગટ કરવું વાજબી થઈ પડશે.

## મુંબઇ ટાઇમ્સ તા. ૨૩ ઓગસ્ટ ૧૮૫૮

મહારાજોનાં કૃત્યો નિંદ્ય છે અને તેથીજ તેઓ જાહેરમાં આવતા નથી—સંતાઇ રહેવાનુંજ પસંદ કરે છે. જો તેઓ કોર્ટમાં સાક્ષી આપવા આવે તો તેમના નીચ કામો માટે તેમની ઉપર ધીક્કાર થયા વિના રહે નહિ. અને તેમના અજ્ઞાની ભક્તોનો ભક્તિભાવ પણ જરૂર ઓછો થઇ જાય. એ મહારાજાનું જીવન. એમનો બેસુમાર લોભ, મિથ્યાભિમાન અને સત્તાની તૃષ્ણા તથા પોતાનાં સેવકો સાથેની તેમની ધિક્કારપાત્ર વર્તણુંક વગેરે બાબતોનું અમે વર્ણન કરવા ચાહતા નથી અમે તો માત્ર એટલુંજ કહેવા માગિયે છીએ કે ઇશ્વર હોવાનો દાવો કરનારા એ માણસોનો અત્યાચાર કેટલો નાલાયકી ભરેલો અને ધિક્કારપાત્ર કહેવાય?

## મુંબઇ ચાબુક.

તા. ૨૧ જુન ૧૮૫૮.

વૈષ્ણવોના મહારાજો ગુરૂમંત્ર આપવાને બદલે અત્યંત વ્યભિચાર કરે છે; એ વાતનો ખ્યાલ કરતાં પણ કંપારી છુટે છે. પરંતુ એમનાં કૃત્ય અત્યંત નીચ અને હાનત પાપમય છે; એમનું વર્તન સંસારની મર્યાદાથી છેકજ વિમુખ છે; એમનાં આચરણ ધર્મવિરૂધ્ધ છે; એમનાં મંદિરોમાં મા જેવડી મોટી ઉમરની, બ્હેન જેવડી યુવાન અને દીકરી જેવી કુંવારી કન્યાઓએ પવિત્ર ગુરૂઓના ચરણ પુજવાને જાય છે તેમના ઉપર એ પાપીઓ પાપદ્રષ્ટીથી જુએ છે અને ઉતમ ઉપદેશ આપવાને બદલે તેમની સાથે

વ્યભિચાર કરે છે. ધિક્કાર છે એ અવતારો ઉપર! એ ધર્મ ભલેને ખાડમાં પડે!

## આપ અખતિયાર.

તા. ૨૨ જુન ૧૮૫૮.

હિંદુઓના મહારાજોનાં મંદિર છિનાળવાડા જેવાં; એમની બેઠક એક વેશ્યાના ઘર જેવી; એમની દ્રષ્ટી લંપટ જેવી; એમનાં શરીરનો રંગઢંગ, અપવિત્રતા, ગલીચપણું અને નીચતાથી ભરપુર જણાય છે; એમને તો ઇશ્વરાવતારને બદલે રાક્ષસાવતાર કહેવા જોઇએ.

"**ભારત સુદર્શ પ્રવર્તક**" નામના માસિકપત્રમાં સ્વામી બ્લાકટાનંદે એક પત્રવ્યવહાર છપાવ્યો હતો તે અમે વાંચકોનાં મનરંજનાર્થે અત્રે રજુ કરીએ છીએ:—

"જાણવું જોઇએ કે વલ્લભકુળના મહાપુરૂષોએ ભારતવર્ષમાં દેશોદ્ધારનો એક મહામંત્ર શીખવ્યો હતો. અમારા પુજ્યપાદ ગુરૂઓએ તે મંત્રનો જપ કરવા શીખવ્યું હતું. અને હજારો પુરૂષોજ નહિ પણ દેશની સ્ત્રીઓને પણ દિક્ષા આપી હતી. એ પવિત્ર મંત્રમાં એવી તો અદ્‌ભુત શક્તિ હતી કે લાખો કુલાંગનાઓનો તેથી ઉધ્ધાર થતો હતો અને થયાં કરે છે. મંત્ર એ છે કે, "તન, મન, ધન શ્રી ગોસાંઇજીકો અર્પણ"

સ્વામી બ્લાકટાનંદ એક સ્થળે લખે છે:—

હું પણ ગુરૂભક્તિના પ્રભાવથી પોતાના ગોલોકવાસી સ્વામીઓનો મહિમા પ્રગટ કરવા ઉત્તેજીત થયો અને મારી ઉલટ એટલી દૃઢ થતી ગઈ કે મેં ( ૧ ) વલ્લભકુલ ચરિત્ર દર્પણ, (૨) વલ્લભકુલ દંભ દર્પણ, અને (૩) વલ્લભકુલ છળકપટ દર્પણ નાટક, એ ત્રણ પુસ્તકો તૈયાર કર્યાં.

એ વાતનો ગોળો જઈને કાનપર પડવાથી શ્રી ૧૦૫ ગોવર્ધન લાલજી મહારાજે પોતાના ભંડારીને મોકલ્યો. ભંડારીએ આવીને પોતાના નોકર સાથે મને એક ચિઠ્ઠી મોકલી જેનો કેટલોક ભાગ અત્રે રજુ કરૂં છું; —

સ્વસ્તિ શ્રી સર્વોપમાં સ્વામી બ્રહ્માનંદજી જોગ અલ્હાબાદથી લી૦ ભંડારી હરવિલાસ રાયના ભગવત સ્મરણ વાંચજો. જત હુ અહીં ખાસ તમને મળવાને આવ્યો છું. અને અહીં ગોવર્ધન નાથના મંદિરમાં ઉતર્યો છું. શ્રી ટિકાયત ૧૦૮ શ્રી ગોવર્ધન-લાલજી મહારાજે મને એટલા માટે મોકલ્યો છે કે, તમે જે ત્રણ-( ૧ ) વલ્લભ કુલ ચરિત્ર દર્પણ, ( ૨ ) વલ્લભ કુલ દંભ દર્પણ, (૩) વલ્લભકુલ છળકપટ દર્પણ,—એ પુસ્તકો છાપ્યાં છે તો અમારા મહારાજ અને બીજાં સ્વરૂપોનાં ગુપ્ત ભેદની વાતો તમને કોણે જણાવી તે અમને ધર્મથી કહો કારણ કે તમે અમારા મિત્ર છો. એક બારગી માનો કે એ વાત સાચી છે તો પણ ગુરૂના ઘરની વાત છાપવી એ તમને ઘટતું નહોતું. ખેર! માણસથી ભુલ થઈ જાય છે. પણ હવે કૃપા કરી આપ અમને એ ગુપ્ત ચારિત્રની હકીકત જે માણસોએ કહી તેમનાં નામ જણાવો અને સાથે એ પણ જણાવો કે આપની મનવાંછના શું છે? અમે આપ

જેમ કહો તેમ કરવા તૈયાર છીએ. અમારા મહારાજની અમને એવીજ આજ્ઞા છે. મિતી માગશર શુદી ૪ સંવત ૧૯૬૪.

દા. ભંડારી હરવિલાસ

ભંડારીજીએ જે કામની પ્રેરણા કરી છે તેમાં અમારી સંમતિ છે. દા. મથુરાપ્રસાદ પુજારી.

એ પત્રનો ઉત્તર રજીસ્ટર્ડ પત્રદ્વારા મહારાજાધિરાજ શ્રી ગોસ્વામીજીને તા. ૧૭–૧૨–૧૯૦૭ ને દિને મોકલ્યો તેનો સાર એ હતો કે,

આપ અને વલ્લભકુલનાં સમસ્ત ભૂષણ સ્વરૂપ જો નીચે લખેલી ચાર બાબતનો સ્વીકાર કરી પ્રતિજ્ઞા કરો તો હું મારાં બનાવેલાં બધા પુસ્તકો બાળીને ખાખ કરી મુકું. અથવા આપ પોતે જે રીતે કહો તે રીતે આપની રૂબરૂમાં એ બે સળગાવી મુકો. ભારતવર્ષમાં આપના લાખો ચેલા છે તેઓ ભલે એ વાતોને ધર્મ માનતા હોય પણ ન્યાયદ્રષ્ટિથી વિચાર કરીએ તો તે ધર્મ-વિરૂધ્ધજ છે.

( ૧ ) ચેલીઓને દીકરી સમાન સમજો તેમની સાથે ધર્મ વ્યવહાર રાખો.

( ૨ ) વિવાહોમાં વેશ્યાનાચ બંધ કરવો; કારણ કે એ નીચ પ્રથા શુદ્રોએ દાખલ કરી છે અને તેના દ્વારા ગૌત્રધને ઉત્તેજન મળે છે.

( ૩ ) સ્ત્રી પુરૂષોને મર્યાદાથી રહેતાં શીખવો અર્થાત એક બીજાના હાથનું અડકેલું ના ખાય; પરસ્પર સાથે બેસીને ખાય નહિ,

(૪) શિષ્ય અને ભક્તોને એઠું ભોજન આપવું તે તો વામ માર્ગની નકલ છે અને વૈષ્ણ ધર્મથી તદ્દન વિરૂધ્ધ છે.

આ ઉપરથી વાંચનાર વાતનો સાર તો સમજી શકે તેમ છે. દીલગીરીની વાત છે કે સ્વામી બ્લાકટાનંદજીનાં ત્રણે પુસ્તક મને મળ્યાં નહિ: જો એ ત્રણે પુસ્તક મળ્યાં હોત તો કેટલોક વધુ ચિતાર અત્રે રજુ કરત. ખેર! એમ છતાં મુંબઇમાં બનેલા એક બનાવનું ટુંક વર્ણન અહીં રજુ કરૂં.

"સત્ય પ્રકાશ" નામના એક ગુજરાતી પત્રમાં ગોસ્વામી મહારાજોના વ્યભિચાર વિષે કાંઈ લખાણ છાપવામાં આવ્યું હતું. ગોસ્વામી મહારાજે એ પત્રના સંચાલકો ઉપર બદનક્ષીની ફરિયાદ કરી અને લોકોમાં ભારે હાહાકાર મચી રહેલો. એ મુકદમામાં વાદી (ગૌસ્વામી મહારાજ) અને પ્રતિવાદી એ (પત્રનો સંચાલક અને એ ધર્મનો અનુયાયી) જે અરજી અને તેનો જે જવાબ આપ્યો હતો તે હું નીચે આપીશ પણ તે પહેલાં અત્રે હું એ પત્રના જે લખાણને ખાતર ફરીયાદી નોંધાવવામાં આવી હતી તેજ અહીં રજુ કરૂં.

## અસલી હિંદુ ધર્મ અને પાખંડી મત.

હિંદુઓના પુરાણ ઇતિહાસશાસ્ત્રોમાં કહ્યું છે કે કળિયુગના જમાનામાં અનેક ધર્મ અને મત પેદા થશે અને ધુતારા તથા પાખંડી માણસો ઉંધા પંથો અને ઉંધા માર્ગો ચલાવશે. હિંદુ શાસ્ત્રના પ્રમાણથી કળિયુગનો આરંભ આજે પાંચ હજાર વર્ષથી થયો છે. એ પાંચ હજાર વર્ષમાં જેટલા નવા પંથ અને માર્ગ ઉભા થયા છે તે બધા ખોટા,પાખંડ છે એમ હિંદુ ધર્મશાસ્ત્રથી

સિધ્ધ થાય છે. મહારાજોના મુળ પુરૂષ વલ્લભને જન્મે પુરાં ૪૦૦ વર્ષ પણ થયાં નથી. એ પંથ પણ દાદુપંથ, સાદુપંથ ઇત્યાદિ પંથોની માફક કળિયુગમાંજ ચાલુ થયો છે. એ બધા પંથો કળિયુગમાં નીકળેલા હોવાથી તેને પાખંડ માનવા જોઇએ. યદુનાથજી મહારાજ ( મુંબઇ ) કહે છે કે કોટ'માંથી નીકળી કોઇ વાલકેશ્વર જાય અને કોઇ ભાયખલા જાય. એજ પ્રમાણે વેદ અને પુરાણના મુળ માર્ગ જુદી જુદી દિશાએ પ્રવર્ત્યા છે. આ ખુલાસો કેવો ઠગાઈ ભરેલો છે ? એક ધર્મમાંથી ૧૦-૧૫ આડા અવળા માર્ગ નીકળવા જોઇએ નહિ.

મહારાજોનો પંથ પાખંડથી ભરેલો હોઈ ભોળા લોકોને ઠગનારો છે એમ વેદ, પુરાણોથી સિધ્ધ થાય છે એટલુંજ નહિ પણ ખુદ મહારાજોએ બનાવેલાં પુસ્તકો ઉપરથી પણ સિધ્ધ થાય છે કે તેઓ બુધ્ધિમાન નથી; તેમણે માત્ર એક પાખંડજ ઉભું કર્યું છે. બ્રહ્મ સંબંધના મુળ શ્લોક પર ટીકા કરતાં શ્રી ગોકુળ નાથજી લખે છે કે,

**तस्मादादौ स्वोपभोगात्पूर्वमेव सर्व वस्तुपदेन भार्या-पुत्रादीनामपि समर्पणं कर्तव्यं विवाहानन्तर स्वोपभोगे सर्व कार्ये निमित्तं तत्तत् कार्योपभोगि वस्तु समर्पणं कार्य समर्पणं कृत्वा पश्चात्तानि तानि कार्याणि कर्तव्या नीत्यर्थः ॥**

અર્થાત–પોતે ઉપભોગમાં લેતાં પહેલાં પોતાની પરણેલી સ્ત્રી પણ ( ગોસ્વામી મહારાજને ) સોંપી દેવી અને દીકરા દીકરીને પણ

સોંપવાં. લગ્ન કર્યાં પછી પોતે ઉપભોગ ભોગવતા પહેલાં ( મહારાજને.) અર્પણ કરી પછી પોતે ઉપભોગ કરવો.

આ તે કેવું પાખંડ ! કેવી ઠગવિદ્યા ! અમે યદુનાથજી મહારાજને પુછીએ છીએ કે વેદ પુરાણમાં કે શાસ્ત્ર સ્મૃતિમાં કોઈ ઠેકાણે એવું લખ્યું છે કે, પોતાની પરણેલી સ્ત્રીનો ઉપભોગ લેતા પહેલાં મહારાજ કે ધર્મગુરૂને સોંપવી ? પોતાની સ્ત્રીજ નહિ!! પોતાની દીકરી પણ સોંપવી !!! લખતાં અમારી કલમ ચાલતી નથી. લોકોની આંખોમાં ધુળ ફેંકીને ધર્મકર્મના નામ હેઠળ તેમની જુવાન વહુ બેટીઓ સાથે ભોગ ભોગવવો એ કરતાં વધારે ભારે લુચ્ચાઈ બીજી કેવી હોય ? વલ્લભાચાર્ય સીવાય બીજા પણ અનેક સંપ્રદાય કળિયુગમાં સ્થપાયા અને પ્રવર્ત્યા છે પણ કોઈમાં આટલી નીચતા, આટલી લુચ્ચાઇ જોવામાં આવી નથી. આ લખાણથી ભોળાં લોકો અમારા ઉપર બહુ ગુસ્સે થશે અને તેથી અમને ઘણું સ્હેવું પડયું છે અને પડશે પણ પારકી વહુ દીકરીઓનો ઉપભોગ કરવાની વાતો મહારાજો પુસ્તકોમાં લખે છે અને તે પ્રમાણે વર્તે છે એ જાણી અમારી છાતી બળી જાય છે અને અમારી કલમ તીક્ષણ બની જાય છે કારણ કે અમને ભોળા ભાઈઓની બુદ્ધિ માટે શોક ઉપજે છે.

... ... ... ... ...

એટલી વાત યાદ રાખવા જેવી છે કે આ લેખ લખનાર પોતે એ સંપ્રદાયના અનુયાયી હતા. એ લેખ ઉપર વાદી મહારાજ શ્રી યદુનાથજી બ્રજરત્નજીએ પ્રતિવાદીઓ ( ૧ ) ' સત્યપ્રકાશ ' ના

માલીક અને અધિપતિ કરસનદાસ મુળજી તથા (૨) તે પત્રના છાપનાર મી. નાનાભાઈ રૂસ્તમજી રાણીના સામે પોતાના વકીલ મી. એડમંડ લીપ્સ મારફત મુંબઈની હાઈકોર્ટમાં ફરિયાદ નોંધાવી હતી; તેમાં જણાવ્યું હતું કેઃ—

. હિંદુઓનો ધર્મ બહુ પુરાણો છે. મુંબઇ અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં વિવેકી હિંદુઓ બ્રાહ્મણોનું અને ખાસ કરીને મહારાજોનું બહુ સન્માન કરે છે. વળી મહારાજો બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગણાય છે. હીંદુઓના રિવાજ અને ધર્મ અનુસાર બ્રાહ્મણો બીજી બધી વર્ણો કરતાં ઉંચ અને પ્રતિષ્ઠીત ગણાય છે. વાદી જાતે બ્રાહ્મણ અને મહારાજ છે અને તે ઉંચ જાતિના ગુરૂ છે; નામદાર મહારાણી (વીક્ટોરીઆ)ના પ્રમાણિક અને વફાદાર પ્રજાજન છે. ઉપર જણાવ્યા મુજબ પ્રતિવાદીઓનાં કૃત્યથી તેમને નુકશાન પુગ્યું છે. તે પહેલાં તેમનું નામ બહુ પ્રતિષ્ઠીત હતું, તેમની કીર્તી બહોળા વીસ્તારમાં ફેલાયલી હતી અને મુંબઇના લોકો તેમને ભારે માન આપતા હતા અને સર્વ સારાં માણસો તેમને ચાહતાં હતાં. વાદી પુરાણા વલ્લભાચાર્ય પંથના અધિકારી છે, તેમના ઉપર પ્રતિવાદિઓએ એવું આળ મુક્યું છે કે, તેઓ પાખંડી છે અને ધર્મ વિરૂધ્ધ અનુચિત રીતે વર્તનાર છે. એ પહેલાં નામદાર મહારાણીની સર્વ પ્રજા વાદીને પુજ્ય માનતી હતી.................પરંતુ આ મુજબની નિંદા છપાવાથી વાદીને પુરેપુરૂં નુકશાન પહોંચ્યું છે અને તેમની આબરૂ ઇજ્જતને ધકો લાગ્યો છે. સારામાં સારા ભક્તોને પણ વાદી પાખંડી હોય એવી

શંકા પેદા થવા પામી છે અને તેમણે વાદી પાસે આવવા જવાનુ પણ બંધ કરી દીધું છે. પરિણામે વાદીની ભેટ, પુજાની આવક પણ બહુ ઘટી ગઇ છે. આથી વાદી પ્રતિવાદીઓ ઉપર નુકશાનીના રૂ. ૫૦ હજાર મેળવવાનો દાવો કરે છે

પ્રતિવાદીઓ તરફથી તેનો જવાબ નીચે મુજબ આપવામાં આવ્યો હતો:—

( ૧ ) વાદીએ જે નુકશાની મેળવવા માટે ફરિયાદી નોંધાવી છે તેને માટે તેઓ કોઇ રીતે જવાબદાર નથી.

( ૨ ) વાદીએ અરજીમાં જણાવ્યું છે તે પ્રમાણે તે બધા હિંદુધર્મના ગુરૂ નથી.

( ૩ ) વાદીની અરજીમાં જણાવ્યા મુજબ તે બધા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ નથી.

( ૪ ) વાદીની અરજીમાં લખ્યા મુજબ મહારાજ હિંદુઓની ઉંચી જ્ઞાતિના ધર્મગુરૂ નથી કે હિંદુ ધર્મના ગુરૂ નથી.

( ૫ ) વાદીની અરજીમાં લખ્યા મુજબ વલ્લભાચાર્યનો પંથ પુરાણો નથી. એ પંથ માત્ર ૧૫ મી સદીમાં નીકળ્યો છે અને બહુ રીતે હિંદુ ધર્મથી વિરૂધ છે.

( ૬ ) બદનક્ષીની વાતનું પાછલું વાક્ય નીચે પ્રમાણે છે:— "એ ટીકા મુજબ વર્તીને જે મહારાજ શિષ્યોની વહુ દીકરીઓને ખરાબ કરે છે તેનાથી દુર રહો અને રસમંડળી જેવી અનીતિનો

એકદમ નાશ કરો " તેનો તરજુમો કોર્ટના ભાષાંતર કરનારે બરાબર કર્યો નથી.

(૭) બદનક્ષીની એ હકીકત છાપી પ્રગટ કરવામાં આવી ત્યારે મુંબઇમાં અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં વલ્લભાચાર્ય નામનો પંથ હયાત હતો. એ ધર્મ પ્રાચીન હિંદુ ધર્મ તથા નીતિના નિયમથી વિરૂધ હતો. સઉ સારા સારા હિંદુઓ એમ માને છે કે, ઇશ્વરનો નિયમ અટલ છે અને માણસના પેટે ઇશ્વર અવતાર લેતો નથી અને મનુષ્ય થઇને કોઇ એમ બોલે નહિ કે "હું ઇશ્વર છું" યા તો "મારા પેટે ઇશ્વર જન્મ્યો." એમ બોલવું તે બહુજ અધર્મની વાત છે. અને ઇશ્વર હોવાનો દાવો કરીને ઠગાઇ કરવી એ પણ તેટલીજ અધર્મની અને ધિક્કારપાત્ર વાત છે. કુમારી કન્યાઓ અથવા પરણેલી સ્ત્રીઓ પોતાના પતિ સિવાય બીજા કોઇ પુરૂષ સાથે દુર્વ્યવહાર કરે એ ધર્મ તેમજ નીતિની નજરે હલકું કામ છે એમ હોવા છતાં વલ્લભાચાર્ય પંથમાં એવા અનીતિના વિચાર અને રિવાજ મોજુદ છે. એ પંથના ધર્મગુરૂ કહે છે કે, 'અમે ઇશ્વરના–બ્રમ્હના અથવા કૃષ્ણના અવતાર છીએ અને અમે પોતે ઇશ્વર છીએ; અમારામાં ઇશ્વરના નિયમોમાં ફેરફાર કરવાની પણ શક્તિ છે; ઇશ્વરની માફક અમારી સેવા પણ તન, મન, ધનથી કરવી જોઇએ અને જે કોઇ એવી રીતે સેવા નહિ કરે તેને પાપ લાગે; પંથનાં સર્વ અનુયાયીઓએ અને ખાસ કરીને સ્ત્રીઓએ ધર્મગુરૂઓ ઉપર જારભાવની પ્રીતી રાખવી અને ધર્મગુરૂઓની સેવા પોતાના શરીરથી અર્થાત જારકર્મ કરીને કરવી.' વલ્લભાચાર્ય

પથમાં આવી આવી ઠગાઇની વાતો ચાલે છે. આ વાત જ્યારે પ્રગટ થઇ ત્યારે મુંબઇ અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં મળીને કુલે ૭૦ મહારાજો હશે. તેમને ગુરૂ, આચાર્ય અથવા ગોસાંઇજી કહેવામાં આવે છે. વાદી એજ પ્રકારના એક મહારાજ છે. "વિઠ્ઠલેશ રત્ન વિવરણ" નામના ગ્રંથમાં આચાર્યનું બીજું નામ "ઘણી સ્ત્રીઓના પતિ" એવું સુચવ્યું છે. આચાર્ય એકજ સ્ત્રીને પરણ્યા હોય અથવા તો કોઇ પણ સ્ત્રી સાથે લગ્ન કર્યું ના હોય છતાં તેમને "અનેક સ્ત્રીઓના પતિ" અથવા "રાસ લીલાના સાગર" કહેવામાં આવે છે. વલ્લભપંથનાં બીજાં અનેક પુસ્તકોમાં એવીજ અસભ્ય તથા અનીતિથી ભરેલી વાતો લખેલી છે અને તે વ્યભિચારના કાર્યમાં મદદ રૂપ થઈ પડે છે. આ પંથના ધર્મ-ગુરૂઓ એમ માને છે કે પરમેશ્વરને પ્રસન્ન રાખવાનું અને પરલોકમાં અખંડ સુખ પામવાનું સાધન એજ છે કે, પોતાની ઇન્દ્રિયોને પુરૂં સુખ આપવું અને એવા અનીતિના વિચારોને આ ગુરૂઓ ઉત્તેજન આપે છે. આ પંથનાં અનુયાયીઓમાં "રસ મંડળી" જેવી કફોડ વાતો ચાલે છે અને તે દ્વારા અનેક કુકર્મ આચરાય છે. બદનક્ષી વાળી બાબતમાં "ગોકુળનાથજીની ટીકા" સંબંધી પ્રશ્નો છે તે ગ્રંથમાં તથા "સિધ્ધાંત રહસ્ય", અને દ્વારકેશના "દશામર્મ" માં જણાવ્યા પ્રમાણે, વલ્લભાચાર્ય પંથના ધર્મની મુખ્ય હકીકત નીચે પ્રમાણે છે:—

મુખ્ય આશ્રય આચાર્યનો લો; તેનેજ ઇશ્વર માનો; આચાર્ય મહારાજશ્રીનો ઉધ્ધાર થાય છે. આ પંથના ઘણા લોક લોક

લાજ તજીને તથા વેદશાસ્ત્રની આજ્ઞા લોપીને પણ શ્રી ગોપીનાથ (મહારાજ) ને શરણે આવે. દરેક સેવક મનમાં એમ માને કે હું પુરૂષ નહિ પણ સ્ત્રી છું. શ્રી આચાર્યના ગુણો ગાવા, એમની આજ્ઞામાં રહેવું, એમનાં વચનમાં વિશ્વાસ રાખવો અને એમની સેવા કરવી. દરેક સેવકે એમ માનવું કે પોતાની સ્ત્રી અને બાળકો ગુરૂનાં છે. અને તે બધાં તેમજ બીજી સર્વ વસ્તુઓ અર્પણ કરીને ગુરૂદેવને પ્રસન્ન રાખવા અને ગુરૂના ઉપભોગ માટે સ્ત્રી તથા બાળકો પણ ગુરૂને સમર્પણ કરવાં. આ પંથના દરેક સેવકે પોતે જે વસ્તુનો ઉપયોગ કરે તે વસ્તુ પહેલી ગુરૂને સમર્પણ કરવી જોઇએ. તેમ નહિ કરનાર માણસ મરણ પછી નર્કમાં જાય છે.

આ પંથનું એક બીજું ધર્મપુસ્તક "ચતુઃ શ્લોકી" તથા તથા "પુષ્ટિ પ્રવાહમર્યા ટીકા" અને "સ્વધર્મવર્ધક તથા સંશયછેદક." છે. વાદીની પોતાનીજ મારફતેજ એ 'સ્વધર્મ વર્ધક તથા સંશયછેદક' નામનું પુસ્તક હમણાં મુંબઈમાં છપાવી પ્રગટ કરવામાં આવ્યું છે. એ પુસ્તક પ્રગટ કરનારી "વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી" વાદીએ સ્થાપેલી છે અને પોતે તેના પ્રમુખ છે. એ પુસ્તકમાં તેમજ બીજાં પુસ્તકોમાં એમ જણાવ્યું છે કે ગુરૂઓએ ઇશ્વરનો અવતાર લીધો છે; તેઓ વૈષ્ણવોના ઘરમાં જારભાવની પ્રીતિથી રહે છે. જેમ એક વ્યભિચારી સ્ત્રી પોતાનું તન, મન, ધન પોતાના યારને સોંપી દે છે તેમજ ઇશ્વર રૂપી મહારાજને સોંપી દેવું જોઇએ. વળી એમ પણ લખ્યું છે કે કોઇ પણ વૈષ્ણવ ઉપર જો ઇશ્વર ક્રોધ કરે તો ગુરૂ તેને બચાવી શકે છે

પણ જો ગુરૂ ક્રોધ કરે તો તેને કોઇ બચાવી શકતું નથી. માટેજ દરેક દાસ અને દાસીએ પોતાના શરીરથી તેમજ ધનથી ગુરૂની સેવા કરી તેમને પ્રસન્ન રાખવા; ગુરૂની સેવા કરવાથીજ ઇશ્વિરની સેવા કર્યાનું ફળ મળે છે અને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ પંથના ગુરૂ પોતે ઇશ્વિર છે—સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમ છે. જે સેવક ગુરૂ અને ઇશ્વર વચ્ચે કાંઇ ભેદ સમજે છે તે બીજા જન્મમાં સીચાડ જન્મે છે અને જે ગુરૂની સામે પગ પર પગ ચડાવીને બેસે તે સાપ જન્મે છે. જે સેવક ગુરૂની પાસે પોતાના જ્ઞાનનો દેખાવ કરે તે ત્રણ જન્મ સુધી ગધેડા કે કુતરાનો અવતાર પામે છે અને ગુરૂ સાથે કાંઇ ચતુરાઇ દેખાડવા જાય તો તે જરખ થઇને અવતરે છે; ગુરૂને પોતાના પગનું તળીયું દેખાડનાર માણસનો મરવા પછી ૧૦ વર્ષ સુધી સર્પયોનિમાં વાસ થાય છે. ગુરૂની આજ્ઞાનો ભંગ કરનાર માણસ "અસિપત્ર" નામના નરકમાં પડે છે, કોઇ ગુરૂની સેવા કર્યા વિના ઠાકોરજીની સેવા કરે તો તેની સેવા ફોકટ જાય છે. ગુરૂ અને ઠાકોરજીની વાત જાહેર કરનાર સેવક ત્રણ જન્મ પર્યંત કુતરાંનો અવતાર પામે છે. કળિયુગમાં ભક્તિ સીવાય મોક્ષનો બીજો કોંઇ માર્ગ નથી. માટે દરેક સેવક તથા સેવકીએ ગુરૂને ઇશ્વર જેવાજ જાણવા બલ્કે ઇશ્વિરથી પણ અધિક જાણવા. સર્વ વસ્તુ ઇશ્વિરની છે માટે ઇશ્વરને કે ઇશ્વિર સમાન ગુરૂને વ્યભિચારનો દોષ લાગતો નથી. જે લોકો એમ કહે છે કે ઇશ્વિરમાં જારભાવની પ્રીતિ રાખવી તે પાપ છે તેઓ મુર્ખ અજ્ઞાની છે. ઇશ્વર સાથે સર્વ

પ્રકારનો સંબંધ થઇ શકે છે. ઇશ્વરમાં સ્ત્રી અને પુરૂષ એવો ભેદ નથી. પણ સ્ત્રી અને પુરૂષ બન્ને તેનાજ આત્મા છે. ઇશ્વર જે કાંઇ વ્યભિચાર કરે તે પોતાનાજ આત્માઓ સાથે ક્રીડા કરે છે અને તેમ કરવાથી ઇશ્વરને. ઇશ્વિર રૂપી ગુરૂઓને કે વલ્લભકુળની સ્ત્રીઓને પાપ લાગતું નથી. ઇશ્વરે પોતેજ પોતાના ઉપર જારભાવની પ્રીતિ રાખવા માટે શ્રુતિયોને ફરમાવ્યું અને તેથીજ શ્રુતિઓએ બીજા જન્મમાં ગોપી રૂપે અવતરી શ્રીકૃષ્ણ અર્થાત ઇશ્વરના અવતાર સાથે જારકર્મ કર્યું હતું. તેજ પ્રમાણે ૧૬૦૦૦ રૂષિઓ શ્રીરામચંદ્રજીની છબી જોઇ મોહિત થઇ ગયા હતા અને તેમણે સ્ત્રીરૂપે તેમની સાથે જાર કર્મ કરવા અરજ કરી હતી. શ્રીરામચંદ્રજીએ તે અરજ સ્વીકારીને 'કૃષ્ણાવતાર'માં તેમના યાર બની તેમને આનંદ આપ્યો હતો. ઇશ્વરનાં અનેક રૂપ છે. ઇશ્વર પિતા રૂપે, પતિ રૂપે, પુત્ર રૂપે અને પુત્રી રૂપે પણ છે. એજ ઇશ્વર જારભાવનો પણ ભુખ્યો છે અને જેઓ એમ કહે છે કે જારભાવની પ્રીતિમાં પાપ છે તે મુર્ખ છે-તેઓ સાચા ભક્ત નથી. બગીચાની બહાર ચરનારા ગધેડાને જેમ બગીચાની ખુબી શું છે તેની ખબર નથી હોતી તેવાજ એ લોકો પણ અજ્ઞાની-નર્કનો કચડાગાળા સમજવા. અનુભવથી પણ સાફ સમજાય છે કે, જારભાવ કરતાં વધુ સારી પ્રીતિ બીજી કોઇ નથી. કારણ કે વ્યભિચારિણી સ્ત્રીનો છંદ આખો દિવસ ઘરકામમાં રહે-તો નથી પણ પોતાના યારને મળવામાં રહી શકે છે. યાર પાસે ના હોય ત્યારે તેને ખાવું પીવું કે સુંદર વસ્ત્રો પહેરવાં ગમતાં નથી.

આથી એમ સમજાય છે કે ઇશ્વર ઉપર જારભાવની પ્રીતિ રાખવી તે ધિક્કારપાત્ર છે એમ કહેનારાઓ તદ્દન મુર્ખ છે.

ઉપર જણાવેલી સર્વ હકીકત મહારાજોનાં જુદાં જુદાં પુસ્તકોમાં વિસ્તારથી લખાયલી છે. જેમ જેમ તે તે પુસ્તકો કોર્ટ સમક્ષ રજુ થતાં જશે તેમ તેમ એ વાતો જાણમાં આવશે અને સમજાશે કે વલ્લભાચાર્યનો પંથ ખરી રીતે ધર્મ અને નીયમોથી વીરૂદ્ધ પાખંડથી ભરેલો છે અને ભોળાં લોકોને તે મારફત ઠગવામાં આવે છે. એ બધી વાતો કેવળ પાખંડ, ઠગાઇ અને ઢોંગ છે કારણ કે વેદમાં, પુરાણમાં કે શાસ્ત્રમાં કોઇ ઠેકાણે એવું લખ્યું નથી કે પોતાની સ્ત્રી અથવા પુત્રીને ગુરૂને અર્પણ કરવી. તથાપિ સંપ્રદાયનાં ધર્મપુસ્તકોમાં એવી બાબતો હોવાથી ભોળાં લોકો ઉપર તેની તેવીજ અસર થાય છે અને સેવક પોતાની સ્ત્રી તેમજ પુત્રીને ગુરૂની સેવામાં અંગીકાર કરાવે છે. અને તેથીજ પ્રતિવાદીઓને ગુસ્સો ઉપજ્યો છે. પ્રતિવાદીઓનું માનવું એવું છે કે, આ રીતે લોકોને તેમની આંખમાં ધુળ નાખીને આંધળા બનાવવા અને ધર્મના બ્હાને એવાં ભોળાં અને ધર્માંધ લોકોની વહુ દીકરીઓને ખરાબ કરવી તેના કરતાં વધારે ખરાબ ઠગાઇ બીજી કોઇ ના હોઇ શકે. માત્ર ગોકુલનાથજીએજ આ પ્રમાણે પોતાની 'ટીકા'માં લખ્યું છે એમ નથી. બીજા લેખકોએ પણ એજ પ્રમાણે લખી વૈષ્ણવ મીંગને કાળો ડાઘ લગાડયો છે. એ ટીકા મુજબ વર્તનાર મહારાજો પોતાના સેવકોની સ્ત્રી તથા પુત્રીઓને બગાડે છે અને તેથીજ તેઓ વ્યભિચારના પાપ પંકજમાં રચ્યાં પચ્યાં રહે છે અને ત્યાં સુધી તેમને

ધર્મનું જ્ઞાન થવું અસંભવિત છે. ઉપર દર્શાવેલા ધર્મસિધ્ધાંતો મુજબ મહારાજો અને ગુરૂઓ વર્તે છે અને ઇશ્વરના અવતાર હોવાને બ્હાને સેવકોની વહુ દીકરીઓને બગાડે છે.

પ્રતિવાદીનું કહેવું એ છે કે, પરસ્ત્રીની છાતી ઉપર હાથ લગાડવો, પરસ્ત્રીના શરીર ઉપર ગુલાલ છાંટવો અથવા તેની સાથે મર્યાદારહિત કામ કરવું એ વાત હિંદુ ધર્મશાસ્ત્ર મુજબ પાપ રૂપ અને નિયમોની વિરૂધ્ધ છે– વ્યભિચાર સમાન છે. છતાં મહારાજો એ પ્રમાણે વર્તે છે. વાદીએ પોતેજ બે વેપારીઓ સમક્ષ એમ બતાવ્યું હતું કે મહારાજોમાં વ્યભિચાર વિસ્તારપૂર્વક ફેલાયલો છે. મુંબઇના મોટા મહારાજ જીવણજીએ કેટલાએ સદ્‌ગૃહસ્થો સમક્ષ એ વાત કબુલ કરી હતી કે મહારાજોમાં જે વ્યભિચારફેલાયલો છે તે અટકાવવાનું તેમનાથી બની શકે તેમ નથી. બદનક્ષીવાળું લખાણ લખતા પહેલાં મહારાજોના વ્યભિચારની વાત એટલી સર્વ સાધારણ હતી કે ગુજરાતી પુસ્તકોમાં, વર્તમાનપત્રોમાં અને હેન્ડબીલો દ્વારા તે વારે ઘડીએ પ્રગટ થઈ હતી. સને ૧૮૫૫ની આખરમાં ભાટીઆ લોકોનું મહાજન મળ્યું હતું ત્યારે એ મહાજને અનેક રીતના પ્રબંધ કર્યા હતા. એમાં એક પ્રબંધ એવો હતો કે, દીવસે મંદીરમાં જવામાં આવે તે સીવાય બીજા કોઇ વખતે જ્ઞાતિની સ્ત્રીઓને મહારાજોનાં દર્શન કરવા જતાં રોકવી કે જેથી મહારાજોને વ્યભિચાર કરવાની સગવડ ઓછી મળે. બદનક્ષી વાળી બાબત છપાતાં પહેલાં કેટલાક મહિનાઓ પહેલાં વાદીએ પોતે એક ભાટીઆ સાથે વાતચીત કરતાં એમ 'કહ્યું હતું કે, 'વ્યભિચાર

કરવામાં બીલકુલ પાપ નથી બલ્કે તેથી તો શરીરની તાકાત વધે છે અને લોહી શુધ્ધ બને છે; અનુભવથી હું કહું છું કે મહારાજા ગાયકવાડના દરબારના પહેલવાનો ચાર પાંચ સ્ત્રીઓ રાખે છે અને કુસ્તી ખેલતા પહેલાં સ્ત્રીસંગ કરે છે. જુદી જુદી સ્ત્રીઓ સાથે સંગ કરવાથી માણસના શરીરનું લેહી શુધ્ધ બને છે., મુંબઇ, સુરત અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં વાદીની આબરૂ બહુ ઓછી હતી અને તે સ્ત્રીઓના ફંદામાં ફસેલો છે એ વાત જાહેર હતી. તે પોતાની સેવિકાઓને પોતાના ઓરડામાં લઇ જઇને ત્યાં તેમની સાથે વ્યભિચાર કરતો હતો. દશેક વર્ષ પહેલાં ગેટ (દ્વારકાં)માં વાદીએ ગુલાલ ઉડાડતાં ઉડાડતાં તેણે પોતાનો હાથ એક જુવાન સ્ત્રીની છાતી ઉપર રાખ્યો હતો. આવું કામ હિંદુ ધર્મશાસ્ત્ર મુજબ વ્યભિચાર ગણાય છે. વળી સને ૧૮૬૦માં વાદીએ મુંબઈમાં એક સેવિકા સાથે પોતાના ઓરડામાં જઇ ત્યાં એક કલાક તેની સાથે રહી તેનો સંગ કર્યો હતો. એજ વર્ષમાં બીજી એક જગ્યાએ પણ તેણે તેમજ કર્યું હતું. બદનક્ષી વાળું લખાણ છપાતા પહેલાં વાદીને ચાંદીનું દરદ થયું હતું. એક પ્રતિવાદી કરસનદાસ મુળજી વલ્લભાચાર્ય પંથમાં જન્મ્યા છે. તેઓ એ પંથની આબરૂ જાળવવા અને તેનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખે છે અને આવાં કુકર્મ તથા અનીતિ થતી જોઈ તેના હૃદયને દુઃખ થાય છે.

પ્રતિવાદી કરસનદાસ મુળજીએ પોતાનાં "સત્ય પ્રકાશ" પત્રમાં એવી ઘણી વાતો લખીને પોતાના મંડળમાં અનેક સુધારા કર્યા છે. પ્રતિવાદી એમ પણ દેખાડશે કે વાદીએ પોતાના પંથનો

અને મહારાજોનો બચાવ કરવાને પુસ્તકો છપાવ્યાં છે તથા વર્તમાનપત્રોમાં કેટલીક હકીકતો જણાવેલી છે અને પોતાના "સ્વધર્મ વર્ધક તથા સંશય છેદક" પુસ્તકમાં એમ લખ્યું છે કે, જેને ઇચ્છા હોય તે વાદી સાથે શાસ્ત્રાર્થ કરે શાસ્ત્રના આધાર વિના જો કાંઈ વાત કરવામાં આવશે તો તે સ્વીકારવામાં આવશે નહિ. સને ૧૮૬૦ ના ડીસેમ્બર માસની તા. ૨૯ મીના "ચાબુક" પત્રમાં વાદીએ એવું છપાવ્યું છે કે, જેમ એક માણસ કોટમાંથી વાલકેશ્વર જવા નીકળે છે અને બીજો ભાયખલા જવા નીકળે છે તેમજ વેદ અને પુરાણના અલગ અલગ રસ્તા નીકળ્યા છે. આ વાતો બદનક્ષીની બાબતમાં દલીલ કરવા માટે લખવામાં આવી છે. પ્રતિવાદીનું કહેવું એવું છે કે બદનક્ષીવાળાં લખાણમાં એમ લખ્યું છે કે, બીજા કોઈ પંથવાળા મહારાજો જેવી–બદમાશી–લુચ્ચાઇ–ઠગાઇ કરતા નથી તે વાત સાચી છે અને વાદીએ આ ભોળાં લોકોની આંખમાં ધુળ ફેંકી છે. મહારાજોએ પોતાનાં પુસ્તકોમાં સેવકોની વહુ દીકરીને ભ્રષ્ટ કરવાનું લખ્યું છે અને તે પ્રમાણે તેઓ ભ્રષ્ટ કરે છે તેથી અમારા મનમાં આગ સળગે છે અને ભોળા હિંદુભાઇઓની બુધ્ધિ માટે ખેદ કરવો પડે છે. એ રીતે બદનક્ષી વાળાં લખાણમાં જે કાંઇ લખ્યું છે તે વાજબીજ છે. જો વાદી પોતાના ધર્મનો પ્રચાર કરવા ચાહતો હોય તો તેણે પોતાનાં સર્વ દુરાચરણ તજી દઇને બીજા મહારાજોને ઉપદેશ કરવો જોઇએ. એ હેતુથી પ્રતિવાદીઓએ બદનક્ષી વાળું લખાણ છાપી પ્રગટ કર્યું છે.

પ્રતિવાદી કહે છે કે, બદનક્ષી વાળી લખેલી દરેક બાબત સાચી અને વાજબી છે અને તેટલા માટે છાપી પ્રગટ કરી છે. પ્રતિવાદી એ વાત સાબીત કરવા તૈયાર છે.

આ મુકદ્દમો મુંબઇમાં ચાલ્યો ત્યારે બહુ શોરબકોર થઇ રહ્યો હતો અને તેમાં એવી ચોંકાવનારી હકીકતો બહાર આવી હતી કે તેની બહુ સારી અસર થવા પામી હતી. કેટલાએક કરોડપતિ શેઠીઆઓએ એવું જણાવ્યું હતું કે તેમણે પોતે મહારાજને વ્યભિચાર કરતાં નજરે જોયા હતા. કેટલાક ડોકટરોએ પણ જુબાની આપી હતી, તેમણે મહારાજને ગરમીનું દરદ થયાની વાત જણાવી હતી.

* * *

ઘણાં માણસો તીર્થસ્થાનો ખાતે પોતાની સ્ત્રીનું દાન કરે છે અને પછી અમુક રકમ આપી તેને પોતે વેચાતી લેઇ લે છે. આ તો સ્ત્રીઓનું એક ભયંકર અપમાનજ છે અને કોઇ કોઇ વખત તો એવી મુર્ખાઇનું બેહુદું પરિણામ પણ આવે છે. એક વખત એક મોટા સત્તાધીશે એ રીતે પોતાની સ્ત્રીનું દાન કર્યું અને પછી રૂપીઆ આપી તે પાછી મેળવવાની ઇચ્છા કરી પરંતુ ગોર મહારાજે તે બાઇને પાછી આપવાની ના કહી. છેવટે, વાત એટલી વધી પડી કે આખરે કોર્ટમાં ફરિયાદ કર્યા બાદ એ સજ્જનને તેમની

પુરાણોમાં બધા દેવોને વ્યભિચારમાં મશગુલ બતાવ્યા છે. બ્રહ્માએ પોતાની દીકરી સાથે સંગ કર્યો, વિષ્ણુએ વૃન્દા સાથે વ્યભિચાર કર્યો, શ્રી કૃષ્ણે ગોપીઓ સાથે રમણ કર્યું, મહાદેવ નગ્ન સ્વરૂપે સ્ત્રીઓ પાસે ગયા, વિગેરે. રૂષિઓના સંબંધમાં પણ એવીજ વાતો લખાયલી છે કે, પારાશરે ધીવરી કન્યા સાથે વ્હાણમાં વ્યભિચાર કર્યો. કુન્તીએ અનેક દેવો મારફત સંતાનપ્રાપ્તિ કરી, ઇત્યાદિ અનેક કથાઓને ધાર્મિક રૂપ આપવામાં આવ્યું છે. શિવ-પુરાણમાં લખ્યું છે કે, મહાદેવજીનું મહાદેવી સતી સાથે લગ્ન થતું હતું ત્યારે સતીને જોઈ ખુદ બ્રહ્માની દાનત બગડી. પરંતુ સતીના મુખ પર ઘુમટો હોવાથી વૃધ્ધ બ્રહ્માને સતીનાં મુખનું દર્શન કરવાની તક મળતી નહોતી એટલે આખરે બ્રહ્માએ એક યુક્તિ શોધી કહાડી અને યજ્ઞકુંડમાં લીલાં લાકડાં ભરી દીધાં. તેથી ખુબ ધુમાડો થયો એટલે મહાદેવજી મુંઝાયા અને તેમણે હાથ વડે આંખો ઢાંકી દીધી. એ તકનો લાભ લેઇ બ્રહ્માએ સતીનો ઘુમટો ખોલી નાખીને તેમનું મુખાવિંદ જોઇ લીધું; છેવટે એમ પણ લખ્યું છે કે મન ઉપર સંયમ નહિ રહી શકવાથી બ્રહ્માને વીર્યપાત થયો એટલે તે ગભરાયા અને પોતાનાં કપડાંથી તેને ઢાંકી ચુપચુપ બેસી ગયા પરંતુ મહાદેવજીએ તે જોયું એટલે તેમને ક્રોધ વ્યાપ્યો અને બ્રહ્માને મારવા દોડયા પણ બહુ મ્હેનતે દેવતાઓ અને રૂષિઓએ તેમને શાંત કર્યા.

વૃન્દાના સતીત્વના પ્રભાવથી જાલંધર મરતો નહોતો તેની ખાતર વિષ્ણુએ જાલંધરનું રૂપ ધારણ કરી વૃન્દાના સતીત્વનો નાશ કર્યો હતો.

ઇન્દ્રે ગૌતમની પત્નીને છળથી ભગાડી. ચંદ્રે ગુરૂપત્ની ઉપર બળાત્કાર કર્યો. શ્રી કૃષ્ણે તો કોઈ કામ બાકીજ રાખ્યું નહિ! આવા ગ્રંથકારો જેવી બુધ્ધિ વાલ્મિક ઋષિ અને ભક્ત તુલસીદાસની ના થઇ અને રામને નિષ્કલંક રહેવા દીધા એજ આશ્ચર્યની વાત છે.

આવા પ્રકારના ધાર્મિક વ્યભિચારોની વાતો વાંચવાથી મનુષ્યોના મગજમાં વ્યભિચારની પ્રવૃત્તિ કેટલી હદે ઠસી ગઇ છે તે વિચારવું જોઇએ. હું કોઈ ધર્મ પર કટાક્ષ કરવા કે કોઇ પંથની નિંદા કરવા ઇચ્છતો નથી. પણ હું હીંમતથી કહી શકું છું કે ધર્માચાર્ય પોતાને કૃષ્ણ અને શિષ્યાને રાધા કહે અને પછી વળી રાધા કૃષ્ણના પ્રેમનું રહસ્ય સમજાવે તેથી સ્ત્રીઓના હૃદયમાં કેવો ભાવ પેદા થાય અને તેનું કેવું પરિણામ આવે એ વાત જરૂર વિચારવી જોઇએ. કોઇ કોઇ જૈન મૂર્તિઓ પણ નગ્ન હોય છે અને એમ સાંભળ્યું છે કે સ્ત્રીઓ પણ તેની પુજા કરે છે.

રામલીલા અને રાસની નિંદ્ય ગુપ્ત લીલાઓની વાતો જેઓ જાણે છે તેઓ સમજે છે કે એ પ્રવૃત્તિ કેટલી નીચ છે. જે છોકરાઓને સીતા, રાધા, રામ કે કૃષ્ણ બનાવવામાં આવે તેમની સાથે અકુદરતી વ્યભિચાર પણ કરવામાં આવે છે.

એવું પણ જોવામાં આવે છે કે, દેવતાઓ અને ઋષિઓની માફક કેટલાક મોટા આદમીઓના વ્યભિચારની પણ હીમાયત કરવામાં આવી છે. દાખલા તરીકે શકુંતલા અને દુષ્યન્તની કથા દુષ્યન્તના ચરિત્રને અતિ નિંદ્ય અને કલંકિત બનાવે છે. સમ્રાટ દુષ્યન્ત શિકાર ખેલતા ખેલતા ઋષિ કણ્વના આશ્રમમાં જઈ પહોંચે

છે. મધ્યાન્હના ધુપથી કંટાળેલા હોઇ વિશ્રામ મેળવવાની ઇચ્છા કરે છેઃ રૂષિ આશ્રમમાં નહોતા. પરંતુ એમની ધર્મપુત્રી શકુંતલા અતિથિસત્કાર કરે છે તથાપિ દુષ્યન્ત પોતાનો અતિથિધર્મ સદંતર વિસારી દેઇને કુમારી શકુંતલા ઉપર દાનત બગાડે છે અને તુરત તેને અપવિત્ર કરી ત્યાંથી ચાલી જાય છે. શકુન્તલાને ગર્ભ રહે છે. રૂષિ કણ્વ ત્યાં આવી પહોચ્યા અને બધી હકીકત તેમના જાણવામાં આવી છતાં તેઓ શાંત રહ્યા અને શકુન્તલાને દુષ્યન્ત પાસે મોકલી આપી. સાધારણ લંપટ પુરૂષો જેમ કોઇ સ્ત્રીની પવિત્રતાનો નાશ કર્યા પછી સિધ્ધ બનવાને ખાતર એવા સંબંધનો ઇન્કાર કરે છે તેમજ દુષ્યંતે પણ શકુંતલાને જોતાં વાર એમજ કહ્યું કે, 'તું કોણ છે? હું તો તને ઓળખતો પણ નથી.' છેવટે શકુંતલા માતાની સાથે જઇ તપસ્વી કશ્યપના આશ્રમમાં રહી અને પુત્રને જન્મ પણ આપ્યો. ઘણો વખત વહી ગયો અને દુષ્યન્તને કાંઇ સંતાન થયું નહિ ત્યારે તે પુત્રના લોભથી શકુતલાને તેડી લાવે છે. કવિ કાળીદાસે તો ચતુરાઇથી દુષ્યન્તનો બચાવ કરવા માટે દુર્વાસાનો શ્રાપ અને ગાંધર્વવિવાહની કલ્પના ઘટાવી દીધી એટલે બધું પતી ગયું.

આવાં પ્રસિધ્ધ આખ્યાનો જો કે ધાર્મિક નથી છતાં પ્રાચીનતા અને તેના ગૌરવના સબબે જનસમાજના ચરિત્ર ઉપર તેનો પ્રભાવ પડયા વિના રહેતો નથી. કારણ કે પૂર્વજોનાં જે પ્રકારનાં ચરિત્રો ભાવિ પ્રજા જાણે તે પ્રમાણેજ તેઓ વર્તે છે–પૂર્વજોનું અનુકરણ અને સમર્થન કરવું એ દરેક દેશનાં માણસોનો સ્વભાવજ છે.

---

# અધ્યાય ૬ ઠ્ઠો.



## (માનસિક વ્યભિચાર.)

પ્લેગનાં જંતુ જેમ અદૃષ્ટ અને ભયંકર હોય છે તેમજ માનસિક વ્યભિચાર પણ એક અદૃષ્ટ પણ ભયંકર વસ્તુ છે. હજારો યુવક, યુવતીઓ અને પરિપક્વ અવસ્થાનાં સ્ત્રી પુરૂષો પણ માનસિક વ્યભિચારમાં ફસાએલાં જોવામાં આવે છે. કોઇ પણ સ્ત્રી કે પુરૂષને, પુરૂષ અથવા સ્ત્રીની ઇચ્છા થવા છતાં તે ના મળે ત્યારે મનમાં જે વિકાર અને કામચેષ્ટાઓ ઉદ્ભવે છે તે જો તુરતાતુરત સંતોષી શકાય તો શરીર તથા મન ઉપર તેની તેટલી માઠી અસર થવા પામતી નથી પણ જો તે ઇચ્છાની તૃપ્તિ ના થવા પામે તો તેની અસર ઘણી ખરાબ થાય છે. ધારો કે એક પુરૂષને એક સ્ત્રી સાથે સમાગમ કરવાની ઇચ્છા થઇ અને તેમ તે કરે તો, તેમ ન કરવાથી—સ્ત્રી મેળવવાના વિચારોથી જેટલી ખરાબ અસર થાય તેટલી સ્ત્રીસંગ કરવાથી થતી નથી. કારણ કે સ્ત્રીસંગ કરવાથી કુદરતી પરિતાપ શાંત થઇ જાય છે, ઉત્તેજીત થએલી ધાતુ નીકળી જાય છે અને સર્વ સ્નાયુઓ તથા માંસપિંડો શાંતિ પામે છે. પરંતુ જો સ્ત્રીસમાગમ કરવાની તક ના મળે તો તે સંબંધી વિચારો મગજમાં એક પ્રકારની એવી ગર્મી પેદા કરે છે કે, સમસ્ત જ્ઞાનતંતુઓ અને નસો એટલાં તો વિહ્વળ

બને છે કે તેની અસરથી શરીરનાં ગુર્દા, હૃદય, યકૃત ઇત્યાદિ અવ-યવોમાં બિગાડ થાય છે. એવી ગર્મી જો લાંબો વખત અથવા નિત્ય ચાલુ રહ્યાં કરે તો વિષયવાસનાના વિચારો એટલું તોફાન મચાવે છે કે માણસનું ચિત્ત આકુળવ્યાકુળ બની જાય છે અને આખા શરીરનું વીર્ય પીગળી પીગળીને અંડકોશ તરફ વહેવા માંડે છે. લોહી અને હૃદયનો વેગ વધી જાય છે. પછી શરીરના એ સંચાઓ એવા વેગથી કામ કરે છે કે જ્યારે તે માણસ રાત્રે સુઇ જાય ત્યારે સ્વપ્નમાં ધાતુ નીકળી જાય છે અને પરિણામે તેનું શરીર નિસ્તેજ તેમજ સુસ્ત બની જાય છે. મહિનામાં બે ત્રણ વખત સ્વપ્નદોષમાં જેની ધાતુ વહી જતી હોય તે માણસો કરતાં હરહંમેશ સ્ત્રીસંગ કરનારાઓની તંદુરસ્તી સારી હોય છે તેનું કારણ એજ છે. હમેશાં વિષયવાસનાના વિચારો કરવાથી કેટલાકોનું વીર્ય એટલું તો પાતળું થઇ જાય છે કે તે મુત્રમાર્ગમાંથી એમ ને એમ નીકળવા માંડે છે બલ્કે આખો દિવસ ટપકતું રહે છે. પછી તેમનાં હૃદય અને યકૃત ઉપર તેની અસર થવાથી છેવટે આમાશય બગડે છે અને તેની પાચનશક્તિ શીથીલ થઇ જાય છે. શરીરમાં પુષ્ટિ-કારક તત્વ નહિ જવાથી આખરે તેનું શરીર ક્ષીણ થઈ વૃધ્ધાવસ્થાનાં ચિન્હો શરીરના દરેક અવયવ ઉપર દેખાઈ આવે છે.

એવા વિચારો પેદા થવાનાં બે કારણ છે- શિક્ષણ અને સત્સંગનો અભાવ. આજના જમાનામાં બાળપણથીજ સારી શિક્ષા કોઇને મળતી નથી. શિક્ષકો-માસ્તરો-પ્રોફેસરો-અક્ષરજ્ઞાન આપે છે. ખુદ એ શિક્ષકોજ વર્તનશાળી હોતા નથી. નાનાં બાળકો માર

પડવાની બીકથી અને મોટા છોકરાઓ પરિક્ષામાં નાપાસ થવાના ભયથી માત્ર પરિક્ષા માટે નક્કી કરવામાં આવેલાં પુસ્તકો વાંચે, શિખે છે. એવાં પુસ્તકોમાં કાં તો તદ્દન રસવિનાની વાતો ભરેલી હોય છે અને જો કોઇ રસદાર વાત હોય તો તે મોટી ઉમરનાં યુવક યુવતીઓના પ્રેમ પરિચયોની વાતો હોય છે. વાંચનારને એ પ્રેમ પરિચયોનો સ્વાદ તો ના મળે પણ એવાજ ઢંગથી કોઇ યુવતી સાથે વાત કરવાની લાલસા તો થાયજ. વાંચનારને સ્હેલાઇથી કોઇ યુવતી તો મળી ના શકે પણ તેનું મન માનસિક વ્યભિચારની એક સૃષ્ટિ રૂપ બની જાય છે અને એવાંજ પુસ્તકો વાંચવાનો તેનો શોખ દિન પર દિન વધતો જાય છે અને ગમે ત્યાંથી શોધી મેળવી વાંચે છે. માબાપ બિચારાં જાણતાં કે સમજતાં પણ નથી કે અધીર્ રાત સુધી બત્તીની ભભુકદાર રોશનીની મદદથી ભાઇ કેવાં પુસ્તકો વાંચે છે અને મનમાં કેવા આનંદના ઘુંટડાઓ ઉતારે છે ?

યુવાન બાળાઓ પણ એજ સ્થીતી ભોગવે છે. બાળપણથીજ તેને સાસુ વગેરેનો પરિચય કરાવવામાં આવે છે. અવારનવાર તે રસરંગની વાતો, ગીતો સાંભળે છે એટલુંજ નહિ પણ નવી પરણેલી યુવતીઓના પરિણયો પણ જાણવા સાંભળવા પામે છે. એથી પોતે પરિપક્વ ઉમરની થતા પહેલાંજ પુરૂપસંગની જીજ્ઞાસુ બને છે અને પરિણામે તેના શરીર, રૂપ; રંગ ઉપર તેનો પ્રભાવ પડે છે. માબાપ કોઇ બદમાશ કે વ્યભિચારી સ્ત્રી પુરૂષની સોબત ના થાય તે માટે તો પોતાની પુત્રીના સંબંધમાં સાવધાન રહે છે પણ તેઓ એ જાણતાં નથી કે કેટલાંક પુસ્તકો એવાં

હોય છે કે બાળાઓના મન ઉપર એક વેશ્યા કરતાં પણ વધારે ખરાબ અસર કરે. એવાં પુસ્તકો તેમના વાંચવામાં ના આવે તે માબાપે બહુ કાળજી રાખવી જોઇએ.

તત્વદર્શનનાં પુસ્તકોમાં મનને બહુજ 'પ્રબળ' કહેલું છે. ભગવાન કૃષ્ણે પણ કબુલ રાખ્યું છે કે મન બહુ ચંચળ છે. વેદોમાં "तन्मे मनः शिवसंकल्पमस्तु ।" અર્થાત "અમારૂં મન શુભ સંકલ્પ વાળું બને" એમ કહ્યું છે. ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે. કે, "મન એજ માણસોના મોક્ષ અને બંધનનું કારણ છે. વેદમાં પ્રભુને પ્રાર્થના કરી છે કે, "હે વિશ્વદેવ ! અમે પાપથી દુર રહીએ અને ઉત્તમ ગુણો ધારણ કરીએ." શ્રી ગાયત્રી મંત્રનો સાર પણ એજ છે કે, 'અમારામાં એવી બુધ્ધિ હોય કે જે અમને પ્રેરણા કરે.' એ સર્વનો સાર એટલોજ છે કે, મનમાં હમેશાં સારી વાતો રમી રહે અને સારી વાતોનાજ વિચાર આવે. એનું કારણ એ છે કે મનમાં જે વાત હોય તેજ મુખમાંથી બોલાય છે, અને બોલાય છે તેજ કરવી પડે છે. ઉત્તમ માણસ તેજ ગણાય કે જે મન, વચન અને કર્મથી પવિત્ર, શુધ્ધ અને ધર્માચરણી હોય.

એમ પણ ના સમજવું કે દરેક વાત મ્હોડે બોલવાથીજ સમજાય છે; આકાર, ચેષ્ટાથી પણ મનની ગુપ્ત વાત સમજી શકાય છે. જે માણસ પાપી હોય તેમના ચ્હેરા ઉપર પાપની છાયા પડેલીજ હોય છે. પરંતુ ધર્માત્મા શુધ્ધ મન વાળા માણસો હમેશાં ગંભીર હોય છે. કોઇ પણ છળ કપટવાળો દુરાચારી માણસ ધીરજથી દુ:ખ સહન કરી શકતો નથી. સહનશકિત હમેશાં શુધ્ધ

મનનાં માણસોમાંજ હોય છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે સરળ હોય છે અને તેથીજ પુરૂષ સ્ત્રીને પોતાની દાસી જેવી સમજે છતાં સ્ત્રી નરમાશ ધારણ કરી શકે છે અને તેનું કોઇ પાપ પ્રગટ થાય તો લાચાર બની જાય છે.

પહેલાં તો મન હમેશાં પાપથી ડરે છે પરંતુ પછીથી તે સાહસી બની જાય છે. માણસ એવાં તો નીચ હોય છે કે, પોતે પાપી હોય છતાં પોતાનાં પાપો છુપાવીને પણ બીજાઓ તેવું પાપ કરે તે માટે તેને સજા કરવાની ઇચ્છા કરે છે.

બાઇબલમાં એક બહુ રહસ્યપૂર્ણ વાત છે. એક વાર મહાત્મા મસીહ ઉપદેશ દેતા હતા ત્યારે કેટલાક માણસો એક વ્યભિચારિણી સ્ત્રીને લેઇ આવ્યા અને કહેવા લાગ્યા કે તું જો ખુદાનો બેટો હો તો આ સ્ત્રીએ પાપ કર્યું છે માટે તેને પત્થરથી મારી નાખવાનો હુકમ આપ.

મહાત્મા મસીહ એ બાઇ તરફ જોઇ રહ્યા. બાઇની આંખમાંથી આંસુની ધારા વહી રહી હતી. મહાત્માએ પેલા માણસોને કહ્યું, 'બાઇએ પાપ કર્યું છે એટલે તો જરૂર મારવા લાયકજ છે. પણ તમારામાંના જે કોઈ માણસે પાપ ના કર્યું હોય તેણે તેને પત્થર મારવો. એટલું કહી મસીહે, પોતાની આંખો મીંચી દીધી. થોડી વાર પછી આંખ ઉઘાડીને જોયું તો ત્યાં કોઈ માણસ ઉભું નહોતું; સૌએ શરમીંદા બની, ચાલી જવા માંડયું હતું. છેવટે મહાત્મા મસીહે બાઇને ઉભી કરીને કહ્યું, " મા, હવેથી પાપ ના કરશો."

જે લોકો માનસિક પાપ એટલે શું તે કાંઇ સમજતા નથી તેમને માટે આ દાખલો બહુ ધ્યાનમાં રાખવા લાયક છે. શ્રી રામે જ્યારે સીતાને પહેલીજ વાર જનકવાટિકામાં જોયાં અને પોતાના અંતઃકરણમાં તેમના પ્રતિ પ્રેમભાવ સ્ફુર્યો ત્યારે, આશ્ચર્ય પામી ભોળપણથી પોતાના નાના ભાઇ લક્ષ્મણને પુછ્યું કે. 'સ્વપ્નામાં પણ મેં સ્ત્રીનો વિચાર કર્યો નથી છતાં આ શું?" એ શ્રી રામના મનની અલૌકિક શુધ્ધિ બતાવી આપે છે.

પારકી વહુ દીકરીઓ તરફ જોઇ રહેવું કે મનમાં તેમને માટે ખરાબ વિચારો કરવા એ સહુથી ખરાબ ટેવ છે. પરંતુ એવી ટેવ સારા સારા પ્રતિષ્ઠિત અને સભ્ય ગણાતા માણસોમાં પણ જોવામાં આવે છે તે એટલે સુધી કે મિત્રો અને માયા મ્હોબતવાળાઓની સ્ત્રીઓ ઉપર પણ તેઓ દાનત બગાડે છે. કેટલાંક સગપણ—જેવાં કે ભાભી, સાળી વગેરે—તો એવાં માનવામાં આવે છે કે, તેના ઉપર દાનત બગાડવી તેને પાપ માનવામાં આવતું નથી.

કેટલાકો વળી એવા પણ હોય છે કે, વિષયવાસનામાંજ આખું જીવન વ્યતીત કરી બીલકુલ નિર્બળ થઇ ગયા હોય છતાં મનમાંથી એ વાસના જાય નહિ તેથી તરેહવાર ટોનસીંગ કર્યા કરે છે. એવો એક બહુ નાખુશ થવા જેવો દાખલો મારા જોવામ આવ્યો હતો. એક મહારાજા સાહેબ સાથે મારે ઓળખાણ હતી. તે ૬૫ વર્ષની ઉમરે હમણાંજ મરણ પામ્યા છે. વ્યભિચારમાં લીન રહીને તેમણે શરીરની સર્વ શક્તિ ખલાસ કરી નાંખી હતી પણ તેમની ખુશામતમાં મગ્ન રહેનારાં માણસો પોતાની

અથવા પારકી વહુ દીકરીઓને હરહમેશ તેમની પાસે લાવતા હતા. હવે તે સ્ત્રીઓ સાથે મહારાજા પોતે તો ઉપભોગ કરી શકે તેમજ નહોતું પણ તેઓ સાહેબ આવેલી સ્ત્રીઓને પોતાના નોકર ચાકરોને હવાલે કરતા અને તેમાંજ આનંદ લેઇ પોતાનો સ્વાદ પુરો કરતા હતા.

દખણ હૈદ્રાબાદના એક ઉમરાવના સંબંધમાં એમ સાંભળ્યું છે કે, તેમને પોતાની સામે જાતજાતનાં જનાવરોનાં મૈથુન કાર્ય થતાં જોવાનો બહુ શોખ હતો તેથી તેમણે સંખ્યાબંધ કુતરા કુતરી પાળ્યાં હતાં. કેટલાકોને આ વાત ગળે ઉતરશે નહિ પણ માનસિક વ્યભિચારનું પ્રાબલ્ય વધી જાય ત્યારે માણસ એ પંક્તિએ પહોંચે છે.



# અધ્યાય ૭ મો.

## (અકુદરતી વ્યભિચાર.)

—:o:—

પુરૂષો ગાય, ભેંસ, બકરી, ઘોડી વગેરે સાથે મૈથુન કરે, સ્ત્રીઓ કુતરા, રીંછ, વાંદરા વગેરે પાસે મૈથુન કરાવે, છોકરાઓ સાથે મૈથુન કરવામાં આવે, હસ્તદોષ કરી વીર્યપાત કરવામાં આવે, સ્ત્રીઓ મુળા, ગાજર, કેળું વગેરે વસ્તુઓથી પોતાની ઇન્દ્રિને ઘસે, બે સ્ત્રીઓ પરસ્પર યોનિઘર્ષણ કરે, ઇત્યાદિ પ્રકારનાં અકુદરતી મૈથુન નિયમ વિરૂદ્ધ છે.

થોડા વખત ઉપર ઇંગ્લન્ડમાં એક સ્ત્રી ઉપર કુતરા સાથે વ્યભિચાર કરવાનો મુકદમો મંડાયો હતો. પણ ગુન્હો કોઇ રીતે પુરવાર થતો નહોતો. ખુબીની વાત એ થઇ કે જજ સાહેબની સ્ત્રી પણ કુતરાનો સંગ કરનારી હતી. તેણે જજ સાહેબને એક ભેદ સુચવ્યો કે આરોપી બાઇના કુલા તપાસાવો અને જુઓ કે ત્યાં કુતરાના પંજાનાં નિશાન છે કે નહિ ? તે પ્રમાણે તપાસ કરતાં આરોપી સ્ત્રીના કુલા ઉપર કુતરાંના પંજાનાં નિશાન નજરે પડયાં અને આરોપી સ્ત્રીને સજા ફરમાવવામાં આવી. આરોપી સ્ત્રીને વિચારથયો કે આ ભેદ જજ સાહેબે શી રીતે શોધી કહાડયો? કેટલીક તપાસ કરતાં

તેને માલુમ પડ્યું કે, જજ સાહેબની સ્ત્રીએ આ ભેદ બતાવ્યો હતો. એથી તે સમજી ગઇ કે જજ સાહેબની સ્ત્રી પણ કુતરાનો સંગ કરતી હોવી જોઇએ. તેણે ભર અદાલતમાં જજ સાહેબની સ્ત્રીને પકડી તેના કુલા જોયા તો કુતરાના પંજાનાં નિશાન નજરે પડ્યાં.

નશીબ સંજોગે હું એક સદગૃહસ્થને ત્યાં એક દર્દીનો ઓપરેશન-પચાર કરવા માટે રહ્યો હતો. દર્દીની સારવાર માટે મારી સાથે એક યુરોપીયન નર્સને રાખી હતી તેની ઉમર ૪૫ જેટલી હતી પરંતુ તે બહુ રસિક અને હસમુખી હતી. અમે લગભગ એક માસ સાથે રહ્યાં. ગરમીના દિવસો હોવાથી રાતની વખતે બહુ ગપ્પાં ઠોકતાં હતાં. એક દિવસે વાતવાતમાં એવોજ પ્રસંગ ઉપસ્થીત થયો કે મેં તેને પુછ્યું: "મેડમ, ઇશ્વરને ખાતર સાચું કહેજો કે તમે પુરૂષો વચ્ચે આમ સ્વતંત્ર જીવન ગુજારો છો તો શું તમારૂં જીવન વિશુદ્ધ છે?" તેણે મને કહ્યું. "ડોક્ટર, મેં તો બહુજ સાવધાનીથી મારી જીંદગી પસાર કરી છે પણ મારી બીજી બેનપણીઓ તેવી નથી; મારી એક બેન-પણીએ તો કુતરો પાળ્યો છે અને તેનાથી તે પોતાની વૃત્તિની તૃપ્તિ કરી લે છે." આશ્ચર્યચકિત થઇને વળી મેં તેને પુછ્યું: "કુતરો! કુતરા પાસે એ કેમ વૃત્તિની તૃપ્તિ કરાવે છે?" એ નર્સે ખુલ્લા-દીલે મને સ્પષ્ટતાથી જવાબ આપ્યો: "હા! કુતરાઓને તે માટે તાલીમ આપવામાં આવે છે; સ્ત્રી સાથે મૈથુન કેમ કરવું તે તેને શીખવવામાં આવે છે; તેને સારી રીતે ખવડાવી પીવડાવી તેની બહુ ખાતર બરદાસ્ત કરવામાં આવે છે; અને દરરોજ તેને નવડાવવામાં આવે છે. એ કુતરા મૈથુનકર્મ બહુ સાવધાનીથી કરે છે અને પુરૂષ કરતાં

નજરે પડે છે પણ તેનું પરિણામ એ આવે છે કે, તે બાળક કમજોર થતું જાય છે અને જ્યારે તે મોટી ઉમરનું થાય ત્યારે તેનામાં પૂરતી મર્દાનગી હોતી નથી.

કુંવારી છોકરીઓ અથવા જુવાન વિધવાઓ મનકામના પૂર્ણ કરવાના સાધનના અભાવે જ્યારે તેની આગ સહન ના થાય ત્યારે શાંતિ માટે અકુદરતી ઈલાજો અજમાવે છે. એવી સ્થીતીમાં તે સ્ત્રીઓ મુળા, ગાજર, કેળું વગેરે ચીજોનો ઉપયોગ કરે છે. એ ઉપરાંત મગજશકિત અને કલ્પનાશકિત દોડાવીને કોઇ કોઈ તો અવનવાં સાધનો શોધી કહાડે છે. મારી પાસે એક મોટા ઘરની વિધવા દવા લેવા આવી. એને પેશાબ થતો નહોતો. જે કાંઇ હકીકત હોય તે બરાબર સાચેસાચી કેવા બહુ આગ્રહ કર્યો ત્યારે તેણે મને કહ્યું કે, "બહુ દિવસોથી હું રૂપીઆની થેલીનો ઉપયોગ કરૂં છું." મને એમાં કાંઈ સમજ પડી નહિ તેથી મેં ફરીથી કહ્યું કે, મને બરાબર સમજાવો. આથી તે બાઇ બીજે દિવસ તેની કોથળીઓ લેઇ આવી. કોથળીઓ મખમલની હતી. તેમાં હારબંધ રૂપીઆ દબાવી દબાવીને ભરી શકાતા હતા. એવા વજનદાર અને કઠણ પદાર્થ સાથે ઘસારો થવાથી તેના માંસના લોચા સુજી ગયા હતા.

એક બાઈ મારી પાસે આવી. તેની ગુપ્ત ઇન્દ્રી ખુબ સડી ગઈ હતી. કારણ પુછતાં તેણે મને કહ્યું,હતું કે તેને આંગળીઓ

ખોસવાની ટેવ હતી તેમાંથી એકવાર નખ વાગી ગયો અને જખમ થયો તેથી આખરે આખું અંગ સડી ગયું હતું.

આશ્ચર્યની વાત તો એ છે કે, કામસુત્રોમાં પણ આવા અનૈસર્ગિક વ્યભિચારના અનેક ઇલાજોનાં વર્ણન છે. જુવાન સ્ત્રીને પરણી લાવનાર વૃધ્ધ મરદો માટે તેમાં ધાતુનું પોલું લિંગ બનાવવાની વિધી બહુ વિસ્તારથી લખેલી છે અને એ પોલા લિંગમાં પોતાની ઇન્દ્રિ નાખીને તેને કેડ સાથે બાંધી સ્ત્રીસંગ કેવી રીતે કરવો તે પણ સુચવેલું છે. આંગળી વડે વ્યભિચાર કરવા વિષે આખું એક પ્રકરણ લખાયલું છે. કેટલાક રસાયણ ગ્રંથોમાં વળી લીંગના આકારનો વાટો બનાવવાની વિધી બતાવેલી છે. એનો હેતુ એ છે કે પુરૂષ કમજોર હોય અને સ્ત્રી બળવાન હોય તો પુરૂષ સ્ત્રીના મનની તૃપ્તિ ના કરી શકે ત્યારે, અથવા પુરૂષની ઇચ્છા થાય ત્યારે પુરૂષ ના મળે તો સ્ત્રી તે વાટાનો ઉપયોગ કરી લે. પ્રસિધ્ધ રસાયનાચાર્ય નિત્યનાથ સિધ્ધે "રસ રત્નાકર" નામના ગ્રંથમાં એવો એક પ્રયોગ નીચે પ્રમાણે લખ્યો છે:—

शुद्ध सूते विनिक्षिप्य स्वर्णं वा नाग मेव वा ।
अष्टमां शेनतत्सर्वं मर्दयेत् तप्त रवल्वके
शाल्मल्या श्चैव पंचाङ्ग रसं तत्र विनिक्षिपेत्
श्लेष्मान्तस्य फलं पक्वं कोकिलाक्षस्य वीजकम्
तिल पिण्याक चूर्णं तु दत्वा तावत् मिवर्दयेत्
जलौका जायते यद्वत्ततः कर्पूर टंकणम्

क्षपि कच्छुकरोमाणि वाकुची तैल के पट्ट
मागधांच जलैः । पिष्ट्वा तत्सर्व तप्त खल्वके ।
क्षिपेत्पूर्वं जलौकांच त्रिसप्ताहं विमर्दयेत्
साचोज्या कामकालेतु नारीणां योनि गह्वरे ॥
मदर्पहरा योषां मदविव्हल कारका ।
बाल्ये षडगुला योज्या यौवने सा नवांगुला ।
द्वादशांगुलिका योज्या प्रगल्भ्यानां जलौकिका ।
यो वा तां धारयेद् मूर्ध्नि वीर्यं तस्यास्थिरं भवेत् ।

અર્થાત શુધ્ધ પારામાં સોનાના વરખ ઘુંટવો અને તેમાં આઠમા ભાગે સીસું નાખવું. પછી તેને ગરમ ખરલમાં ઘુંટવું. ઘુંટતાં ઘુટતાં તેમાં સેંમલનો પંચાંગરસ નાખતા રહેવું. પછી લિહ્સોડાનાં પાકાં ફળ, તાલમખાનાનાં બી અને તલનો ખોળ તેમાં ભેળવીને એટલું ઘુટવું કે બધું એક રસ થઇ જાય. પછી તેમાં કપુર, ટંકણખાર અને કૌચની શીંગ ઉપરની રૂંવાટી, બાવચીનું તેલ અને સિંધાલુણ એ બધું ઠંડા પાણીમાં ઘુંટી પેલા તપેલા ખરલમાં નાખવું. બાદ એ બધાંનો ૨૧ દિવસ ખલ કરવો. એ પ્રમાણે ઘુંટયા પછી તેનો લિંગના આકારનો વાટો બનાવવો અને કામ પ્રસંગે તેસ્ત્રીની યોનિમાં મુકવો. આ વાટો મુકવાથી ગમે તેવી મદમાતી સ્ત્રીનો તોર ઉતરી જાય છે અને તે સ્ત્રી મદવિવ્હલ બની જાય છે, આ વાટો બાર વર્ષ સુધીની સ્ત્રી માટે છ આંગળનો, યુવાન સ્ત્રીને માટે નવ આંગળનો અને વૃધ્ધ સ્ત્રીને માટે બાર

આંગળનો બનાવવો. જો કોઇ મનુષ્ય આ વાટો માથે બાંધીને સ્ત્રીસંગ કરે તો તેથી વીર્યનું સ્તંભન થાય છે.

બે પુરુષો મળીને જેમ અનૈસર્ગિક ઇલાજોથી વીર્યનું સ્ખલન કરી લે છે તેમજ બે સ્ત્રીઓ પણ કરી લે છે. એમાં એક સ્ત્રી પુરુષની માફક સર્વ રીતે વર્તે છે એટલે એઉની ગુહ્યેન્દ્રિ ઘસાવાથી બેઉને વીર્યપાત થાય છે. કોઈ કોઈ વાર તેમ કરવાથી એમાંની એક સ્ત્રીને ગર્ભ પણ રહી જાય છે. 'ભાવ પ્રકાશ' વગેરે ગ્રંથમાં એ રીતે રહેતા ગર્ભનો ઉલ્લેખ જોવામાં આવે છે. તેમાં એમ જણાવ્યું છે કે, એવી રીતે રહેલો ગર્ભ દર મહિને વધતો પણ રહે છે. પરંતુ જ્યારે પ્રસવ થાય ત્યારે તેનાં અવયવો છિન્નભિન્ન હોય છે, કારણ કે એ ગર્ભમાં માંસ અને પિણ્ડ બને છે પરંતુ તેમાં હાડકાં હોતાં નથી કારણ કે શાસ્ત્રકારો એમ માને છે હાડકાં પિતાના વીર્યથીજ બને છે.

કેટલાકો એવી કઢંગી કલ્પના ધરાવે છે કે, સ્ત્રીસંગ કરવાથી પણ વીર્યની હાનિ થાય છે અને બીજા અકુદરતી ઇલાજ યોજવાથી પણ વીર્ય નીકળી પડે છે એટલે પરિણામ તો એકજ આવે છે. પરંતુ તેમ માનવામાં ભુલ થાય છે. સ્ત્રીની યોનિમાં એક પ્રકારનો એવો પાતળો રસ રહે છે કે, પુરુષની ઇન્દ્રિને કાંઇ તકલીફ થાય નહિ. તથાપિ હસ્તદોષ કે બીજા ઇલાજોમાં તેવો રસ નહિ હોવાથી કઠણ પદાર્થો પુરુષની ઇન્દ્રિ સાથે ઘસાતાં તેની નરમ નસોને બહુ નુકશાન થાય છે—એ નસોમાં લોહીને બદલે પાણી ભરાઈ જાય છે—અને પરિણામે તે નસો શીથીલ થઇ જાય છે.

કોઇ કોઇ વખત વધારે પડતું જોર કે દબાણ થવાથી એકાદી નસ પણ તુટી જાય છે અને માણસ નપુંસક થઇ જાય છે.

વૈજ્ઞાનિક નજરે જોઇએ તો શક્તિ બે પ્રકારની હોય છેઃ– (૧) ધન, અને (૨) રૂણ. એવો કુદરતી નિયમ છે કે એક પદાર્થમાં ધનશક્તિ અને બીજા પદાર્થમાં રૂણશક્તિ હોય તો તેને દુર રાખવા છતાં તે એક બીજા સાથે મળી જાય છે. પરંતુ જો બેઉ પદાર્થમાં રૂણશક્તિ કે બેઉ પદાર્થમાં ધનશક્તિ હોય તો તેને એક બીજાની પાસે રાખવા છતાં તે એક બીજાને હડસેલી કહાડે છે. કારણ એ છે કે, ધનશક્તિમાં ધારાઓને બહાર કહાડવાનો અને રૂણશક્તિમાં આકર્પણ કરવાનો–ખેંચવાનો ગુણ હોય છે. સ્ત્રી અને પુરૂપમાં એ બેઉ શક્તિનો સમાવેશ થાય છે. પુરૂપ વીર્ય નાંખે છે તો સ્ત્રી તેને ખેંચે છે. એટલે બેમાંથી કોઇના અંગોને કોઈ પ્રકારનો આઘાત થતો નથી; પણ અકુદરતી વ્યભિચારથી તો નસોને બહુજ આઘાત થાય છે.



"હા, પણ તેટલાથીએ મન સંતોષ ના પામે તો છેવટે કેટલી વાર સ્ત્રીસંગ કરી શકાય?" સિકંદરે વધુમાં વધુ હદ જાણી લેવા પુંછ્યું.

"તો પછી ઠાઠડીનો બધો સામાન તૈયાર રાખવો અને ઇચ્છામાં આવે તેમ કરવું; પણ કઈ પળે તે માણસ મરી જાય તે કહી શકાય નહિ." અરસ્તુએ પણ આખરનો નિર્ણય સ્પષ્ટ શબ્દોમાં જણાવી સિકંદરની વધુ પ્રશ્ન પુછવાની હિંમત તોડી નાંખી.

સુપ્રસિધ્ધ વીર રૂસ્તમે લગ્ન કર્યા પછી એકજ વખત સ્ત્રીસંગ કર્યો હતો અને તે બાદ તેણે બ્રહ્મચર્ય વ્રતનું પાલન કર્યું હતું. એકજ વખતના એ સમાગમથી તેની પત્નીને ગર્ભાધાન થયું અને તેણે પુત્રને જન્મ આપ્યો. પુત્ર મોટો થયો ત્યારે તેણીથી વિયોગ સહન થઇ શક્યો નહિ. આખરે બહુ અકળાઇને એક વખત તેણે તે પુત્રનેજ કહ્યું: "તારા બાપને કહે કે મારાથી એકલું રહી શકાતું નથી, મારો જીવ ગભરાય છે, તો મારી સાથે રમવાને કોઈ માણસને બોલાવે."

આ સાંભળી રૂસ્તમ મર્મ સમજી ગયો અને પોતાની પત્નીને કહ્યું: "મારો એક પગ તો ભાંગી ગયો; હવે તારે મારો બીજો પગ પણ ભાંગી નાંખીને મને લુલો બનાવવો છે?"

રૂસ્તમની પત્ની એ માર્મિક ઉત્તર સાંભળી શરમિંદી બની ગઇ.

રૂષિ દયાનંદે વૈદિક મતાનુસાર ૨૪–૩૨ અને ૪૮ વર્ષનું બ્રહ્મચર્ય પાળવાની અને લગ્ન થયા પછી રૂતુગામી થવાની સલાહ

આપી છે. તે કહે છે કે, એવો નિયમ પાળવાથી માણસનું આયુષ્ય વધે છે. સ્વામી દયાનંદ તો સ્પષ્ટ કહે છે કે જે માણસ જેટલા દિવસ બ્રહ્મચર્ય પાળે તે કરતાં ચાર ગણું તેનું આયુષ્ય વધે.

પ્રસિધ્ધ હકીમ જાલિનુસ કહે છે કે; ૭ મહિને એક વખત સ્રીસંગ કરવો.

આયુર્વેદ શાસ્ત્રમાં સ્રીસંગના સંબંધમાં નીચે મુજબ સુંદર વ્યવસ્થા સુચવવામાં આવી છે.

પ્રયોજન:—સ્રી પ્રસંગનો મુખ્ય હેતુ સંતાનોત્પત્તિ છે. વિષયાનંદ કાંઈ તેનો મુખ્ય હેતુ નથી. જેમ માણસ સ્વાદ માટે નહિ પણ બળવાન બનવા માટે જમે છે અને સ્વાદને ખાતર જમનાર તો માંદો પડી રોગીષ્ટ બને છે તેમજ સ્રીસંગના સંબંધમાં પણ માણસે સમજવું કે વિષયાનંદનો સ્વાદ તો માત્ર માણસને રસિક અને ઉત્તેજીત બનાવવા માટે છે પરંતુ તેનો હેતુ તો સંતાનોત્પત્તિજ છે. બલહીન, અક્કલહીન કે રોગી સંતાન માતાપિતાને ત્રાસદાયક અને કુળને કલંક રૂપ થઇ પડે છે. એવાં સંતાન પેદા કરવાથી જગતને કાંઇજ લાભ નથી.

આયુષ્ય—ભગવાન ધન્વંતરિનો અભિપ્રાય એવો છે કે ૨૫ વર્ષની ઉમરે પુરૂષ, અને ૧૬ વર્ષની ઉમરે સ્રી પૂર્ણ બળ, વીર્યવાળાં બને છે અને એવાં સ્રી પુરૂષ સમાગમ કરે તેજ ઉચિત છે. તે કરતાં નાની ઉમરે સ્રીનો સહવાસ થાય તો નીચે મુજબ નુકશાન ભોગવવાં પડે છે.

( ૧ ) શરીરની વૃધ્ધિ થતી અટકી પડે છે કારણ કે શરીર પુરતું ખીલે તે પહેલાં તો તેનો ક્ષય થવા માંડે છે.

( ૨ ) ચ્હેરા ઉપર જે લાલાશ, પ્રકાશ, તેજ, ચમક અને પ્રભાવ ખીલતાં હોય તે અટકી પડી, ચ્હેરો ફીકો અને બેડોળ બનવા માંડે છે, ગાલ ભરાવદાર અને લાલાશ વાળા બનવાને બદલે ફીકા અને નિર્માલ્ય બને છે બલ્કે કાળાશ પણ આવી જાય છે.

( ૩ ) આવરદા, ઓછો થઇ જાય છે : વાળ જલદી પાકીને સફેદ થઇ જાય છે; શરીર ક્ષીણ બની જાય છે; તેવો માણસ કોઇ પણ રોગ કે ભારી અકસ્માત સામે ટકી શકતો નથી અને જુવાનીના સમયમાં તો ઘરડો થઇ જાય છે.

(૪) શરીર ક્ષય, વા વગેરે રોગોથી પીડાય છે. સ્ત્રીઓની હાલત તો તેથી પણ વિશેષ માઠી થાય છે. કારણ કે કાં તો તે કાચી ઉમરમાં ગર્ભ ધારણ કરે તેથી કસુવાવડ થાય છે અથવા પ્રસવ વખતે બહુ પીડાય છે અને કાં તો તેને પ્રદર, લોહીવા, ક્ષય વગેરે ભયંકર દરદો લાગુ પડે છે. શરમની મારી તે બીચારી લાંબા વખત સુધી એ દરદો થયાની વાત સરખી પણ કોઇને કહેતી નથી અને ફક્ત ઘરનાં માણસોને ખબર પડે ત્યારે તો તે દરદ કષ્ટસાધ્ય કે અસાધ્ય માલુમ પડે છે.

( ૫ ) પુરેપુરો વિદ્યાભ્યાસ કર્યા વિનાજ સંસારવ્યવહારમાં પડવાથી તેની બુદ્ધિ ખીલતી નથી અને વધુ વિદ્યાભ્યાસ કરવામાં

મન ચોંટતું નથી; મગજ નિર્બળ રહે છે અને આંખો પણ કમજોર થઈ જાય છે.

વેદની આજ્ઞા છે કે, સંતાન પેદા કરવાની ઇચ્છાથીજ સ્ત્રી સંગ કરવો અને આખી જીંદગીમાં દશ કરતાં વધારે પુત્રને જન્મ આપવો નહિઃ—

**ओम् इमां त्वमिन्द्र मीढवः सुपुत्रां सुभगांकृणु ।**

**दशास्यां पुत्राना धेहि पतिमेकादशं कृधि ।**

અર્થાત જેમ હું તને જ્ઞાનપુર્વક સ્વીકારૂં છું તેમજ તું મને પણ જ્ઞાનપુર્વક સ્વીકાર; હું સામવેદ છું, તું ઋગ્વેદ છે; હું આકાશ (વર્ષા વરસાવનાર) છું તું પૃથ્વી (બીજ ધારણ કરનાર) છે; આપણે ઉત્તમ સંતાન પેદા કરીએ અને બહુ આયુષ્ય વાળા ઘણા પુત્રો મેળવીએ; પરસ્પર પ્રેમ આનંદ અને અભિરૂચિથી સો વર્ષ સુધી જીવીએ અને સાથે રહીએ તથા વાતચીત કરીએ સાંભળીએ.

હે! ઐશ્વર્યવાન વીર્યયુક્ત પુરૂષ! તું આ સૌભાગ્યવતીને ઉત્તમ પુત્ર વાળી બનાવ; એના પેટે તું ૧૦ પુત્રો પેદા કર; અને હે! સ્ત્રી તું પણ વધારે કામના કરીશ નહિ. દશ પુત્ર અને અગીઆરમો પતિ એટલા કુટુંબથી સંતોષ માનજે.

**સ્ત્રીસંગ કરવાને લાયક પુરૂષ**—સ્ત્રીસંગ કરનાર પુરૂષ પુષ્ટિકારક ખોરાક ખાનારો હોવો જોઇએ. એવો પુરૂષ સ્નાન કરી સ્વચ્છ, સુંદર વસ્ત્ર પહેરી સુગંધી પદાર્થોથી લેપ વગેરે કરે, પાન ખાય અને પછી પ્રસન્ન તેમજ નિશ્ચિંત મનથી સ્ત્રીસંગ કરે.

**સ્ત્રીસંગ કરવાને નાલાયક પુરૂષ**—જે પુરૂષ ભુખ્યો, તરસ્યો, થાકી ગયેલો, ગભરાયલો, રોગીષ્ટ, કમજોર, મળમુત્રાદિના વેગ વાળો હોય તેણે સ્ત્રીસંગ કરવો નહિ.

**સંગ કરવા લાયક સ્ત્રી**—સ્વસ્થ શરીરવાળી, રૂપવતી, ગુણવતી, સારા સ્વભાવની, પતિમાં પ્રેમ ધરાવનારી, કામાતુર, પ્રસન્ન ચિત્ત વાળી, યુવતી, વસ્ત્રાભુષણથી વિભુષિત હોય તેને સંગ કરવા લાયક સ્ત્રી કહી શકાય.

**સંગ કરવા માટે અયોગ્ય સ્ત્રી**-બાળા, વૃધ્ધા, રોગિણી, રજસ્વલા, કામવાસના વિનાની, ગંદી, કજીઆળી કે દુશ્મનાવટ રાખવા વાળી હોય, સ્વગોત્રની હોય, ગર્ભિણી હોય કે જેને બાળક ધાવતું હોય અથવા બાળક ધાવતું બંધ થયાને નવ માસ વીતી ગયા ના હોય, તેવી સ્ત્રી સમાગમ કરવા માટે અયોગ્ય સમજવી.

**સામાન્ય અયોગ્યતા**—એ ઉપરાંત જેને ક્ષય, શ્વાસ, કોઢ, મીઠી પીશાબ, ઉન્માદ ગર્મી, પ્રમેહ ઇત્યાદિ કોઈ રોગ થએલો હોય તેવી સ્ત્રી કે પુરૂષ સાથે પણ સંગ કરવો નહિ કેમ કે એ રોગ સંક્રામક એટલે કે એકબીજાને લાગુ પડે તેવા ચેપી હોય છે.

**સ્ત્રી સંગનો યોગ્ય સમય**—હમેશાં સ્ત્રીસંગ રાતના નવથી બાર વાગતાં સુધીમાંજ કરવો યોગ્ય છે. દિવસે સ્ત્રીસંગ કરવાથી સૂર્યની ગરમીથી મગજ અને શરીરને નુકશાન થાય છે. 'ભાવ પ્રકાશ' માં લખ્યું છે કે આવરદા ઓછો થવાનો ભય

હોવાથી દિવસે સ્ત્રીસંગ કરવો નહિ. ચાણાક્યે કહ્યું છે કે, વાસી માંસ, વૃધ્ધ સ્ત્રી, નવો સુર્ય, નહિ જામેલું દહીં, પ્રાતઃકાળનું મૈથુન અને પ્રાતઃકાળની નિદ્રા એ ૭ વસ્તુ તત્કાળ પ્રાણનો નાશ કરે છે. રજસ્વલા અવસ્થામાં, પર્વની તીથીઓમાં, પ્રભાત અથવા સંધ્યા કાળે અને જમ્યા પછી સ્ત્રીસંગ કરવો નહિ.

**સ્ત્રીસંગને યોગ્ય સ્થાન**—સુંદર, સુશોભિત એકાંત, ધીમો ઠંડો પવન આવતો હોય અને કોઈ આવી પહોંચવાનો ભય ના હોય એવી સ્વતંત્ર જગ્યા અને વિશેષમાં જ્યાં પક્ષીઓનાં સુંદર ગાન સાંભળી શકાતાં હોય તે જગ્યા સ્ત્રીસંગને માટે યોગ્ય ગણાય.

**સ્ત્રીસંગને માટે અયોગ્ય સ્થાન**—જેની બાજુનાં ઘરમાં વડીલ માણસો હોય, સ્થાન ઉઘાડું અથવા શરમ કે કટાળો આવે તેવું હોય બફારો થાય તેવું કે સાંકડું હોય અથવા જ્યાં ક્લેશ કંકાસના અવાજ આવતા હોય તેવું સ્થાન સ્ત્રીસંગ માટે અયોગ્ય ગણાય.

**સ્ત્રીસંગની રીત**—સ્ત્રીસંગ સીધા અને સરળ આસનથીજ કરવો જોઇએ;- ઉલટાંસુલટાં આસનો યોજીને કે, ઉભા થઇને સ્ત્રીસંગ કરવો એ ઠીક નથી.

**વીર્યરક્ષા**—માત્ર વિષયાનંદને ખાતર વીર્યનો નાશ કરવો અને શરીરને ક્ષીણ, જીર્ણ બનાવવું એ બહુ ભુલભરેલું છે. વળી આજકાલ માણસને ખોરાકમાં પુષ્ટીકારક પદાર્થ ખાવાને ઓછા મળે છે અને શરી ને બળવાન બનાવવાનાં બીજાં સુખસાધનો પણ ઓછાં હોય છે તેમજ બહુ પ્રકારની ચિંતાઓ અને નાના મોટા

રોગોનો ફેલાવો ઘણો વધી પડયો છે તેવા વખતે તો શરીરની રક્ષાના વિચારથી તેમજ ઉત્તમ સંતાન પેદા કરવાની કામનાને ખાતર માણસે વીર્યનું સંપૂર્ણ રક્ષણ કરવું જોઇએ. યાદ રાખવું કે વીર્ય શરીરનો રાજા છે. જેમ રાજાનો નાશ થવાથી દેશમાં અંધાધુંધી ફેલાય છે અથવા બળવો જાગે છે તેમજ શરીર સામ્રાજ્યના રાજા વીર્યનો નાશ થવાથી શરીરની દુર્દશા થાય છે. ભગવાન પુનર્વસુ આત્રેય કહે છે કે વીર્ય ભોજનનો સર્વોત્કૃષ્ટ સાર છે. તેનું રક્ષણ સાવધાનીપુર્વક કરવું. વીર્ય ક્ષીણ થવાથી અનેક રોગ થાય છે અને મરણ પણ નીપજે છે. ભાવમિશ્ર કહે છે કે, જે માણસો નીયમપુર્વક સ્ત્રીસંગ કરે છે તેઓ દીર્ઘાયુષી, રૂષ્ટપુષ્ટ અને સુંદર હોય છે, તેમને ઘડપણ વ્હેલું આવતું નથી અને ઘડપણ આવ્યા પછી પણ જુવાનીનો આનંદ ભોગવે છે.

आहारास्य परं धामं शुक्रंत द्रक्ष्य मात्मनः
क्षये तस्म वहून् रोगान् मरणं वा नियच्छति ।
आयुष्मन्तो मन्दजरा व पुवर्ण वलान्विताः
स्थिरोपचितमां साश्च भवन्ति स्त्रीयु संयताः ।

માણસ જે કાંઈ ખાય તે બરાબર પચે તો તે ખોરાકનો રસ બને છે. એ રસમાંથી લોહી, લોહીમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી હાડકું, હાડકામાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય બને છે. એ પ્રમાણેનું હરેક રૂપાંતર થતાં આશરે પાંચ પાંચ દિવસ થાય છે એટલે કે ખોરાક ખાધા પછી લગભગ એક મહિને તેનું

વીર્ય બને છે. ડોક્ટરોએ એવી શોધ કરી છે કે, આશરે ૪૦ રતલ ખોરાકમાંથી ૨ રતલ લોહી બને છે અને બશેર લોહીમાંથી માત્ર અઢી તોલા વીર્ય બને છે. સારાંશ કે, અઢી તોલા વીર્ય એક મણ ખોરાકમાંથી પેદા થઇ શકે છે. એ રીતે તંદુરસ્ત માણસ રોજ એક શેર અનાજ ખાય તો ચાલીશ દિવસે તે અઢી તોલા વીર્ય બનવા જેટલો ખોરાક ખાઇ શકે. જે માણસ દરરોજ વ્યભિચાર કરીને વીર્યનો અસાધારણ ક્ષય કરતા હોય તેમણે આ ગણત્રી ખાસ યાદ રાખવી જોઇએ અને સમજવું જોઇએ કે પોતે કેવું જોખમ ભરેલું કૃત્ય કરી રહ્યા છે. જે વસ્તુ ૪૦–૫૦ દિવસે પેદા થાય તેનો ખર્ચ જો બે ત્રણ દિવસમાં કરી નાખવામાં આવે તો એ શરીર સામ્રાજ્યનું દેવાળું નીકળ્યા વિના કેમ રહે?

નાની ઉમરનાં બાળકો બાલ્યાવસ્થામાંજ પોતાના કાચા વીર્યનો નાશ કરતાં શીખે એ વાત બહુજ ખેદજનક છે. ફુલની કાચી કળીમાં જેમ સુગંધ ખીલતી નથી પણ તેને જો બાકમાં રાખી હોય તો થોડી ઘણી વાસ આવે છે તેમજ કાચા વીર્યના સંબંધમાં સમજવું. વીર્યનું રક્ષણ કરનાર માણસની શારીરિક તેમજ માનસિક શક્તિઓ સંપૂર્ણ ખીલીને દ્રઢ બને છે. તેની દૃષ્ટિ સ્નેહ, શાન્તિ અને અમીથી ભરપુર હોય છે. તેના હૃદયમાં સંસાર સુખ ભોગવવાની આકુળવ્યાકુળતા કે અસંતુષ્ટતા જણાતી નથી. તેના દાંત સફેદ, ચમકદાર, મજબુત અને સ્થીર હોય છે; એનો ચ્હેરો તેમજ અવાજ આનંદ ઉપજાવનાર હોય છે; અને શરીર સર્વ રીતે બળવાન, આયુષ્યવાન તથા ગંભીર હોય છે. એ

રોગોનો ફેલાવો ઘણો વધી પડયો છે તેવા વખતે તો શરીરની રક્ષાના વિચારથી તેમજ ઉત્તમ સંતાન પેદા કરવાની કામનાને ખાતર માણસે વીર્યનું સંપૂર્ણ રક્ષણ કરવું જોઇએ. યાદ રાખવું કે વીર્ય શરીરનો રાજા છે. જેમ રાજાનો નાશ થવાથી દેશમાં અંધાધુંધી ફેલાય છે અથવા બળવો જાગે છે તેમજ શરીર સામ્રાજ્યના રાજા વીર્યનો નાશ થવાથી શરીરની દુર્દશા થાય છે. ભગવાન પુનર્વસુ આત્રેય કહે છે કે વીર્ય ભોજનનો સર્વોત્કૃષ્ટ સાર છે. તેનું રક્ષણ સાવધાનીપુર્વક કરવું. વીર્ય ક્ષીણ થવાથી અનેક રોગ થાય છે અને મરણ પણ નીપજે છે. ભાવમિશ્ર કહે છે કે, જે માણસો નીયમપુર્વક સ્ત્રીસંગ કરે છે તેઓ દીર્ઘાયુષી, રૂષ્ટપુષ્ટ અને સુંદર હોય છે, તેમને ઘડપણ વ્હેલું આવતું નથી અને ઘડપણ આવ્યા પછી પણ જુવાનીનો આનંદ ભોગવે છે.

आहारास्य परं धामं शुक्रंत द्रक्ष्य मात्मनः

क्षये तस्य वहून् रोगान् मरणं वा नियरुछति ।

आयुष्मन्तो मन्दजरा व पुवर्ण वलान्विताः

स्थिरोपचितमां साश्च भवन्ति स्त्रीषु संयताः ।

માણસ જે કાંઈ ખાય તે બરાબર પચે તો તે ખોરાકનો રસ બને છે. એ રસમાંથી. લોહી, લોહીમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી હાડકું, હાડકામાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય બને છે. એ પ્રમાણેનું હરેક રૂપાંતર થતાં આશરે પાંચ પાંચ દિવસ થાય છે એટલે કે ખોરાક ખાધા પછી લગભગ એક મહિને તેનું

વીર્ય બને છે. ડાક્ટરોએ એવી શોધ કરી છે કે, આશરે ૪૦ રતલ ખોરાકમાંથી ૨ રતલ લોહી બને છે અને બશેર લોહીમાંથી માત્ર અઢી તોલા વીર્ય બને છે. સારાંશ કે, અઢી તોલા વીર્ય એક મણ ખોરાકમાંથી પેદા થઇ શકે છે. એ રીતે તંદુરસ્ત માણસ રોજ એક શેર અનાજ ખાય તો ચાલીશ દિવસે તે અઢી તોલા વીર્ય બનવા જેટલો ખોરાક ખાઇ શકે. જે માણસ હરહમેશ વ્યભિચાર કરીને વીર્યનો અસાધારણ ક્ષય કરતા હોય તેમણે આ ગણત્રી ખાસ યાદ રાખવી જોઇએ અને સમજવું જોઇએ કે પોતે કેવું જોખમ ભરેલું કૃત્ય કરી રહ્યા છે. જે વસ્તુ ૪૦—૫૦ દિવસે પેદા થાય તેનો ખર્ચ જો બે ત્રણ દિવસમાં કરી નાખવામાં આવે તો એ શરીર સામ્રાજ્યનું દેવાળું નીકળ્યા વિના કેમ રહે?

નાની ઉમરનાં બાળકો બાલ્યાવસ્થામાંજ પોતાના કાચા વીર્યનો નાશ કરતાં શીખે એ વાત બહુજ ખેદજનક છે. ફુલની કાચી કળીમાં જેમ સુગંધ ખીલતી નથી પણ તેને જો બાફમાં રાખી હોય તો થોડી ઘણી વાસ આવે છે તેમજ કાચા વીર્યના સંબંધમાં સમજવું. વીર્યનું રક્ષણ કરનાર માણસની શારીરિક તેમજ માનસિક શક્તિઓ સંપૂર્ણ ખીલીને દ્રઢ બને છે. તેની દ્રષ્ટિ સ્નેહ, શાન્તિ અને અમીથી ભરપુર હોય છે. તેના હૃદયમાં સંસાર સુખ ભોગવવાની આકુળવ્યાકુળતા કે અસંતુષ્ટતા જણાતી નથી. તેના દાંત સફેદ, ચમકદાર, મજબુત અને સ્થીર હોય છે; એનો ચ્હેરો તેમજ અવાજ આનંદ ઉપજાવનાર હોય છે; અને શરીર સર્વ રીતે બળવાન, આયુષ્યવાન તથા ગંભીર હોય છે. એ

માણસો જ્યારે વીર્ય પૂર્ણ પ્રભાવશાળી બની સંપુર્ણ ખીલ્યું હોય ત્યારેજ સ્ત્રીસંગ કરે છે અને તેથી વિષયાનંદનું સાચું સુખ ભોગવવા ભાગ્યશાળી બને છે; તેથી ઉલ્ટું કાચા ફુલને તોડનાર માણસને તેનો સાચો સ્વાદ નજ મળે એ દેખીની વાત છે.

અંડકોશ વીર્યનો ખજાનો છે જ્યારે માણસના હૃદયમાં કામવાસના ઉત્તેજીત થાય ત્યારે આખા શરીરમાંનું વીર્ય દોડધામ કરી અંડકોશોમાં ભરાય છે. અંડકોશ માંસની એક કોથળી છે. તેમાં તન્તુમય બે ગોળીઓ રહેલી છે. જમણી બાજુની ગોળી કાંઇક નાની અને ડાબી બાજુની ગોળી સ્હેજ મોટી હોય છે. નિરોગી માણસની ગોળીનું વજન દોઢથી પાંચ તોલા અને લંબાઇ એકથી દોઢ ઇંચ જેટલી હોય છે. એ ગોળાઓમાં આઠસો નળીઓ છે. એ સુક્ષ્મ નળીઓને જો હારબંધ ગોઠવવામાં આવે તો તે બધીની કુલે લંબાઇ પોણા માઇલ જેટલી થાય છે. આ નસો આખા શરીરના લોહીમાં રહેલું વીર્ય ખેંચી લાવીને અંડકોશમાં એકઠું કરે છે, એ રીતે એકઠું થએલું વીર્ય તેમાંની એક નળીમાં થઇને પેશાબના માર્ગે આવી બહાર નીકળે છે. અંડકોશમાં એકઠું થએલું વીર્ય બહાર નીકળી જવાથી ઘટી જાય એટલે એ ૮૦૦ નળીઓ જોસબંધ કામ કરવા માંડે છે અને શરીરમાંથી ખેંચીને વીર્યને પાછું ત્યાં લાવી એકઠું કરે છે. એ ઉપરથી સમજી શકાશે કે જે માણસો વારંવાર સ્ત્રીસંગ કરે તેના લોહીમાંથી વીર્ય ખેંચાઇને બ્હાર નીકળે છે અને તેમ કરતાં કરતાં જ્યારે વીર્યનો જથો શરીરમાંથી ઘટી જાય ત્યારે મૈથુન કરવાથી વીર્યને બદલે લોહી પડવા માંડે છે અને કોઇ વખત તો મૈથુન

દિનપર દિન નિર્બળ બનતો જાય છે અને મંદાગ્નિનું દરદ પણ પણ લાગુ પડે છે. સબળ અને સશક્ત માણસને એ વાતની એકાએક સમજણ પણ નથી પડતી પરંતુ આખરે તો-તે પણ અધિક મૈથુનના પરિણામે કમજોર અને છેક નપુંસક પણ બની જાય છે. પાંચ દશ વર્ષ સુધી હરહમેશ દિવસમાં ત્રણ ત્રણ ચાર ચાર વાર મૈથુન કર્યા પછી પુરૂષાતન સદંતર ખોઇ બેઠા હોય એવા દર્દી મેં ઘણા જોયા છે. એમના જેવા મુર્ખ અને અભાગી બિચારા કોણ હોય ? પોતાની દોલત થોડા દહાડા ખુબ એશઆરામમાં ઉડાવી દેઇ ભિખારી થઈ ગયેલા ધનાઢ્ય જેવીજ તેમની સ્થીતી થઇ પડે છે.

એ બાબતમાં એક અમેરીકન ડોકટરે જણાવેલી વાત દેખાવમાં સીધી અને સાદી હોવા છતાં બહુ રહસ્ય ભરેલી, નિત્ય ધ્યાનમાં રાખવા જેવી છે. તે કહે છે કે મૈથુન કર્યા પછી જો મનને સાચો આનંદ ઉપજે, શરીરમાં બળ અને સ્ફુર્તિ પેદા થાય અને કામ કરવાનું મન થાય તો સમજવું કે તેનું કૃત્ય વાજબી હતું. પરંતુ જો શરીરમાં થાકની અસર જણાય કે માથું દુખે તો સમજવું કે શક્તિ કરતાં વધુ વિષય ભોગવાયો– શક્તિ નહિ હોવા છતાં શરીરને ત્રાસ અપાયો– અને તેથી તેટલા પ્રમાણમાં શરીરની ક્ષીણતા કરવામાં આવી.



# અધ્યાય ૯ મો.



## (સૂર્ય વ્યભિચારથી થતી અસર અને હાનિઓ.)



વ્યભિચારના જુદા જુદા પ્રકાર સમજાવ્યા. તે સાથે એ પણ સમજવું કે હરેક પ્રકારના વ્યભિચારથી શરીર અને મનને હાનિ પુગે છે. હાનિનો પ્રકાર ભલે જુદો જુદો હોય અને પ્રમાણ ઓછું વધતું હોય પરંતુ વ્યભિચારથી શરીર હાનિ પામે છે એ વાત તો નિર્વિવાદ છે.

**સ્પષ્ટ પ્રભાવ**-વ્યભિચારની પહેલી અને ખુલ્લી અસર તો એ થાય છે કે, ઇન્દ્રિને આઘાત પહોંચવાથી તેનો ઘાટ બગડી જાય છે અને તાકાત ઘટી જાય છે; અંડકોશ ઢીલાં પડી જાય છે અને નીચે લટકવા માંડે છે; લિંગેન્દ્રિની જડ ઢીલી પડી જાય છે. અને નસોમાં પાણી ભરાઇ જવાથી તે લીલી દેખાય છે. અધુરામા પુરૂં જો એકાદી નસ તુટી જાય તો તો ઇન્દ્રિ વાંકી થઇ જાય છે. વળી ઇન્દ્રિનું મુખ પણ પહોળું થઇ જાય છે, તેમાં તેજસ્વિતા રહેતી નથી અને સ્ત્રીની પાસે જતાં વારજ તેમાં શીથીલતા આવી જાય છે. વીર્ય બહાર નીકળતા પહેલાંજ તે નિર્માલ્ય સુસ્ત બની જાય છે; ધીરે ધીરે એ સુસ્ની વધતાં વધતાં આખરે એવી સ્થીતી પેદા થાય છે

વીર્યસ્ખલન થતુંજ નથી કારણ કે પોતે નપુંસક બની ગયો હોય છે.

**અપ્રત્યક્ષ પરિણામ**—આમ સ્પષ્ટ પ્રભાવ પડવા ઉપરાંત વ્યભિચારના પરિણામે બીજાં પણ કેટલાંક પરિણામ એવાં આવે છે કે તેને સ્પષ્ટ રીતે વ્યભિચારનાંજ પરિણામ તરીકે કહી શકાય નહિ પણ વાસ્તવમાં તે વ્યભિચારનાંજ ફળ હોય છે. ઉપર જણાવેલા અનેક પ્રકારના વ્યભિચારોને પરિણામે કરોડ નીર્બળ બને છે, લોહીની ઉલ્ટી થાય છે, ગાંડપણ આવે છે, મુર્છા અને ચકરી આવે છે, આંખો કમજોર બને છે, વીર્ય જલ્દી અથવા સ્વપ્નમાં પણ વહી જાય છે, કમરમાં કળતર થાય છે, પ્રમેહ થાય છે, હૃદય ધડકે છે તેમજ ગુરદા, શ્વાસ, મંદાગ્નિ, નજળો, સંધીવા, માથાનો દુખાવો ઇત્યાદિ અનેક રોગો લાગુ પડે છે; હમેશાં કબજીઆત રહે છે અને કોઇ કોઇ વાર તો ઝાડા સાથે આમ પણ પડે છે. વળી ભુખ લાગતી નથી અને જીવ મુંથાયાં કરે છે ત્યારે કોઇ વૈદ ડોક્ટર જો હકીકત કે કારણ સમજ્યા વિના જુલાબની દવા આપે તો તેથી વળી વિશેષ હાનિ થાય છે. મુત્રાશય એટલું નિર્બળ બની જાય છે કે વારે વારે પેસાબ થાય છે અને ઠંડીની રૂતુમાં તો પેસાબ સફેદ અને બહુ જોસથી વહે છે. વીર્યસ્ત્રાવ આખો દીવસ થતો રહેતો હોવાથી લીંગના આગળના ભાગમાં ખુજલી તથા સળવળાટ થયા કરે છે, પગમાં તાકાત હોતી નથી અને ઘણી વખત ઢીંચણની નીચેના ભાગમાં તો વાની અસર પણ જણાય છે. મગજ

પણ એટલું નિર્બળ થઇ જાય છે કે, વિચારોની અસ્થીરતા, કર્તવ્યનું વિસ્મરણ અને સાહસીકતાનો નાશ થઇ જાય છે; ઘડી ઘડી મન વશ નહિ રહેતાં તરેહવાર લાલચ અને લાલસા થઇ આવે છે; આંખ અને કાનની શક્તિ ઘટી જાય છે. અવાજ લથડતો અથવા જાડો, કઠોર બને છે; ચીડીઆપણાંનો સ્વભાવ થઇ જાય છે; મગજની નિર્બળતા એટલી હદ સુધી વધી પડેલી જોવામાં આવે છે કે, કેટલાકો આખરે અસંતોષ અને વિચારની ભ્રાન્તિના પરિણામે આપઘાત પણ કરી બેસે છે.

એ દર્દોનું જોર થોડું હોય ત્યાં સુધી તો ઠીક પરંતુ કેટલાકો તેની સારી સારવાર નહિ થવાથી અથવા તેનાં મૂળ કારણ રૂપ વ્યભિચારની લત, પ્રકૃતિ બગડયાનાં એવાં ચિન્હો જણાયા પછી પણ છોડે નહિ ત્યારે આખરે પાંડુ રોગ, ઉદરરોગ, હૃદરોગ, સપ્તધાતુ ક્ષય, હાથ પગ ઉપર પરસેવો આવવો, શરીર ભીનું રહેવું, ચામડી સુકાઇ જવી, આંખોમાં ખાડા પડી જવા ઇત્યાદિ આખરી સ્થીતી પેદા કરનારાં દરદો થાય છે અને પરિણામે પ્રાણનો ત્યાગ કરવો પડે છે.

પુરાણો અને મહાભારતમાં વ્યભિચારનાં કેટલાં ખરાબ પરિણામ આવે છે તેના ઘણા દાખલા મળી આવે છે. રોહિણીમાં અતિ આસક્ત થવાથી ચંદ્રને ક્ષય રોગ થયો હતો. ચિત્રવીર્ય વિશેષ વ્યભિચારી હોવાથી ભર જુવાનીમાં નિઃસંતાન મરણ પામ્યો હતો.' 'રઘુવંશ'માં પણ એક રાજાની એવી કથા છે કે અતિ સ્ત્રીસેવન કરવાથી તેને ક્ષય થયો હતો.

નિશાળ છોડવી પડી. શરીર સુકાઇને લાકડા જેવું થઇ ગયું. અને પીળું પડી ગયું. પણ હસ્તમૈથુનની ટેવ તેમણે છોડીજ નહિ. દિવસમાં દશ દશ વખત વાઇ આવવા માંડી અને છેવટે તો શરીર કાળું પડી ગયું. શરીર એવું તો વાસ મારવા માંડયું કે માંખો પણ શરીર પર બેસવા લાગી. જ્યાં બેઠા હોય ત્યાંજ પેશાબ નીકળવા લાગ્યો. આવી દુર્દશા ભોગવતાં તેમણે ચાર વર્ષ પસાર કર્યાં અને છેવટે નાસી ગયા.

એક છોકરીની એવીજ કથા ડોકટર ઇલબર્ટે જણાવી છે. એ છોકરી જંગલમાં બકરીઓને ચરાવવા જતી હતી. એમ એકાંત અને સ્વતંત્રતા મળવાથી તેને અકુદરતી ક્રિયા કરવાની સખ્ત ટેવ પડી ગઇ. એના અંતઃકરણમાં કામવાસનાની પ્રબળતા એટલી વધી ગઇ કે કોઇ પણ પુરૂષને જોતાં વારજ તે સ્ખલિત થઇ જતી હતી. આખરે તેને છાતી અને માથાનો ભારે દુખાવો થવા માંડયો ત્યારે હોસ્પીટલમાં લઇ જવામાં આવી પણ દરદ એટલી હદે વધી ગયું હતું કે કાંઇ ઇલાજ થઇ શકે તેમ નહોતું. થોડા દિવસ પીડાયા પછી તે મરણ પામી.

ડોકટર એન્ડરાલ વગેરે તબીબોએ કેટલાએક એવા વ્યભિચારીઓના દાખલા જાહેર કર્યા છે કે, સ્ત્રીસંગ કર્યા પછી તેવા માણસો તુરત મૂર્છાવશ થઇ મરણ પામે છે.

ફ્રાંસનો પ્રસિદ્ધ બાદશાહ લુઇ ૧૫ મો અતિ વ્યભિચારીનો એક અજબ નમુનો હતો. એક જુવાન ૧૫ વર્ષની છોકરી ઉપર

તે એટલો તો મોહી પડ્યો કે તેને તેણે છળબળથી પકડી મગાવી. છોકરીને શીતળા નીકળ્યા હતા છતાં તેની સાથે તેણે સંયોગ કર્યો. આથી રાજાને પોતાને શીતળા નીકળ્યા અને તેથી અત્યંત દુર્દશા થઈ. રાજાનું શરીર સડી ગયું અને એવી તો ખરાબ વાસ નીકળવા માંડી કે તેનાં ભવ્ય દિવાનખાનામાં કે તેની આજુબાજુના ઓરડાઓમાં પણ કોઇથી ઉભા રહી શકાતું નહોતું. નોકરો છેવટે નાક દબાવીને નાસભાગ કરવા લાગ્યા તે જોઇ રાજાને વસમું લાગ્યું અને પોતાના કુકર્મ માટે તેને પસ્તાવો થયો, પરંતુ તે રાંડ્યા પછી ડહાપણ આવવા સરખુજ હતું. આખરે તે થોડા દીવસ પછી રીબાઇ રીબાઇને મરણ પામ્યો.

મારી પાસે એક દર્દી આવ્યો હતો તેની અર્ધી કરતાં વધુ ઇન્દ્રિ સડીને ગળી ગઇ હતી અને આરોપાર કાણાં પડી ગયાં હતાં. પીશાબ એ કાણાંઓમાંથી ફુઆરો ફુટતો હોય તેમ નીકળતો હતો. અંડકોશની નસો ગળી તેમજ સડી ગઇ હતી. કોઇ ડાકટરે તેની ઇન્દ્રિ ઉપર વહાડકાપ કરી હતી તે પાછળથી પાક પર ચડવાથી તેની એવી હાલત થઈ હતી, પણ તેને એ દરદ તો છોકરાઓ સાથે અકુદરતી વ્યભિચાર કરવાથી થયું હતું.

એક દરદીનો પીશાબ તપાસતાં જણાયું કે તેને પથરીનું દરદ હતું. કારણ સંબંધી સંશોધન કરતાં માલુમ પડ્યું કે તેણે ૧૬ વર્ષથી ૧૯ વર્ષની ઉમર સુધી અતિશય હસ્તમૈથુન કર્યું હતું. કવિનું કથન આવા માણસોને યથાર્થ લાગુ પડે છે કે,

तिकली गई अलामते पीरी अया हुई ।
हम मुन्ताज़िर ही रह गये अहले शबावके ॥

અર્થાત–બાળપણ ગયું અને ઘડપણ આવી ગયું; જુવાનીની તો લાલસા કરતાજ રહી ગયા.

**વ્યભિચારથી થતી આત્મતત્વની હાનિ**–શાસ્ત્ર કહે છે કે, ब्रह्मचर्येण तपसा देवा मृत्यु मुपाघ्नत બ્રહ્મચર્ય અને તપશ્ચર્યાથી દેવતાઓ અમર થયા. તપ અને બ્રહ્મચર્યથી તો ઋષિઓએ ઇન્દ્રની સંપત્તિ અને મોક્ષ પ્રાપ્ત કર્યાં. આપણાં દર્શનશાસ્ત્રોમાં આત્મ તત્વના જ્ઞાનનો અગાધ ભંડાર ભરેલો છે તે જ્ઞાન ઋષિઓએ બ્રહ્મચર્ય અને તપથીજ મેળવ્યું હતું. શાસ્ત્રકારો કહે છે કે એવું આત્મજ્ઞાન બળહીન માણસને પ્રાપ્ત થતું નથી. મનુસ્મૃતિ અને યોગશાસ્ત્રમાં પણ કહ્યું છે કે, આત્મદર્શન પ્રાપ્ત કરવાનું એકજ સાધન ઇન્દ્રિયનિગ્રહ અને મનોનિગ્રહ છે. પુરાણોમાં તો એવી અનેક કથાઓ છે કે કોઇ તપસ્વીને સિધ્ધિભ્રષ્ટ કરવાનો વિચાર થાય ત્યારે ઇન્દ્રાદિ દેવો અને બીજા માણસો તેમને અપ્સરાઓ અથવા અપ્સરા સમી સુંદર સ્ત્રીઓ દ્વારા ફસાવતા હતા. વિશ્વામિત્ર, શુકદેવ, શ્રૃંગી, નારદ, પારાશર ઇત્યાદિ તપસ્વી આત્મવેત્તાઓએ વ્યભિચાર દોષથીજ પ્રાપ્ત કરેલી શક્તિ અને સંપત્તિ ગુમાવી હતી અને અસ્ખલિત બ્રહ્મચર્યના પુણ્ય પ્રતાપેજ પિતામહ ભીષ્મ વજ્રદેહી અને દિવ્યવાણી બની અમર થયા. લક્ષ્મણ અને હનુમાન પણ વ્યભિચારના પાપથી દુર રહેવાથીજ અમર કીર્તિ પામ્યા છે.

આજે આત્મા શું વસ્તુ છે અને આત્મતત્વ એટલે શું તે સમજનારા ભારતવર્ષમાં રહ્યા નથી. જે તત્વ પ્રાપ્ત કરવામાં માણસોને મહા સામ્રાજ્યના સુખ કરતાં પણ વધુ આનંદ સમજાયો અને જેની ખાતર માણસોએ સંસારની કોઈ પણ રિધ્ધિ સિધ્ધિની પરવા કરી નહિ ને આત્મદર્શન તો આજે એક અસાધ્ય વસ્તુ સરખી બની ગઇ છે.

વ્યભિચારને આત્મઘાત કહી શકાય. પાપ આત્માને મલીન બનાવે છે તો વ્યભિચાર સર્વથી ભારી પાપ છે ભય, ક્રોધ, ચિંતા, મોહ અને હલકા વિચાર એ વ્યભિચારની સાથે સાથેજ ઘર ઘાલે છે. જુદા જુદા આનંદના ઉપભોગ માટે મગજમાં જુદાં જુદાં સ્થાનો રચાયલાં છે અને તેમાં વિષયાનંદ ભોગવનારૂં સ્થાન સર્વથી પાછળ અને ઉતરતું છે આત્મા ઉપર મનનો ભારે પ્રભાવ પડે છે. જો સારા સંકલ્પ અને વિશુધ્ધ ભાવનાઓ સ્ફુરે તો આત્માની વૃત્તિ પવિત્ર માર્ગે પ્રેરાય છે. પરંતુ વ્યભિચારી માણસનું મન તો હમેશાં નિર્બળ રહેતું હોવાથી તેનો આત્મા કદી પણ તેજસ્વી હોઇ શકતો નથી. તપથી આત્મા શુધ્ધ, નિર્મળ બને છે કેમ કે તેથી સારી રીતે ઇન્દ્રિયનિગ્રહ કરવામાં સારી મદદ મળે છે. શુકદેવની કથા એ વિષયમાં બહુ સમજવા લાયક છે. શુકદેવને વૈરાગ્ય વ્યાપવાથી તેમણે જ્યારે વન તરફ જવા માંડ્યું ત્યારે શ્રી વ્યાસજી શોકથી 'હે! પુત્ર, હે! પુત્ર' એમ બુમો મારતા પાછળ પાછળ જતા હતા. રસ્તામાં એક નદી આવી ત્યાં સ્ત્રીઓ નગ્ન સ્વરૂપે નહાતી હતી. એ સ્ત્રીઓની વચે થઇને શુકદેવજી ચાલી ગયા પરંતુ કોઇ સ્ત્રીએ શરીર

ઢાંકવાની પણ દરકાર કરી નહિ તથાપિ જ્યારે વૃદ્ધ વ્યાસ આવી પહોં-ચ્યા ત્યારે સઉએ પોતાનાં શરીર ઢાંકી દીધાં. વ્યાસજીને એ જોતા આશ્ચર્ય ઉપજ્યો. અને સ્ત્રીઓને કારણ પુછ્યું ત્યારે સ્ત્રીઓએ ઉત્તર આપ્યો કે, શુકદેવ જુવાન છે એ વાત ખરી છે પરંતુ સ્ત્રી શું વસ્તુ છે અને તેનો શું ઉપયોગ છે તેનો તેમને ખ્યાલ પણ નથી.

અપ્સરાઓ મોકલીને શુકદેવના તપનો ભંગ કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો પણ અપ્સરાઓ ભિખારી કાવી નાંખી. એ તપનોજ પ્રભાવ હતો કે રાજાઓ અને ઋષિઓ પણ શુકદેવને માન આપતા હતા અને તેમના આત્મતત્વના પ્રભાવથી પરિક્ષીત મરણને શરણ થવા તત્પર થયા હતા.

નહોતી એમ લેશ માત્ર અતિશયોક્તિ કર્યા વિના કહી શકાય. પંદરમો લુઇ રાજા પાકો લંપટ હતો. ઘડપણમાં તો તે પોતાની વેશ્યાને વશ એટલો બધો થઈ ગયો હતો કે એ વેશ્યાની આંખના ઈશારેજ માત્ર રાજ્યવહીવટ ચાલતો હતો. ઉમરાવોની વિલાસી સ્ત્રીઓ મધ્યમ વર્ગના યુવાનો સાથે મહોબત રાખતી અને જો પાછળથી તેની સાથે કાંઇ વાંધો પડી જાય તો તે બિચારાને જન્મ-ટીપની કે ફાંસીની સજા કરાવી શકતી હતી.

"ધર્મોપદેશકોનો ધર્મ તો લોકોને ધર્મજ્ઞાન આપવાનો ગણાય પરંતુ તે પણ અતિ દુરાચારી બની ગયા હતા. દેવળો અને મઠોમાં ધર્મોપદેશ સીવાય બીજું કાંઈ કાર્ય શોભે નહિ. પણ ત્યાં તો ઘોર કુકર્મો થતાં હતાં. પંદરમા લુઇ રાજાએ આખી જીંદગી વ્યભિચારમાં વ્યતીત કરી અને આખરે સડી સડીને મર્યો. આખો ફ્રાંસ દેશ નાસ્તિકતાના એક મોટા અખાડા રૂપ બની ગયો હતો. નામીચા નાસ્તિક લેખકો ફ્રાન્સમાં એજ જમાનામાં નીપજ્યા; ઘણા લોકો તો દેવળોને ખોદીને જમીનદોસ્ત કરવાની હિમાયત કરવા લાગ્યા; સાચા અને સીધા ધર્મોપદેશકોને તેમણે દિવાના કહેવા માંડ્યા. સારાંશ કે લોકો છડેચોક નીતિ અનીતિ કે પાપ પુણ્યની કિંચિત્ માત્ર દરકાર કર્યા વગર મનમાં આવે તેમ વર્તતા હતા. એવાં અધર્માચરણથી ભરપુર જીવનનું પરિણામ એ આવ્યું કે માનવું પણ મુશ્કેલ થઇ પડે એવો વિપ્લવ જાગ્યો અને રાક્ષસી સ્વરૂપની મારફાડ અને ખુનામરકી ચાલી."

એ વિપ્લવનાં દૃશ્યનું વર્ણન કરતાં એક ગ્રંથકાર લખે છે:— "કવિઓ જેને ફુલ સમી કોમળ કહે છે એ સ્ત્રીઓએ તે વખતે રૂવાડાં ઉભાં થઇ જાય તેવાં કૃત્યો કર્યાં. ઘાયલ થઇને તરફડતા પડેલા સરકારી સીપાઇઓનાં ગળાં એ ડાકણોએ ઘાતકીપણે કાપ્યાં; તેમનાં હૃદય ચીરી નાખ્યાં, કલેજાં ખેંચી કહાડયાં અને આંતરડાં જાહેર જગાઓમાં લટકાવ્યાં. એટલુંજ તેમને બસ લાગ્યું નહિ. એ સીપાઇઓનાં માંસ તળી તળીને એ ડાકણો ખાઇ ગઇ નજીકમાં તેલનો ભરેલો તાવડો સળગતી ભઠ્ઠીપર મુકયો હતો તેમાં નાનું, મોટું, જીવતું કે અધમુઉં જે કોઇ મળે તેને ફેંકી દેવામાં આવ્યાં હતાં. કેદખાનામાંના કેદીઓના કલેજાં ચીરીને બકરાને કસાઇ-ખાનામાં કાપે તેમ કાપી નાખવામાં આવ્યા. કોદાળી, તલવાર, બરછી, ભાલું, પિસ્તોલ કે જે કાંઇ હથીઆર મળી આવ્યું તેનો તુરત ઉપયોગ થતો ગયો. ભારે કમકમાટી ભરી વાત તો એ છે કે ભરબજારમાં એક એવો સંચો ગોઠવી રાખ્યો હતો કે તેનાથી માણસનાં ધડ કાપી નાખવામાં આવતાં હતાં. રસ્તે રસ્તે લોહીની નદીઓ વહી રહી હતી.

કોઇ કહેશે કે બંડ અને ખુનામરકીની વાત સાથે વ્યભિ-ચારને શું લેવા દેવા? પરંતુ નિઃશંકપણે એમ કહી શકાય કે એ બધા દુરાચારનું મુળ કારણ વ્યભિચારજ છે. કામથી ક્રોધ, ક્રોધથી, લોભ અને લોભથી મોહ ઉત્પન્ન થાય છે. કામેચ્છી એવી વિચીત્ર વસ્તુ છે કે મોટામાં મોટો માણસ પણ તેમાં અંધ બની જાય છે. જે સ્ત્રી વ્યભિચાર કરે તે કાંઇ એકજ પુરૂષને વળગી રહેતી નથી. તે તો

બીજા પુરૂષોને પણ કબજે રાખેજ. એ વાત જાહેર થતાં તે બે પુરૂષો વચ્ચે વેર પેદા થાય છે અને જીવન કલુષિત થાય છે.

સ્પાર્ટાનો મહાન રૂષિ લાઇકરગસ વ્યભિચારનાં ભયંકર દુષ્પરિણામ બરાબર સમજી ગયો હતો. એ જમાનો એવો હતો કે કાંઈ કામધંધો હતોજ નહિ. આળસમાંજ દિવસો પસાર કરવામાં આવતા હતા. એટલે લોકોનાં જીવન જુઠ, પ્રપંચ અને વ્યભિચાર સીવાય કોઇ બીજા માર્ગે ગુજરતાં જણાતાં નહોતાં. લાઇકરગસે આ સામાજીક અને નૈતિક સડો દુર કરવાને સઉથી પહેલાં વ્યભિચારની પ્રવૃત્તિ નિમુંળ કરવા ઉપર ધ્યાન આપ્યું. તેણે એવો નીયમ બાંધ્યો કે કોઇ જુવાન સ્ત્રી કે પુરૂષ આપોઆપ લગ્ન કરી શકે નહિ. રૂપ, સ્વસ્થતા અને બળમાં પરસ્પર યોગ્ય જણાય તે સ્ત્રી પુરૂષનેજ એક બીજા સાથે સરકાર લગ્ન કરવા દેશે એમ ઠરાવવામાં આવ્યું. લાઇકરગસનો મત એવો હતો કે લગ્ન એ કાંઇ વ્યક્તિગત સંબંધ નથી પણ સામાજીક સંબંધ છે અને બાળક માબાપની મીલ્કત નથી પણ રાજ્યની મીલ્કત છે. તેણે બીજો એક એવો નિયમ કર્યો હતો કે, પરણેલાં સ્ત્રી પુરૂષ પણ મરજીમાં આવે ત્યારે એકત્ર થઈ શકતાં નહોતાં. તે માટે એવી વ્યવસ્થા રાખવામાં આવતી હતી કે તમામ પુરૂષો એક બીજા સાથે બ્હાર સુઇ જાય અને સ્ત્રીઓ ઘરની અંદર સુઇ જાય: માત્ર રૂતુકાળમાંજ સ્ત્રી પુરૂષ એકબીજાને મળી શકે. એજ રીતે તેણે વિધવાઓને માટે પણ એવો બંદોબસ્ત કર્યો હતો કે જો તેની ઇચ્છા હોય તો તેને પુરૂષનો સંગ કરવાની રજા મળી શકે.

ભારે જોખમ ખેડીને પણ તેની આણ રાખી હતી. પરંતુ મુગલ સામ્રાજ્યનો વિસ્તાર વધતો ગયો તેમ તેમ રાજ્યપરિવારમાં વ્યભિચારનું પાપ ફેલાતું ગયું અને આખરે સિરાજુદ્દૌલા, જહાંગીર મહમદશાહ વગેરે એવા વિલાસી અને વ્યભિચારી નીવડયા કે આખરે મુગલ શહેનશાહતનો નાશ થયો.

પ્રાચીન કાળનો ઇતિહાસ જોઇએ તો સાફ જણાય છે કે મહાન સામ્રાજ્યોનો નાશ વ્યભિચારથીજ થયો હતો. રાવણનો ભયંકર નાશ થયો એ કાંઇ સાધારણ વાત નહોતી. તેનો જબરદસ્ત પ્રતાપ અને અખંડ તેજ નાશ પામ્યાં એટલુંજ નહિ પણ તેની પ્રખર વિદ્વતા અને ઉચ્ચ વંશનુ પણ નામ નિશાન રહ્યું નહિ. મહાભારતમાં પણ એવી અનેક કથાઓ છે. આખી દુનિઆનાં સામ્રાજ્યો ઉપર વ્યભિચારની નાશકારક અસર થઇ છે.

સામ્રાજ્યો ઉપરજ નહિ પણ સર્વ સાધારણ માણસોને પણ વ્યભિચારથી અનેક કષ્ટો ભોગવવાં પડે છે. મનુષ્યમાં એકજ સર્વોત્તમ વસ્તુ છે તે આત્મબળ છે. એ આત્મબળના પ્રતાપેજ મનુષ્ય બળવાન પશુઓ ઉપર અધિકાર અને માલીકી ભોગવે છે.

ત્યાગ અને બળિદાન આત્મબળના પુણ્ય પ્રભાવ છે. દધીચી રૂષિએ ધીરજથી પોતાનાં હાડકાંનું દાન દીધું હતું. રાજા હરિશ્ચંદ્ર સાહસ અને ત્યાગ માટે દ્રષ્ટાંત રૂપ થઇ પડયા તે એજ આત્મબળનો પ્રભાવ–ભારતવર્ષના આર્યો પોતાની રાજીખુશીથી જીંદગીના પાછલા ભાગમાં ભોગ, વિલાસ તજીને વાનપ્રસ્થ કે સંન્યાસ આશ્રમ

મુગલોના જમાના સુધી હિંદુઓમાં આત્મત્યાગની એ જ્યોતિ એવી તો પ્રકટી રહી હતી કે લોકો રણક્ષેત્રમાં ઝુંઝીને ગૌરવથી મરી જાણતા હતા. ઔરંગઝેબના જમાનામાં તેગબહાદુર અને ગુરુ ગોવિંદસિંહના પુત્રોએ ત્યાગ અને સાહસના આદર્શ પૂરા પાડ્યા. આજે તેમના જેટલાં બાળકો મળી આવે એવો સંભવ છે કે ?

એક ભારે વિદ્વાન પુરુષે મને એક વાત કહી હતી તે હું આજે પણ વિસરી શકતો નથી. તેમણે મને કહ્યું હતું કે લોકો શહેનશાહ અકબરના સમય સુધી બ્રહ્મચર્ય અને યમ નિયમોનું પાલન ઉત્તમ પ્રકારે કરતા હતા. અકબરને ખાત્રી થઈ ગઈ કે હિંદુઓનું બ્રહ્મચર્ય અને તજ્જન્ય આત્મતેજનો ક્ષય થાય નહિ ત્યાં સુધી તેઓ કદી પણ મુસલમાનોના દાસ બને નહિ, આથી તેણે બહુ વિચાર કરીને એવો માર્ગ શોધી કહાડ્યો કે તેણે હિંદુ પંડિતોને મોટી મોટી લાંચ રૂશ્વત આપી તેમની પાસે બાળવિવાહની હિમાયત કરનારાં, તેમજ હિંદુ દેવતાઓના વ્યભિચારની

વાતોથી ભરપુર પુસ્તકો લખાવ્યાં. પરિણામ એ આવ્યું કે લોકોના આચાર મલીન અથવા નિર્બળ થઇ ગયા. જે પ્રજાજનો એક વખત વેદ ઉપનિષદ વાંચતા હતા અને દર્શનશાસ્ત્રોના ગંભીર વિષયો ઉપર મહત્વપુર્ણ શાસ્ત્રાર્થો કરતા હતા, જે પ્રજાજનો આત્માને અમર અને કાયાને અનિત્ય માનતા હતા, સંસાર જેને મન અસાર હતો, માયાથી જેઓ નિર્લેપ રહેતા હતા. સંપત્તિ તેમજ વિપત્તિમાં જેઓ એકરસ રહેતા હતા, મૃત્યુનો તો જેને ભયજ નહોતો—જેનો સ્ત્રી વર્ગ પણ એવો હતો કે હસતાં હસતાં ચિતામાં પડી પતિની સાથે બળીને ખાખથઇ જતી હતી, જેઓ પ્રાયશ્ચિત તરીકે વ્રત ધારણ કરી પ્રાણત્યાગ કરતાં પણ અચકાતા નહોતા અને જેઓ ત્યાગ બલિદાન, પરોપકાર, ભુતદયા વૈરાગ્યમાં તો જીવનનું સાર્થકયજ માનતા હતા, અને સમાધિ, પ્રાણાયામનો અભ્યાસ કરી એકાંતવાસનું પવિત્ર જીવન હોંશથી ગુજારતા હતા, તેમનાજ વંશજોની આજે કેવી દશા થઈ ગઇ છે? આજે એજ આર્યોનાં સંતાનોમાં એ ઉંચ જીવનની ઝાંખી પણ થતી નથી;—ત્યાગ, યોગ, વૈરાગ્યની છાયા પણ નજરે પડતી નથી; સ્ત્રીઓને તો બંધનમાં રાખી દાસી સરખી બનાવી દીધી છે—એમના પતિવ્રતાધર્મનું તેજસ્વી સ્વરૂપ તો પછી જોવા મળેજ કયાંથી? બાળ વિવાહ તો ઘેર ઘેર ફેલાઇ ગયો અને સત્યાનાશીનાં બીજ રોપાયાં છે; વિધવાઓની સંખ્યા કુદકે ને ભુસકે વધતીજ ગેઇ અને ઘેર ઘેર હાહાકાર

થઈ રહ્યો; વહુ દીકરી કુટુંબનાં નાક કપાવવા માંડી અને જુવાન પુત્રોએ બાપદાદાનાં નામ બોળવા માંડ્યાં–રોગગ્રસ્ત બની સડી સડીને મરવા માંડ્યું અને ધર્મ, કર્મ, જીવનસૂત્રનો તો લોપજ થઈ ગયો એ આજે તેજ ભારતવર્ષની દશા છે.

છત્રપતિ મહારાજા શિવાજી અને તેમના પુત્ર સંભાજીના દાખલા આ વિષયના સમર્થન અર્થે બહુ ચમત્કારિક છે. મહારાજા શિવાજીના જીવન ઉપરથી જણાય છે કે ઇન્દ્રિયનિગ્રહ હોત તો ભારતની આર્ય પ્રજાને અમુલ્ય લાભ થયો હોત.

એમ કહેવાય છે કે, ઇટલીનું રોમ શહેર સળગીને ખાખ થઈ રહ્યું હતું ત્યારે પણ ત્યાંનો બાદશાહ નીરો વાંસળી વગાડતો બેઠો હતો. વ્યભિચાર સિવાય આટલી બધી નિષ્ઠુરતા માણસના હૃદયમાં સંભવે નહિ. હમેશના જીવનમાં કે ભણતર અને ઉપદેશમાં જ્યારે બાળપણથીજ પ્રેમના રંગરાગ શીખવવામાં આવે અને સ્ત્રી પુરુષોનાં વ્યભિચારજનક દર્શન, સેવન થવા પામે ત્યારે માણસ ચારિત્ર્યવાન, પવિત્ર, સ્વસ્થ કે દીર્ઘાયુષી બને એ સંભવિતજ નથી. માત્ર ત્રણ ચાર પેઢી ઉપરનાં માણસો અને આજનાં માણસોનાં બળ અને આરોગ્યમાં કેટલો તફાવત પડી ગયો છે તેનો વિચાર કરીએ તો ભાવિ પ્રજાની કેવી સ્થિતિ હશે તે વિષે ગંભીર શંકાજ પેદા થાય છે. માત્ર પચાસ વર્ષ પહેલાંજ દરેક માણસ કદાવર, મજબુત, સિપાહી અને મહેનતુ જણાતો હતો. હરકોઈ માણસને ૪–૬–૧૨, પુત્રની પ્રાપ્તિ થતી હતી અને તે પુત્રો પણ તેવાજ મજબુત પટ્ઠા નીવડતા. આજનો

૧૦

સાચા, સંતોષી અને તેજસ્વી હોઇ પોતાના નૈતિક પ્રભાવથી સમાજ ઉપર અંકુશ રાખી શકતા હતા. ક્ષત્રિઓ કર્તવ્યને ખાતર તલવારથી લોહીની હોળી ખેલતાં મરવા તૈયાર થતા હતા. એજ રીતે વૈશ્યો દાનશીલતામાં આદર્શરૂપ હતા તો, શુદ્રો શીલ અને શકિતના સ્થંભ રૂપ બની રહેતા હતા. સ્રીઓની આંખોમાં વીજળીના જેવું ચમકદાર, મોહક પણ સ્વાધીન બનાવનારૂં ગૌરવ ભર્યું તેજ જોવામાં આવતું હતું અને તે સીતા, પદ્મિનીનાં દ્રષ્ટાંત અભિમાનથી યાદ કરતી અને પુરાં પાડતી હતી. સ્રી કે પુરૂષ મરણથી તો ડરતાંજ નહોતાં. એ સર્વ ક્યાં અદ્દસ્ય થઇ ગયું? આજે તો જ્યાં ત્યાં રોગ, શોક, ભયથી હાય હાય થતી સાંભળીએ છીએ. જુવાનો અધમુઆ જેવા ફરે છે અને મરે છે એટલે ઘડપણ જેવું તો કાંઇ જોવાજ મળતું નથી. વીરતાનો વિનાશ થયો સૌન્દર્ય સડી ગયાં. લોકો જીવે છે પણ તે માંકડ ચાંચડની દશામાં! નથી એમના રોવામાં અર્થ નથી એમના ખાવામાં કાંઇ ઢંગ, એમને નથી આવડતું જીવતાં કે નથી આવડતું મરતાં; ખરેખર એમનું જીવન તદન વ્યર્થ, અશુભ, શુન્ય નિકૃષ્ટ લક્ષ્યહીણ બની ગયું છે. આ દુર્દશાનું કારણ વ્યભિચાર સિવાય બીજું કાંઇ નથી.

# અધ્યાય ૧૦ મો.



## ( વ્યભિચારજન્ય મહારોગ )

—:૦:—

જે માણસોને વ્યભિચારજન્ય મહારોગો લાગુ પડે છે તેમના દુર્ભાગ્યનું તો વર્ણન કરવું પણ મુશ્કેલ છે. કારણ કે એ માણસો આ જન્મમાં તો એ રોગોથી મુકત થઇ શકતા નથી પણ તેમનાં વંશજો પણ પેઢીઓ સુધી તે રોગ ભોગવે છે. દુનિયામાં જે કોઇ મોટા રોગ જાણમાં આવ્યા છે તેના કાંઇ ને કાંઈ ઇલાજ પણ હોય છે– અસાધ્ય કહેવાતા રોગો પણ યથાર્થ ઇલાજ થાય તો મટી શકે છે: પરંતુ વ્યભિચારજન્ય રોગોની ખુબી એ છે કે તે કુદરતીજ અસાધ્ય છે–ગમે તે ઉપાય કરો પણ તે મટીજ શકતા નથી.

પ્રમેહ, ચાંદી, ઉન્માદ, નપુંસકત્વ, કોઢ, ક્ષય વગેરે રોગો વ્યભિચારજન્ય ગણી શકાય. એ રોગ દુનિયાભરમાં ફેલાઈ રહ્યા છે અને તે વંશપરંપરા ઉતરતા આવે છે. ઉપરથી નિરોગી દેખાતાં સ્ત્રી પુરૂષો પણ એવાં દર્દો ભોગવતાં હોય છે. જાનવર કરતાં પણ ખરાબ હાલતમાં મુકી દેનારો,– શારીરિક અને માનસિક શકિતઓનો નાશ કરનારા આ રોગો પુરૂષને લાચાર અને કમનશીબ

બનાવી નાંખે છે. એ દર્દો એવાં તો ચેપી હોય છે કે, પાસે બેસવાથી, ચુંબન કરવાથી, એઠું ખાવાપીવાથી, કે સાથે સુવાથી બીજા માણસને પણ લાગુ પડી જાય છે. માબાપ કે નોકરોની બેદરકારી કે ગફલતથી નાનાં બાળકોને એ દર્દો બહુ જલ્દી લાગુ પડે છે. પોતાનું ગુપ્તાંગ કેમ સ્વચ્છ રાખવું તે બહુ થોડાં માણસો જાણે સમજે છે. પરંતુ માણસે દરેક અંગ શા માટે છે તે જાણવું જોઇએ; તેનો સદુપયોગ કરવામાં કેવો લાભ રહેલો છે તે સમજવું જોઇએ; તેનો દુરૂપયોગ કરવાથી કેવાં ભયંકર પરિણામ આવે છે તેનું જ્ઞાન હોવું જોઇએ. ખોટી શરમનો વિચાર છોડી દેઇ બાળકો, શિષ્યો, યુવકો અને સ્ત્રીઓને પણ તે વિષે સમજ પાડવી જોઇએ. ખરી રીતે તો રાજ્ય તરફથીજ એવો કોઈ પ્રકારનો પ્રબંધ થવો જોઇએ કે, જે માણસોને વ્યભિચારજન્ય દર્દો થાય તેઓ લગ્ન કરી શકે નહિ. જે જુવાનોએ અકુદરતી રીતના વ્યભિચારથી કે બીજાં કોઇ કારણથી પોતાનું કૌવત ખોઈ નાખ્યું હોય તેમણે તો સ્ત્રી પાસે જઈ અપમાન પામવું અને શરમીંદા બનવું પડે તે કરતાં બહેતર છે કે સ્ત્રી સંબંધી પોતાની લોલુપ્તા છોડી દેવી. જે માણસો અશક્ત અથવા ખરાબ રોગોવાળા થઇ ગયા પછી પણ માત્ર દવાઓના ભરોસા પર રહી જુવાન બાળાઓનાં જોબનવંતાં જીવનની પાયમાલી કરે છે તેમણે ખરી રીતે પોતાનું નિકૃષ્ટ જીવન પોતેજ દુઃખ સંહન કરી લેઇને સંતોષપુર્વક વ્યતીત કરવું જોઇએ. અફસોસની વાત તો એ છે કે માણસ વીર્યપાતના સંબંધમાં બીજા કોઈ પણ કૃત્ય કરતાં અધિક સ્વતંત્રતા ધરાવે છે. પરંતુ

યાદ રાખવું કે પોતાની મોટાઇ સાચવી રાખવા ખાતર કે પૈસાના મદથી અથવા તો દવાઓ ખાવાની હીંમતથી જે માણસો જોબનવંતી રૂપવતી યુવતીઓ સાથે લગ્ન કરે છે તેઓ પાકા મુર્ખ છે. કારણ કે પછી એ નવોઢા જ્યારે જોબનના રંગરાગ માણતી ફરે છે ત્યારે એ મિથ્યાભિમાની મુર્ખાઓ પોતાની આબરૂ ઇજ્જત સાચવવાનાં ફાંફાં મારર્યાજ કરે છે અને જગતની હાંસીપાત્ર બને છે.

હવે વ્યભિચારજન્ય મહારોગો સંબંધી કાંઇક વિસ્તારથી લખીશું.

૧—પ્રમેહ—વધારે પડતો વ્યભિચાર કરવાથી આ દર્દ અવશ્ય થાય છે. જો કે એથી બહુ ભારી વેદના સ્હેની પડતી નથી પણ શરીરની અંદરનાં અવયવો ઉપર તેની ભારે અસર થાય છે. ૧૦૦ માંથી ૯૯ માણસોને આ દર્દ હોય છે. સ્ત્રીઓને પણ એ દર્દ લાગુ પડે છે. માટે પ્રમેહના જુદા જુદા પ્રકારો સમજાવીશું.

ક—મુત્રગ્રન્થિ પ્રદાહ—મૂત્રકોષમાં પ્રદાહ થવાથી તાવ આવે, ઉલટી થવાની શંકા થાય, પીશાબ થોડો થાય અને કોઇ વાર લાલ અથવા ગંદો, તો કોઈ વાર પરૂ વાળો પણ થાય છે. પીશાબ ઉતરતી વખતે બળતરા બળે અને કમરમાં દુખાવો થાય છે તથા અંડકોશ લાલ થઇ જાય છે. કોઇ કોઇ વખત તો પીશાબ બીલકુલ ઉતરતોજ નથી. પરિણામે દર્દીનો સ્વભાવ ચીડીગો થઇ જવાથી તે દરેક વાતમાં એટલો બકબકાટ કરવા માંડે છે કે ઘણી વખત તો બોલતાં

બોલતાં બહુ ક્રોધાવશ થવાથી તેને મુર્છા પણ આવી જાય છે અને ક્વચિત તેવી મુર્છિત દશામાં મરણ પામે છે.

**ખ-મુત્રાધાત**-પીશાબ મુત્રાશયમાં ભરાઈ રહે તો પણ પછી તે મુત્રમાર્ગમાંથી નીકળી શકતો નથી. એથી પેટનો નીચેનો ભાગ ફુલી જાય છે. પીશાબમાં જે ઝેરી તત્વો હોય તે એ રીતે પીશાબ નહિ ઉતરવાથી લોહીમાં ભળી જાય છે અને તેથી હાથ પગ શુન્ય બની જાય - તથા બેહોશી, મુર્છા વગેરે ચિન્હો જણાય છે. પીશાબ કરવાની ઇચ્છા થઇ હોય છતાં જો સ્ત્રીસંગ કરવામાં આવે તો પણ આ મુત્રાધાતનું દર્દ થઇ આવે છે. મુત્ર-પીશાબ ગુર્દામાં બને છે. એ ગુરદામાં સોજો આવવાથી કે ગુરદા તરમ પડી જવાથી પીશાબ અટકી જાય છે. એવી રીતે પીશાબ અટકી ગયો હોય તો સળી મુકવા છતાં પણ પીશાબ ઉતરતો નથી.

**ગ મુત્રકૃચ્છ**-આ પ્રમેહ અતિ પીડાકારી છે. એમાં વારે ઘડીએ પીશાબ કરવાનું મન થઇ આવે છે. પણ હર વખત બહુ ત્રાસથી માત્ર એક બે ટીપાં જેટલોજ પીશાબ થાય છે અને એવી તો - સખત તનખ મારે છે કે જાણે કે છરીથી કાપ પડતો ના હોય?

**ઘ-પીશાબ થાય તેનું બેભાન**-પીશાબ રોકાઇ રહેવાની શક્તિનો, સંપૂર્ણ અથવા બહુ મોટા પ્રમાણમાં નાશ થએલો હોવાથી, પીશાબ કરવાનું મન થતાં લારજ તે ટપક ટપક થાય છે. જો કે આ જાતના પ્રમેહ વાળાને કાંઈ વેદના થતી નથી, પરંતુ

સુત્રાશયમાં ગમે તેટલો પીશાબ ભરાઇ ગયો હોવા છતાં માત્ર ટીપું ટીપુંજ બહાર નીકળે છે.

ઙ-**શુક્રસ્રાવ**-આ પ્રમેહ મુખ્ય કરીને હસ્તમૈથુન કરવાની આદતથી થાય છે. પીશાબ રોકવાની તાકાત એ માણસમાં બીલકુલ હોતીજ નથી. કોઈ સ્ત્રીને જોવા કે અડકવાથીજ અથવા તો મળત્યાગ વખતે જરા જોર કરતાંજ વીર્ય વહી જાય છે. ધીમે ધીમે જ્યારે આ રોગ વધી જાય ત્યારે બેચેની શરમીંદી, યાદદાસ્તની ખામી, નિરૂત્સાહ, નબળાઈ, મંદાગ્નિ, કબજીઆત, છાતીનો ધબકારો, માથાનો દુખાવો, પેટનું ફુલવું, ઉભાં થતાં ચક્રી આવવી વગેરે ચિન્હો જણાય છે, ચ્હેરો કદરૂપો થઇ જાય છે, આંખો ખાડામાં પડી જાય છે; સ્ત્રીસંગ કરવાની ઇચ્છા ઘણી થાય પરંતુ ઇન્દ્રિમાં સ્હેજ સ્ફુર્તિ આવતાંજ વીર્ય સ્ખલિત થઈ જાય છે; આંખોની પાંપણોની કીનારી ઉપર કાળા ડાઘ પડી જાય છે; સ્વપ્નામાં પણ વીર્યપાત થાય છે અને આખરે તેમાંથી નપુંસકત્વ, પક્ષાઘાત કે ક્ષય થાય છે.

ચ-**બહુમુત્ર**-આ પ્રમેહ થતાં પહેલાં ચામડી સુકી અને ખડબચડી થઇ જાય છે; ભુખ તેમજ તરસ ઘણી લાગે છે; દાંત, જીભ, લિંગ ઉપર મેલ જામે છે; શરીર ક્ષીણ થાય છે; શ્વાસોચ્છવાસમાં દુર્ગંધ મારે છે, જીભમાં ફાટ પડી લાલ હીંગળોક જેવી થઈ જાય છે, પાંડુ થાય છે અને કામેચ્છા બેહદ વધી જાય છે. એ માણસને એક દિવસમાં ૪ શેરથી ૨૦ શેર જેટલો પીશાબ થાય છે. છેવટે પીશાબમાં સાકર વહે ત્યારે જાણવું

કે દર્દ અસાધ્ય બને છે. એના પીશાબ ઉપર કીડી, માંખી વગેરે બેસવા માંડે એ સાકર વહેવાનો પુરાવો છે. આખરે તો પીશાબ મધ જેટલો ઘટ ઉતરવા માંડે એટલે દર્દી તરફડી તરફડીને મરે છે.

છ—સ્વપ્નદોષ—હરઘડી વિષયવિલાસનુંજ ચિંતવન કરવાથી શરીરમાં એક પ્રકારની એવી ગર્મી પેદા થાય છે કે, સ્થીર રહી શકાતું નથી સડસડાટ કરતું વીર્ય વાહિની નસોમાં ઉતરી આવે છે અને પછી સ્વપ્નાવસ્થામાં તે સરી પડે છે દર્દ જુનું થયા પછી તો સ્વપ્ન આવ્યા વગર પણ વીર્યસ્રાવ થઇ જાય છે. એથી પણ આળસ, અંગમાં કરતર. ઉંઘ ન આવવી, મ્હોંમાંથી દુર્ગંધ નીકળવી ઇત્યાદિ ચિન્હો દેખાય છે. કબજીઆત તો હરહમેશ રહે છેજ, કેમ કે અપાન વાયુમાં પણ બીગાડો થઈ જાય છે.

જ—શીઘ્રપતન—આ દર્દવાળા માણસનું વીર્ય પુષ્ટ હોય છે; તેને સ્વપ્નામાં કે બીજી રીતે વીર્યસ્રાવ થતો નથી અને કોઈ જાતની પીડા જણાતી નથી પણ અજબ ભરેલું આ દર્દ પુરૂષના મન ઉપર છુપી રીતે તલવારના ઘા કરતાં વધુ આઘાત પહોંચાડે છે, કારણ કે સ્ત્રી ની પાસે જઇ તેનો સ્પર્શ કરતાં વારજ એ બિચારાને વીર્યસ્રાવ થઈ જાય છે; તેનો બધો ફુંફવાડો ઠંડો પડી જાય છે અને સ્ત્રી સમક્ષ લજ્જાયમાન થવું પડે છે.

ઝ—સુજાક—આ પ્રમેહ ભયંકર ત્રાસ આપે છે. અંગ્રેજીમાં તેને 'ગોનોરિયા' કહે છે. એ દર્દી રડી રડીને થાકે છે, તરફડે છે

અને ચીસો પણ પાડે છે. ઘણું ખરૂં આ દર્દ ખરાબ દર્દવાળી સ્રીનો કે તેવાં દર્દવાળા પુરૂષનો સંગ કરવાથીજ થાય છે. તથાપિ, સ્રીનો મુત્રમાંર્ગ પુરૂષના પ્રમાણમાં સરળ હોવાથી સ્રીને પુરૂષ જેટલી વેદના થતી નથી. એનું ઝેર શરીરમાં દાખલ થયા પછી ત્રણ ચાર દિવસ તો પુરૂષના મુત્રમાર્ગમાં સળવળાટ અથવા બળતરા થાય છે. બીજા બે ત્રણ દિવસ વીતી જાય એટલે દર્દ જાહેર દેખાવ દે છે. બાદ પીશાબ કરતી વખતે અને પીશાબ કરી રહ્યા પછી પણ વેદના થાય છે. પીશાબની નળીનું મ્હોડું નરમ પણ લાલ ચણોઠી જેવું થઇ જાય છે; તનખ વધારે ને વધારે મારવા માંડે છે; અને સફેદ રંગનો થોડો વીર્યસ્રાવ શરૂ થાય છે. થોડા દિવસો પછી તો સફેત, લાલ અને પીળા રંગ વાળી રસી વહેવા માંડે છે. પીશાબ થાય ત્યારે જાણે કે છરીથી ચીરીને ઘામાં મીઠું ભર્યું હોય એવી તીવ્ર વેદના થાય છે; રાતમાં વારંવાર ઇન્દ્રિ સતેજ બની પીશાબની ઇચ્છા થાય છે અને તેથી ઉંઘમાં વિક્ષેપ પડે છે. છતાં પીશાબ તો સાફ ઉતરતોજ નથી. અંડકોશમાં દાહ ઉઠે છે. પીશાબને બદલે લોહી અને પરૂજ વહે છે અને કોઇ કોઈ વાર તો પરૂ સુકાઇ જવાથી પીશાબ નીકળવાના માર્ગનું મ્હોડું બંધ થઈ જાય ત્યારે તો દર્દીની હેરાનગતીનો પારજ રહેતો નથી, કેમકે પીશાબ સમુળગો રોકાઇ જાય છે. એવી રીતે રીબાતાં રીબાતાં પંદરેક દિવસ વીતી જાય તો દર્દ ઘણું જુનું થઇ જવાથી વેદના પણ કમી થઇ જાય છે. આ દર્દમાં પીશાબની નળીના નીચલા ભાગમાં આવેલી નસમાં ઘા પડે છે. એવા પણ બનાવો

બને છે કે, કોઇ અણઘડ માણસ પીશાબ ઉતારવા માટે સળી મુકે તેથી મુત્રાશય ફાટી જાય છે અથવા તેમાં ધા પડી જાય છે. કમનશીબે જો એવી ભુલ થઇ જાય તો તેનો ઇલાજ કરવો પણ બહુ મુસ્કેલ થઇ પડે છે. પછી તો વળી દર્દીને એવી ભયંકર અસહ્ય વેદના થવા માંડે છે કે તે ઉઠી, બેસી કે પાસું પણ ફેરવી શકતો નથી.

૮–**આતશક**–( ગરમી, ચાંદી, ઉપદંશ, સિફિલીસ ) આ રોગ પણ ભારે ચેપી છે. સ્ત્રી પુરૂષનો સહવાસ થયા બાદ તે ૧૦ દિવસ પછી દેખાવ દે છે. એના ત્રણ પ્રકાર છે:

**પહેલો પ્રકાર**–આતશકનાં દરદ વાળી સ્ત્રી સાથે સંગ કરવાથી પુરૂપની જનનેદ્રિયની ઉપલી ચામડી ફાટી તેમાં યોનિની અંદરની કોમળ ચામડીમાંથી નીકળેલા રસનું ઝેર પેસે છે. કેટલાક વૈદ ડોકટરો તો એમ પણ કહે છે કે ચામડી ફાટયા વગર પણ જનનેન્દ્રિને એ ઝેર અડકવાથી કુમળી નસો દ્વારા તે શોષાય છે અને તેથી પણ આ દર્દ થાય છે. થોડા દિવસ પછી તે જગાએ એક નાની ફોલ્લી થાય છે અને તે ધીમે ધીમે મોટી થાય છે. આ ફોલ્લીનો નીચેનો ભાગ લાલ હોય છે પણ ઉપરનો ભાગ બહુ નરમ હોય છે, તેમાં પાતળું પરૂ રહે છે. પછી ઉપરની ચામડી ફાટી જઇ તેમાં ધા પડે છે અને તે ત્રણ ચાર દિવસમાં મોટો બને છે જેમ જેમ ધા વધતો જાય તેમ તેમ આજુબાજુની ચામડીનો લાલ ભાગ પણ વધતો અને ઉપસતો જાય છે. એને True Syphilis ( પ્રાકૃત ઉપદંશ ) અથવા Hard Chancre

કહે છે. એમાંથી રસી થોડી વહે છે. અને બનતા સુધી એવો એકજ ફોલ્લો થાય છે.

એવા દર્દ વાળા પુરૂષ સાથે સંગ કરવાથી સ્ત્રીની યોનિના મુખ ઉપરના ભાગમાં પણ અંદરથી એજ દરદ થાય છે. ફોલ્લી નજરે પડે કે તુરત જો તેનો ઇલાજ કર્યો હોય તો દર્દ બહુ વધી જતું નથી પરંતુ બહુ થોડાંજ દર્દીઓ એમ તત્કાળ ઇલાજ કરે છે, અને તેથી સાંધામાં કઠણ અને સોપારી જેવડી બે ત્રણ ગાંઠ થાલે છે. તેને બદ કહે છે. બદની આ ગાંઠ જલ્દી પાકતી નથી. શરૂઆતમાં તો એ ગાંઠથી બહુ પીડા પણ થતી નથી, પરંતુ, તેની ઉપરની ચામડી કઠણ હોવાથી તેને પાકતાં ૧૫ થી ૩૦ દીવસ લાગે છે. ઔષધ ઉપચાર કરવાથી આખરે એ બદ તો મટે છે. પરંતુ ઉપદંશનું ઝેર શરીરમાંથી નીકળી જતું નથી.

**બીજી પાયરી**–શરૂઆતનો ઘા પડ્યા પછી ત્રણ ચાર મહિને દરદનું રૂપાંતર થાય છે. બળવાન માણસને વેદના ઓછી થાય છે પણ નિર્બળ માણસોને તેની વેદના સખ્ત લાગે છે અને પરિણામે તેને બીજાં અનેક દરદો થઇ આવે છે. કોઇ કોઇને તેથી તાવ પણ રહે છે અને આખા શરીર ઉપર ફોલ્લા થઇ આવે છે. ફોલ્લા સારી રીતે ઉપસી આવે એટલે તાવ જતો રહે છે પરંતુ માથાનો અસહ્ય દુખાવો લાગુ પડે છે, વાંસામાં કળતર થાય છે અને સાંધાના ભાગ સુજી જાય છે. કેટલાકોને તાવ આવ્યા વગરજ ફોલ્લા નીકળે છે. આ દરદની બીજી પાયરી છે. એ

સ્થીતીમાં માથાના વાળ ખરવા માંડે છે અને ચામડી ઉપર કોહોડનું દરદ થવાનાં ચિન્હો જણાય છે અને આખરે મુર્છા વગેરે અનેક પ્રકારના વાયુના ઉપદ્રવો દેખાવ દે છે. જો દરદનું જોર અતિશય વધારે હોય તો હૃદયરોગ પણ થઇ આવે છે. ઉપદંશના ફોલ્લાઓ જો બરાબર સાફ રાખવામાં ના આવે તો તેમાંની રસી આજુબાજુ ચોટવાથી ત્યાં પણ ઘા પડે છે તથા ફોલ્લા થાય છે. સ્ત્રીઓને એ દરદ થયું હોય તો શરમની મારી તે કોઇને તે વાત કહેતી નથી અને તેથી દરદ ઘર ઘાલે છે. યોનિનો ઉપરનો ભાગ અને તેના બે ઓઠ સુજી જાય છે. આ બીજી પાયરી–સ્થીતિ આશરે દોઢેક વર્ષ સુધી ચાલે છે. ક્વચિત હાથની હથેલી અને પગનાં તળિયાં ઉપર પણ ફોલ્લી નીકળે અથવા ચાઠાં પડે છે.

ત્રીજી પાયરી–છેવટે રોગની ત્રીજી–આખરી પાયરી વેઠવી પડે છે. એ સ્થીતિ અત્યંત કષ્ટદાતા છે. ચામડી, માંસ, લોહી વહેવરાવનારી નસો અને શરીરના અનેક સંચાઓ છેકજ વ્યથિત બની જાય છે. આખરે ચામડીની નીચે ઘા પડી વિસ્ફોટક નીકળે છે. ચામડી ફાટી તેમાંથી રસી નીકળવા માંડે છે. કોઇ કોઇ વાર તો દરદનું જોર ઘણું હોય તો તાળવામાં પણ ઘા પડે છે; શ્વાસ પ્રશ્વાસના માર્ગો બંધ થઇ જાય છે અને અનેક રીતે દર્દીની સ્થીતી કરૂણાજનક થઇ પડે છે. તેની અસર દરદીના મગજ ઉપર પણ ગંભીર થાય છે. દર્દી બહુ બોલવા માંડે છે અથવા તો અસંબંધ વાતો કરે છે કારણ તેની યાદદાસ્ત

શક્તિનો તો નાશજ થઇ ગયો હોય છે; તેનો સ્વભાવ પણ બહુજ બગડી જાય છે. કેટલાક દર્દીને છેવટે વાઇ, મુર્છા અને પક્ષાઘાત પણ લાગુ પડે છે. પાંસળાંમાં કળતર, તાવ, ખાંસી એ તો અવાર નવાર તેને પીડ્યાંજ કરે છે. જો યકૃતમાં વિકાર પેદા થાય તો ઘણી જાતના પિત્તજન્ય રોગો થઈ આવે છે. કારણ કે પિત્તનું મુખ્ય સ્થાન યકૃતજ છે. પિત્તના પાંચ પ્રકાર છે અને તે દરેકમાં જ્યારે વિક્રિયા થાય ત્યારે તેનાં જુદાં જુદાં ચિન્હો જણાય છે.

**રંજક** પિત્ત યકૃતમાંજ રહે છે એટલે એ પિત્તમાં વિકાર થાય ત્યારે યકૃત સુકી જાય છે અને તેથી શુદ્ધ લોહી પુરતા જથામાં પેદા થઇ શકતું નથી.

**પાચક પિત્ત**-આ પિત્ત અગ્નાશયમાં રહે છે અને ખાધેલા પદાર્થોને પકવે છે. યકૃત સાથે અગ્નાશયને ગાઢ સબંધ છે. લોહી બગડવા માંડે એટલે આ અગ્નાશય નિસ્તેજ બનવા માંડે છે અને ખાધેલા પદાર્થો પકવવાની તેની શક્તિ ઘટતી જાય છે. પરિણામ એ આવે છે કે પછી શરીર ક્ષીણ થવા માંડે છે અને પેટનાં તરેહવાર દર્દોનાં ચિન્હો જણાવા માંડે છે તથા ધીમે ધીમે યકૃત વધવા માંડે છે, આખા શરીરે સોજા ચડે છે અને છેવટે રોગી મરણ પામે છે.

**સાધક પિત્ત**-આ પિત્ત હ્રદયપ્રદેશમાં રહે છે અને તેથી માણસમાં બુધ્ધિ, સમજશક્તિ, યાદદાસ્તશક્તિ વગેરે પેદા થાય છે. પરંતુ લોહી વિકારી બને ત્યારે હ્રદયપિંડ સુજવાથી

ઉપદંશનું દુઃસાધ્યપણું—અનેક રોગ એવા છે કે તે ભયંકર હોવા છતાં યોગ્ય ઇલાજ કરવાથી તેને તદ્દન મટાડી શકાય છે પરતું આ ઉપદંશ–સિફિલિસનું દરદ એવું છે કે તેને બીલકુલ નાબુદ કરવું એ બહુ મુશ્કેલ કામ છે એટલુંજ નહિ પણ તે બાળકોમાં વંશપરંપરા ઉતરતું આવે છે. વળી એક વાર એ દરદ થયું એટલે ઘડી ઘડી તે પાછું થઇ આવવાની હમેશાં ફીકર રહે છે અને પરિણામે અનેક બીજા રોગ થઇ આવે છે. એ રોગનાં ભયંકર પરિણામો સવિસ્તર યાદ કરીએ તો ખરેખર કંપારી છુટયા વિના રહે નહિ. વિષયવાસનાની તૃપ્તિના ક્ષણિક સુખના લોભને વશ થવાથી જીવન કેવું દુખ રૂપ બની જાય છે તે વાત એવા વિલાસી પુરૂષો સારી પેઠે જાણે છે. આ ઉપદંશનો રોગ માણસની માણસાઇનો નાશ કરે છે; તેનામાં પશુપણું કે જડપણું આવી જાય છે અને અનેક રોગોથી પીડાઇ પીડાઇનેજ જીંદગી પુરી કરે છે. બીજાં જે જે ભયંકર દરદો જગતમાં હસ્તી ધરાવે છે તે સર્વ ઉપદંશના પરિણામે પણ પેદા થવા પામે છે. વળી એ રોગ બહુજ ચેપી છે. ઉપદંશનું દરદ થયું હોય તેવા માણસનો ચેપ અથવા તેના ફોલ્લામાંની રસી અડકવાથી પણ એ દરદ થઇ આવે છે.

આવાં ભયંકર પરિણામ નીપજાવનાર દર્દ લાગુ પડે એવું જોખમ ભરેલું પાપકર્મ કરવા માણસ કેમ તૈયાર થતાં હશે? માણસ પતંગીઆની માફક બળતા અગ્નિની ઝાળમાં શા માટે રાજીખુશીથી ભુસકા મારતાં હશે? પળવારના સુખ, આનંદ

ભોગવવા ખાતર આખો ભવ બાળતાં તેમને કાંઇજ વિચાર કેમ નહિ થતો હોય? શું પરમેશ્વરે માણસજાતને અને વીર્યને આમ માત્ર ક્ષણિક સુખ ભોગવવા ખાતર આખી જીંદગીની બરબાદી કરવા માટેજ પેદા કર્યાં છે? વડીલોની બીક કે શરમને ખાતર જે માણસો એ રોગ થવા છતાં તે વાત કોઇને કહેતાં નથી અથવા લેભાગુ નામધારી વૈદ હકીમોના ઔષધોપચાર કરે છે તે તો વળી હાથે કરીને પોતાની અધિક દુર્દશા કરી મુકે છે. એવા અનાડી, મુર્ખ, ધુતારા વૈદ હકીમોની દવાઓ ખાવાથી ઉલટાં ભયંકર પરિણામ આવે છે અને બીજાં અનેક કાતીલ દરદો થઇ સત્યાનાશ વળી જાય છે. એવી અલલટપ્પુ દવાઓ ખાવાથી તો કેટલીક વખત દરદ મટવાને બદલે ઉલટું જલ્દી વધી જાય છે.

**નપુંસકતા**—સ્ત્રી પુરૂષની ઇન્દ્રિમાં તેમજ તેના નાકા ઉપરના ભાગમાં અસંખ્ય રેસા અને જ્ઞાનતંતુઓ રહેલાં છે. એ રેસામાં છિદ્રો હોય છે. માણસ નિરોગી હોય તો જ્યારે તેને કામ-વાસના થાય ત્યારે એ તન્તુઓ જાગૃત બને છે અને તેમાં શક્તિ અનુસાર લોહી ભરાવાથી તે ફુલીને ટટાર બને છે તેમજ તેમાં ભારે ગર્મી પણ આવે છે. કામવાસના ઉત્તેજીત થઇ નહિ હોય ત્યારે તે તંતુઓ નરમ રહે છે. એ તંતુઓ જાગ્રત થતાં બંધ પડી જાય અને વિષયેન્દ્રિ સાથેનો તેનો સંબંધ નાબુદ થઇ જાય ત્યારે નપુંસકતા આવી એમ કહેવાય છે. કેટલાક જન્મથીજ એવી ચેતના વિનાના હોય છે, તે 'નિર્બીજ નપુંસક' કહેવાય છે. મુસલમાન બાદશાહોના વખતમાં બેગમોની પાસે રાખવા માટે

કેટલાક મરદોને નાનપણથીજ નપુંસક બનાવવામાં આવતા. તેમને 'ખોજા' કહેવામાં આવતા હતા. આજે પણ માણસ પોતાના સ્વાર્થને ખાતર ઘોડા, બેલ, કુતરા વગેરેને નપુંસક બનાવી તેમની પાસે મહેનત કરાવે છે.

નપુંસકતા માણસને શરમીંદા બનાવનારૂં દુષ્ટ દરદ છે. જનનેન્દ્રિની પુરી શકિત ખીલતા પહેલાં મૈથુનકર્મ આચરવાથી અથવો શરૂઆતમાં વધારે પડતો વિષયવિલાસ ભોગવવાથી યા તો અયોગ્ય પ્રકારે મૈથુન કરવાથી નપુંસકતા આવે છે. સ્ત્રીઓ સાથે બહુ બેસી રહેવાની ટેવથી પણ નપુંસકતા પેદા થાય છે. નપુંસકતાની શરૂઆત થવા માંડે ત્યારે પહેલાં તો જલ્દી જલ્દી વીર્યસ્રાવ થાય છે. પછી જનનેન્દ્રિને અંકુશમાં રાખનારાં તંતુઓ જલ્દી થાકી જવાથી પહેલાં તો સ્હેજસ્હેજમાં થોડી થોડી ચેતના પેદા થાય છે. પણ તે પછી થોડો વખત વીતી જાય એટલે બીલકુલ ચેતના આવતી બંધ પડી જાય છે.

શર્કરાર્બુદ—આ ફોલ્લાને અંગ્રેજીમાં Carbuncle કહે છે. એ ફોલ્લો ઘણું કરીને મધુ પ્રમેહ અથવા બહુમુત્રનાં દરદીને થાય છે. ખાસ કરીને એ ફોલ્લો ગર્દન અથવા તેની નીચેના ભાગમાં કે પીઠમાં નીકળે છે. મોટા ભાગે તેનો આકાર બતકના ઇંડા જેવો હોય છે, પરંતુ કોઇવાર તે સંતરા જેવડો મોટો પણ થાય છે. ખાસ નવીનતા એ છે, કે આ ફોલ્લાને ઘણાં મ્હોં થાય છે અને દરેકમાંથી પાતળો ફીણ જેવો પદાર્થ વહે છે. ફોલ્લો પહેલાં નાનો હોય છે પણ ધીમે ધીમે વધે છે અને શરૂઆતમાં લાલ હોય છે

પણ ધીમે ધીમે તે કાળો રંગ પકડે છે. અનેક દિવસ પછી એ ફોલ્લાની નીચેનું તેમજ આજુબાજુનું માંસ સડી જાય છે. એ માણસને ઉંઘ આવતી નથી, માથામાં ગરમી રહે છે, ખાવાનું મન થતું નથી, શરીર કમજોર થઈ જાય છે, ફોલ્લાની અંદર સખ્ત બળતરા બળે છે અને તેમાંથી નીકળતી રસી ભારે દુર્ગંધ મારે છે અને દરદી પીડાઇ પીડાઇને આખરે બે ત્રણ માસમાં મરણ પામે છે.

**સંધિવા**—આ રોગ ઘણુંખરૂં પ્રમેહ અથવા ઉપદંશ થયા પછી લાગુ પડે છે અને તે કાયમ રહે છે. ઉપદંશ થયો હોય ત્યારે પારાનો ઇલાજ કરવાથી તથા પ્રમેહ થયો હોય ત્યારે સુખડનું તેલ ખાવાથી હાડકાંના સાંધાઓ ઉપર તેની અસર થાય છે અને વા આવે છે. શરૂઆતમાં તાવ પણ આવે છે અને ગાંઠો ફુલીને તેમાં બળતરા પણ બળે છે. જેમ જેમ ચાલવામાં આવે તેમ તેમ દુખાવો પણ વધતો જાય છે. શરીર ગરમ રહે છે, પરસેવો ગંધ મારે છે, કબજીઆત રહે છે, માથું દુખે છે, હૃદયમાં દુખાવો જણાય છે, જીભ પીળી પડી જાય છે અને પેશાબ કોઈ વાર લાલ તો કોઇ વાર સફેત થાય છે. જો પહેલાં બે ત્રણ અઠવાડીઆમાં બરાબર ઉપચાર થવાથી મટી ના જાય તો દરદ રીઢું થઈ કાયમનું ઘર ઘાલે છે.

**એપેન્ડિકસ**—દરદ થવા બાદ ખાધું નહિ પચવાથી અથવા પ્રમેહનું જુનું ઝેર પેસરવાથી જેના શેરડાઅશક્ત થઇ જાય તેમને આ દર્દ

લાગુ પડે છે. પેટના નીચેના ભાગમાં તેથી ભારે વેદના થાય છે. પહેલાં એક બે અઠવાડીઆં સુધી તેની ઘણી અસર જણાતી નથી, પણ પછી તાવ આવે છે અને જો તત્કાળ ઇલાજ નહિ કરવામાં આવે તો દર્દી થોડાજ વખતમાં મરણ પામે છે. ડોકટરો તો તેને એવું ભયંકર દરદ માને છે કે, તુરતજ વહાડકાપ કરવા તૈયાર થાય છે.

**ગુરદાનું દરદ:**—પીસાબ બનાવનારો સંચો પીઠના નીચલા ભાગમાં આવેલો છે. પ્રમેહનું ઝેર દાખલ થવાથી પેશાબમાં યુરિક ઍસીડ ઘણો વધી જાય ત્યારે ગુરદામાં સોજો આવે છે. આથી ગુરદાની પેશાબ બનાવવાની શકિત ઘટી જાય છે અને પેશાબ થતો બંધ પડી જાય છે. દરદીને તેથી ભારે વેદના થાય છે, બેભાન થઇ જાય છે અને કેટલીક વખત તો માત્ર ૪૦ કલાકમાંજ મરણ પામે છે.

**ભગંદર:**—ગુદાથી બે આંગળ જેટલે દુર એક ઘા પડે છે. પહેલાં એ ઘા વાળો ભાગ સુજેલો–ઉપસેલો જણાય છે. પણ પછી તે પાકીને ફેલાઈ જાય છે, એમાં સોયની અણી જેવું એક બહુ બારીક છિદ્ર થાય છે તેમાંથી લાલ રંગની ફીણવાળી રસી નીકળે છે. કોઇવાર જો ઘા મોટો થઇ જાય તો તેજ વાટે મળમુત્ર પણ વહેવા માંડે છે. આ દરદ ઘણુંખરૂં ઉપદંશ થવાના પરિણામે થાય છે; તે મટવાનો બહુ ઓછો સંભવ રહે છે. પણ ઘણાં દર્દી ૧૫–૨૦ વર્ષ સુધી તેનાથી પીડાઇ પીડાઇને હેરાન થાંત રહે છે. આખરે એ ફોલ્લામાં કીડા પડે છે અને

તેમાંથી પવન પણ છુટે છે. અને એમ અનેક પ્રકારે કષ્ટ વેઠતો વેઠતોજ દર્દી મરણ પામે છે.

**રક્તપિત્ત**—આ એક પાપરોગ છે. બીજાં ઘણાં કારણોથી પણ આ રોગ થાય છે; પરંતુ વ્યભિચારનો પણ તેની સાથે ત્રણ રીતે નિકટ સંબંધ છેઃ ( ૧ ) ખાધેલો ખોરાક પચ્યા વગરજ સ્ત્રીસંગ કરવાથી; ( ૨ ) ઉપદંશનું દરદ મટાડવા માટે પારો ખાવાથી ( પારો પુરતો શુધ્ધ થયો ન હોય તેથી ઘણાં ગંભીર દરદો થાય છે, જેવાં કે, દાંત પડી જાય, તાળવામાં ઘા પડી જાય, સાંધાઓમાં દરદ થાય, હથેલી અને પગનાં તળીઆંની ચામડી ઉખડવા માંડે, નાક બેસી જાય, પક્ષાઘાત થાય, અંડકોશોમાં સોજો ચડે ) અને (૩) તેવા રોગવાળાં સ્ત્રી પુરૂષના સમાગમથી પણ એ દરદ થાય છે.

રસધાતુમાં વિકાર પેદા થાય ત્યારેજ રક્તપિત્ત નીકળે છે. પહેલાં તો તેવા દરદીની ચામડી સુકી પડી જાય છે, સ્પર્શશક્તિ ઘટતી જાય છે, પરસેવો વધારે થાય છે અને આખરે લોહી ઘટ થઈ જામી જવાથી આખા શરીરે ખુજલી ઉપડે છે. એ પછી આ રોગીનું આખું શરીર ખડબચડું થઈ જાય છે, મ્હોડું સુકું પડી જાય છે, ફોલ્લીઓ નીકળે છે, અને આખા શરીરમાં જાણે સોય ભોંકી હોય તેવી વેદના થાય છે. છેવટે, હાથની આંગળીઓ ગળીને ખરવા માંડે છે, ચાલવાની તાકાત રહેતી નથી, શરીર વાંકું વળી જાય છે, આંખો લાલ રહે છે અને એ રીતે અનેક પ્રકારની અસહ્ય પીડાઓ ભોગવતાં ભોગવતાં આખરે ઘામાં જંતુ પડી માણસ મરણ પામે

## અધ્યાય ૧૧ મો.



### ( સ્ત્રીઓને થતા વિશેષ રોગ. )



દશમા અધ્યાયમાં જે જે રોગ જણાવ્યા તે ઘણાખરા સ્ત્રીઓને પણ થાય છે પરંતુ તે ઉપરાંત બીજા પણ કેટલાક રોગ સ્ત્રીઓને થાય છે તેનું આ અધ્યાયમાં વર્ણન કરીશું:

પ્રદર--પુરૂષ સમાગમ વધારે પડતો થવાથી પ્રદર થાય છે. તેના ગુણ દોષ પ્રમેહ જેવાજ છે. પ્રદર બે પ્રકારના થાય છે; ( ૧ ) શ્વેત પ્રદર; ( ૨ ) રક્ત પ્રદર. આખા શરીરમાં દુખાવો થાય છે અને યોનિમાંથી સ્રાવ થાય તે ચીકણો પીળો, લાલ અને ક્વચિત કાળો તથા ભુરા રંગનો હોય છે. વળી સ્રાવ થતી વખતે શરીરમાં દાહ ઉઠે છે. જો દરદ જુનું થઇ જાય તો તેથી હૃદય અને યકૃત નિર્બળ બને છે અને છેવટે શરીરમાં આખો દિવસ તાવ રહે છે.

બાધક—મૈથુનકર્મ અતિશય થવાથી અથવા અયોગ્ય રીતે થવાથી આ દર્દ થાય છે. તેમાં કમર ફાટે છે; નાભિના નીચલા ભાગમાં તથા સ્તનોમાં દુખે છે; આળસ, અગ્નિ-માંદ્ય, ઉલટી, નબળાઇ, માથાનો દુખાવો વગેરે પીડાઓ થઇ શરીર જડવત બની જાય છે અને યોનિમાં શૂળ મારે છે.

હરીજપીડા--અકુદરતી રીતે ગાજર, મુળા વગેરે કઠણ વસ્તુથી યોનિને ઘસવાથી આ દરદ થાય છે. કારણ એવા પ્રયોગોથી

લોહીમાંનાં લાલ રજકણો ઘટી જાય છે અને તેથી શરીરની ચામડી સફેત, પિળી ફિક્કી પડી પાંડુરોગ પણ થાય છે. એ સ્ત્રીને દર મહિને નિયમીત રૂતુ પ્રાપ્ત થતી નથી. શરીરમાંથી ઉષ્ણતા પણ ઘટી જાય છે અને હમેશાં શરદી થઈ હોય એમજ લાગ્યાં કરે છે. આંખોની ચોગરદમ કાળા ડાઘ પડી જાય છે, છાતીમાં ધબકારા થાય છે, હોઠ સફેત અને સુકા પડી જાય છે, અજીર્ણ-કબજીઆત પણ જણાય છે. સ્વભાવ ચીડિયો થઇ જાય છે અને કોઇ વાતમાં રૂચિ જણાતી નથી.

**હિસ્ટિરિયા**—આ એક પ્રકારની મુર્છા છે. ગર્ભાશયના સ્નાયુઓમાં જ્યારે ઉગ્રતા પેદા થાય ત્યારે હિસ્ટિરિયા થઈ આવે છે. એ મુર્છા આવતાં પહેલાં દર્દીને શારિરીક તેમજ માનસિક શુનકાર-પણું જણાય છે. એક રીતે આ રોગ પણ વાઇના જેવો જણાય છે પણ હિસ્ટિરિયામાં માણસના મ્હોડામાંથી ફીણુ નીકળતાં નથી કે તેના ડોળા પહોળા થતા નથી. પરંતુ કેટલાંક દર્દીઓ વિનાકારણ હસે છે, રડે છે, બુમો મારે છે, પોતાના ઉપર કે ઘરનાં માણસો ઉપર વિનાકારણ દોષ મુકે છે, કોઇ વાર વગર કારણે પોતાને ગુન્હેગાર માની લેઇ માફી માગે છે, અને એવા વિચિત્ર ચેનચાળા કરે છે. કોઇ કોઇને પેટના નીચેના ભાગમાંથી ગોળો છે. પણ ચડે છે. આ દર્દીઓ મોટો અવાજ સાંભળવાથી ચમકી જાય હિસ્ટિરિયાવાળી સ્ત્રીઓને પુરૂષ સમાગમની તીવ્ર ઇચ્છા રહે છે. આ દરદ વિશેષે મોટાં ઘરોમાં જુવાન ઉંમરની સ્ત્રીઓને થાય છે અને

તેનું કારણ એ હોય છે કે કાં તો વિધવા થવાથી અથવા બીજા કોઈ કારણથી તેને સંતોષપુર્વક પુરૂષ સમાગમ પ્રાપ્ત થતો નથી. પુરૂષ નપુંસક અથવા નિર્બળ હોય ત્યારે પણ તેની સાથેના સંગથી સ્ત્રીને કામવાસના તો પેદા થાય પણ સંતોષ નહિ ઉપજવાથી તેના હૃદયમાં જે વિહ્‌વળતા પેદા થાય છે તેના પરિણામે આ હિસ્ટિરિયાનું દરદ લાગુ પડે છે.

**જરાયુ પ્રવાહ**—ગર્ભ ના રહે તેના માટે અકુદરતી ઇલાજ કરવાથી કે ગર્ભપાત કરવા કરાવવાથી અથવા ઘણા દિવસ સુધી હરિત્પીડાનું દરદ રહેવાથી ગર્ભાશય કઠણ બની વધી જાય છે તેથી તેમાં વેદના થાય છે. પરિણામે દર્દીને તેનું પેટ ભારે લાગે, ૠતુ નિયમીત નહિ રહેવાથી પીડા થાય, સ્તન તથા કમરમાં કળતર થાય અને હિસ્ટિરિયા વગેરે દરદો પણ લાગુ પડે છે.

**જરાયુ અર્બુદ**-ગર્ભાશયમાં વરાણા જેવડી ગાંઠો નીકળે છે. કોઇને તો તે ઘણી મોટી પણ થાય છે. એ ગાંઠો સુકી થાય છે; કેટલાંક દર્દીને તેમાંથી રસી પણ નીકળે છે. આ દરદ થવાથી વાંઝીઆપણું પ્રાપ્ત થાય છે.

**ગર્ભાશયની સ્થાનભ્રષ્ટતા**-ઉલટાં સુલટાં આસનો કરીને મૈથુન કરવાથી અથવા હદ પાર ઉછળવા કુદવાથી કોઇ કોઇ વખત ગર્ભાશય ખસી જાય છે અને કાં તો બસ્તિના ખાડામાં ભરાઇ જાય છે અથવા તો યોનિની બહાર નીકળી આવે છે. આથી પેઢુમાં દુઃખાવો પેદા થાય છે. પેશાબ કરતાં ત્રાસ પડે છે અથવા તો

રક્તસ્રાવ વધારે થાય છે અને કાં તો સમુળગો બંધ થઇ જાય છે. આથી પણ વંધ્યાપણું પ્રાપ્ત થાય છે.

**ડિમ્બકોશ પ્રદાહ**–રતુ કાળમાં પુરૂપસંગ કરવાથી રજસ અટકી પડવાથી આ રોગ થાય છે. આ દરદ વેશ્યાઓ અને વ્યભિચારિણી સ્ત્રીઓને થવાનો વધુ સંભવ રહે છે. તેથી ઉલટી, તાવ વગેરે ચિન્હો જણાય છે. દરદ જુનું થાય તો કોઇ કોઈ વખત રસી પણ વહે છે.

**યોનિ પ્રદાહ**–પ્રમેહના દરદ વાળા પુરૂપનો સંગ કરવાથી, અતિશય મૈથુન કરવાથી, બળાત્કાર થવાથી કે બાળકને જન્મ આપ્યા પછી થોડા દિવસોમાં મૈથુન કરવાથી આ રોગ થાય છે અને યોની લાલચોળ થઇ જાય છે યા ગરમ રહે છે, ફુલી જાય છે અને પીડા થાય છે. પીશાબ થતી વખતે યોનિમાં ખુજલી આવે છે. જો દરદ જુનું થાય તો અંદરની પાતળી ચામડી ઉપર ભુરી કે લાલ ફોલ્લીઓ થાય છે, યોનિ ઢીલી બની જાય છે અને તેમાંથી સફેદ કે પીળો પદાર્થ વહે છે.

**કામોન્માદ**–હરહમેશ પુરૂપસંગ કરવાની ટેવ હોય અને પછી તે મરણ પામે તેથી કે બીજા કોઇ કારણસર જો પુરૂષ સમાગમ થતો એકાએક બંધ પડી જાય તો સ્ત્રીને કામોન્માદ થઈ આવે છે, તેની યોનિમાં નાના કૃમિ જેવાં જંતુઓ પેદા થાય છે અને તેના સળવળાટથી સ્ત્રીને વિવ્હલ બનાવી મુકે એવી ચેતના જણાય છે. પુરૂષને દેખી એ સ્ત્રી વખત બે વખત શ્રંગાર; હાસ્ય

ગીત અથવા નિર્લજ ચેષ્ટા પણ કરે છે અને ઘર બહાર નાસી પણ જાય છે; ખાસ કરીને રૂતુ કાળ પછી આવો ઉન્માદ વિશેષ જણાય છે.

વંધ્યાપણું-વંધ્યાપણું ત્રણ કારણથી પેદા થાય છે:-
(૧) ઉપર જણાવેલાં કોઇ દરદથી ગર્ભાશયમાં વ્યાઘાત થવાથી; (૨) અતિશય વ્યભિચારના પરિણામે જનનેન્દ્રિમાંથી ગર્ભ ધારણ કરનારા બીજનો નાશ થવાથી; અને (૩) જન્મથીજ વંધ્યાપણું હોય. તથાપિ જે સ્ત્રીના સ્તન પુષ્ટ હોય તે જો ગર્ભ ધારણ ના કરે તો સમજવું કે વધારે પડતો વ્યભિચાર કરવાથી સ્ત્રી અથવા પુરૂષની જનનેન્દ્રિ ગર્ભાધાન થવા માટે અશક્ત થઇ ગઇ છે તેથીજ વંધ્યાપણું ભોગવવામાં આવે છે.



# અધ્યાય ૧૨ મો.

## (જાહેર ખબરીયા વૈદ્ય હકીમો.)

ભારે કમનશીબની વાત છે કે આજકાલ જાહેર ખબરીઆ વૈદ્ય હકીમોના રાફડા ફાટયા છે. વ્યભિચારના પાપથી જેટલું નુકસાન થઇ શકે નહિ તેથી ઘણુંક વધારે નુકસાન જનસમાજને આ જાહેર ખબરીઆ લેભાગુ વૈદ્ય હકીમોએ કર્યું છે. રોગીઓની પણ અક્કલ તદ્દન બહેર મારી જાય છે કે જે ભયાનક, અસાધ્ય અને વંશપરંપરા ઉતરતા આવે એવા રોગોના ઇલાજ શોધવાને પ્રખર અનુભવી વિદ્વાન વૈદ્ય હકીમો ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે. છતાં તેમને ફતેહ મળતી નથી, તે રોગો મટાડવા માટે તેઓ લેભાગુ લુટારા નામધારી વૈદ્ય હકીમોનાં મકાનો ઉપર દોડધામ કરી મુકે છે અને તેમને મનમાન્યા પૈસા ખવરાવી પૈસાની અને આરોગ્યની પાયમાલી કરી મુર્ખ બને છે. એમના કરતાં વધારે અભાગી અને અક્કલહીન બીજા કોણ કહેવાય?

એવી દવાઓની જાહેર ખબરોથી એક ખાસ નુકસાન એ થાય છે કે લંપટ લોકો એમ માની બેસે છે કે, ગમે ત્યારે પૈસા ખર્ચીને પાછા માતેલા સાંઢની માફક મ્હાલીશું. આથી લોકોની વધુ અધોગતિ થવા પામે છે. યુક્તિબાજ ઠગારાઓ એવા બેવકુફોને બરાબર પામી જાય છે. આથી તેઓ ઝમકદાર આકર્ષક

જાહેર ખબરો આપી પોતાનો ધંધો ધમધોકાર ચલાવ્યાં કરે છે. મોટાં મોટાં સ્ટેશનો, તારના થાંભલાઓ, મકાનોની ભીંતો, બત્તીના થાંભલાઓ વગેરે જ્યાં જુઓ ત્યાં રંગબેરંગી જાહેર ખબરો લગાડેલી કે ચિતરેલી નજરે પડે છે. વર્તમાનપત્રોમાં કોલમો ને કોલમો એક એકથી ચડીઆતી એવી જાહેર ખબરોથી ભરેલાં જોવામાં આવે છે કે વાંચતાં જીવ તલપાપડ થઇ જાય અને ઝટ દઇને પૈસા ખીસામાંથી ઉછળી પડે. આ જાહેર ખબરીઆ વઘ હકીમોએ તો જાણે પરમેશ્વરને પણ ઇજારે લીધો હોય એવી વાતો લખતાં જરા અચકાતા નથી પણ જે લોકો તેમની સાથે કામ પાડી ચુક્યા હોય તેમનેજ સમજણ પડે છે કે તે કેવા ઉઠાઉગીર હોય છે. કોઇ તો અઢી રૂપીઆમાં ચાલીશ ગોળી મોકલી મુડદાને ૪૦ દિવસમાં સાંઢ જેવો મજબુત બનાવી દેવાનું કહે છે તો કોઇ ૨૧ દિવસમાં પાણી કરતાં વધારે પાતળું વીર્ય દહીં જેવું બનાવી દેવાની ખાત્રી આપે છે. કોઇ તો પોતાની દવાથી સેંકડો સ્ત્રીઓની ઇજત લુંટવાની તાકાત પ્રાપ્ત થવાનું આશ્વાસન આપે છે તો કોઈ મંત્ર કે તાવીજ આપી દુનિયાભરની સ્ત્રીઓને વશ કરવાનો ઇલાજ બતાવે છે. આવા કેટલાક બેશરમ ઠગારાઓ તો ભારે ઠાઠમાઠ વાળી દુકાનો પણ ખોલે છે. એમને કાં તો કોઇ યોગી મહાત્માએ જડી-બુટી બતાવેલી હોય છે તો કોઇને બાપ દાદાના ધંધાની રૂએ એવી અકલ્પ્ય વસ્તુઓ મળી આવેલી હોય છે. અને કોઇ કહે છે કે દેવોએ તેમને સ્વપ્નમાં એ દવા બતાવી છે. કેટલાક બિચારાઓએ વીશ પચીશ વર્ષ સુધી ભગીરથ શ્રમ વેઠી હજારો રૂપીઆના ખર્ચ

કરી એ દવા શોધી કહાડેલી હોય છે છતાં એ પરોપકારી મહાત્માઓ કાં તો માત્ર ટપાલ ખર્ચના આઠ બાર આના લેઈ દવા મફત મોકલી આપવાનું પુણ્ય કાર્ય (!) કરે છે. તો કોઇ લેવામાં આવેલા પૈસા ધર્માદામા વાપરી નાખવાની ઉદારતાનાં ( ! ) ઢોલ પીટે છે. પણ ખરી વાત એ છે કે અકકલહીન અભાગી દર્દીઓને લુંટી એવા પુણ્ય કાર્ય કરનારા કઇંક પરોપકારી સત્યવાદી મહાત્માઓ માલેતુજાર બની ગયા છે ! !

ખેર ! એ તો ગમે તેમ હો પરંતુ એટલું નિર્વિવાદ કહી શકાય કે દવાઓની એવી જાહેર ખબરો એક વખત ધારો કે કોઇ પણ પ્રકારના પાખંડ વગરની હોય તો પણ તેથી અકકલહીણ માણસોને એવા દુરાચારમાં મશગુલ રહેવાને ઉતેજન મળે છે. સમાજની ઉન્નતિનો ખ્યાલ રાખવો એ દરેક મનુષ્યની ફરજ છે. વૈદ્ય હકીમોની ફરજ છે કે એવા દુષ્ટ રોગથી પીડાતાં દર્દીઓની ચિકિત્સા યથાર્થ રીતે કરવી. પરંતુ તેમણે નીચે દર્શાવ્યા મુજબનાં લાયક અધિકારી માણસોનેજ મદદ કરવી જોઇએઃ—

૧—જે કમનશીબ છોકરાઓને માબાપે ઘરમાં વહુ ઠમક ઠમક કરતી ચાલે એ નજરે જોવાના અભળખાથી નાનપણમાં પરણાવ્યાં હોય અને દીકરાના દીકરાને રમાડવાની લાલસાથી પરસ્પર પરિચયમાં આવી સમાગમ કરવાની સગવડ કરી આપી હોય પણ શાળાના અભ્યાસના બોજાથી અને પુષ્ટિકારક ખોરાકની ખોટથી બિચારા તવાઇ ગયા હોય, ગાલ બેસી ગયા હોય, આંખોમાં ખાડા પડી ગયા હોય, ચ્હેરો ફિક્કો પડી ગયો હોય, કમરમાં

૬—જે વૃધ્ધ પતિ ત્રીજી કે ચોથી વાર પરણ્યા હોય પણ તેનું પુરૂષાર્થ તો બગીને ખાખ થઇ ગેયું હોય અને તેના પરિણામે. કોઇ સ્ત્રી દુરાચારમાં પડવાનો ભય હોય તો તે પુરૂષને.

બસ, એ સીવાય જે જાતે લંપટ હોય, દવા ખાઇને ઉલટા દુષ્પાપમાં મશગુલ રહે તેવા હોય અને પોતાની વાસનાની વધુ ને વધુ ઉતેજના તથા તૃપ્તિ માટેજ દવા ખાતા હોય તેવાં માણસોને પાંચ પૈસા મેળવવાના લોભથી દવા આપવી અને તે રીતે દુષ્કર્મમાં સહાયકારક થવું એ તો વૈદ્ય હકીમને માટે ધિક્કારપાત્ર વાત ગણાય.

દરેક સ્ત્રી પુરૂષની ફરજ છે કે પહેલાંની પોતાની કુટેવો તજી દે અને મન, વચન અને કાયાથી પવિત્ર તેમજ સંયમી અને ઇંદ્રિજીત બને અને સંપુર્ણ આરોગ્ય, બળ તથા આયુષ્ય પ્રાપ્ત કરે. એટલું કરે તો તે માણસો ફરીથી પાછાં પ્રભુ કૃપાથી સશક્ત, નિરોગી અને તેજસ્વી બની જાય છે.



૬-જે વૃધ્ધ પતિ ત્રીજી કે ચોથી વાર પરણ્યા હોય પણ તેનું પુરૂષાર્થ તો બળીને ખાખ થઇ ગયું હોય અને તેના પરિણામે કોઇ સ્ત્રી દુરાચારમાં પડવાનો ભય હોય તો તે પુરૂષને.

બસ, એ સીવાય જે જાતે લંપટ હોય, દવા ખાઇને ઉલટા દુષ્પાપમાં મશગુલ રહે તેવા હોય અને પોતાની વાસનાની વધુ ને વધુ ઉતેજના તથા તૃપ્તિ માટેજ દવા ખાતા હોય તેવાં માણસોને પાંચ પૈસા મેળવવાના લોભથી દવા આપવી અને તે રીતે દુષ્કર્મમાં સહાયકારક થવું એ તો વૈદ્ય હકીમને માટે ધિક્કારપાત્ર વાત ગણાય.

દરેક સ્ત્રી પુરૂપની ફરજ છે કે પહેલાંની પોતાની કુટેવો તજી દે અને મન, વચન અને કાયાથી પવિત્ર તેમજ સંયમી અને ઇંદ્રિજીત બને અને સંપુર્ણ આરોગ્ય, બળ તથા આયુષ્ય પ્રાપ્ત કરે. એટલું કરે તો તે માણસો ફરીથી પાછાં પ્રભુ કૃપાથી સશક્ત, નિરોગી અને તેજસ્વી બની જાય છે.



કપડાંથી ચાળવું. રાતે અર્ધો તોલો ચુર્ણ ફાકી ઉપર ગરમ દુધ પીવું. આ ઇલાજ બહુ ઉત્તમ છે.

૪—અડદની દાળ ધોઇ તેનાં છોતરાં કહાડી નાખી તે દાળને ધીમી આંચથી ઘીમાં શેકવી અને પછી તેને દુધમાં નાખી ખીર બનાવીને બપોરે ખાવી. આ ખીર ખાવાથી વીર્યનો અતિશય વધારો થાય છે. ધ્યાનમાં રાખવાનું એટલુંજ છે કે જેની પાચન-શકિત સારી ના હોય તેને આ ખીર પચી શકતી નથી માટે તેણે ખાવી નહિ. દાળ પાંચ તોલા હોય તો દુધ એક શેર જોઇએ. પચી શકે તેમ વધુ ઓછી ખાવી.

૫—કૌચનાં બીનું ચુર્ણ ૦। શેર, અડદનો લોટ ૦। શેર, તલ ૦॥ શેર, મગનો લોટ ૦॥ શેર, ઘઉંનું ચુર્ણ ૦। શેર, લાલ ચોખાનું ચુર્ણ ૦। શેર, ઘી ૦। શેર તથા ખાંડ ૦। શેર એ સર્વ વસ્તુને દુધમાં બાંધી તેનાં ઢેબરાં બનાવી ધરાઇને ખાવાં કેમ કે બહુ પુષ્ટિકારક છે.

૬—સુંઠ ૪ માસા, અકલકરો ૨ માસા, સૈમલનો ગુંદર ૪ માસા, લોબાન ૮ માસા, મેંદાલકડી ૨ માસા, કાળા તલ ૨॥ તોલા અને લીંડીપીપર ૨૮ માસા લેવાં. તે બધાનું કુલે જેટલું વજન થાય તેટલીજ તેમાં સાકર નાખવી. પછી તેને ખાંડી બારીક ચાળણીથી ચાળી નાખવું. રાતે તે ૧ તોલો ફાકી ઉપર ગરમ દુધ પીવું.

૭—ઉંટગનની છાલનું ચુર્ણ ાા તોલો સાકર નાખેલા ગરમ દુધ સાથે. પીવું.

૮—કાઠા ઘઉંના ફાડા અને કૌચ બીજનું ચુર્ણ મેળવી તેને ઘીમાં શેકવું અને, પછી દુધમાં નાખી ઠંડુ પડી જાય ત્યારે ખાવું. ઉપર તાજી વીયાએલી ગાયનું દુધ પીવું. આ દવા પણ અતિ પુષ્ટિકારક છે.

## શીઆળામાં ખાવાલાયક પાક.

હીંદુસ્તાનમાં પ્રાચીનકાળથી લોકો શીયાળામાં પાક ખાતા આવ્યા છે. જુવાન તેમજ વૃધ્ધ-અને અમીર તેમજ ગરીબ લોકો પાક ખાય છે. ધનાઢ્ય લોકો પાકમાં અંબર, કસ્તુરી, ચંદ્રોદય જેવી કીંમતી વસ્તુઓ નાખે છે તો ગરીબ માણસો મગ, અડદના લાડવા ખાય છે. વીર્યની વૃધ્ધિ અને શરીરની પુષ્ટિ કરવા માટે દરેક માણસે શીયાળામાં એવા પાક અથવા બીજી પુષ્ટિકારક વસ્તુઓ ખાવીજ જોઇએ.

હીંદુસ્થાનની ચોગરદમ સમુદ્ર છે અને જ્યાં સમુદ્ર નથી ત્યાં મોટા પર્વતો છે. વિંધ્યાચળ પર્વતની નીચેનો ભાગ ઉષ્ણ કટિબંધમાં છે. વિંદયાચળની ઉપરનો ભાગ સમશિતોષ્ણ કટિબંધમાં છે. અરબસ્તાનના ગરમ પ્રવાહને અરબી સમુદ્રની શાંત લ્હેરો હિંદુસ્થાન સુધી પહોંચવા દેતી નથી તેમજ ચીન અને સાઇબીરીઆનાં ઠંડાં તોફાનો પાંચ માઇલ જેટલા ઉંચાં હિમાલય પર્વતથી ત્યાંજ અટકી જાય છે. ઘણું કરીને પૂર્વ દિશાનો પવન બંગાળના અખા-

તના ચોમાસાના પ્રવાહને ઘસડી લાવે છે અને તેથી અષાડથી આસો મહિના સુધી વરસાદ પડે છે. કાર્તકથી અષાડ મહિના સુધી પશ્ચીમ-દક્ષીણ દિશાનો પવન રહેવાથી તંદુરસ્તી વધે છે અને ફળફળાદિ પાકે છે.

જ્યોતિષશાસ્ત્રના નિયમ મુજબ દક્ષિણાયનમાં ચંદ્રમા પૃથ્વીને અમૃતનું દાન કરે છે અને ઉત્તરાયણમાં સૂર્ય પૃથ્વીપરનાં માણસો તેમજ વનસ્પતિઓના રસને ખેંચે છે. હીંદુસ્થાન ઉપર જણાવ્યા પ્રમાણે એક ગરમ દેશ છે તેથી ગ્રીષ્મ રૂતુમાં તેના ઉપર સૂર્યનાં સીધાં કિરણો પડે છે અને તેથી માણસનું બળ ઘટે છે. એથીજ ગ્રીષ્મરૂતુમાં માણસ નિરાંતે ખાઇ પણ શકતાં નથી એટલા માટે જ્યારે શરદ રૂતુમાં ચંદ્રમા અમૃત વરસાવે છે ત્યારે વનસ્પતિઓમાં નવો રસ પેદા થાય છે અને માણસોમાં પરાક્રમશકિત આવે છે. સાથે સાથે પાચનશકિત પણ વધે છે માટે તે વખતે સારામાં સારી પુષ્ટિકારક વસ્તુઓ ખાઇ ઉન્હાળામાં જે નુકશાન થયું હોય તે દુર કરી શરીરની વૃધ્ધિ કરી લેવી જોઇએ. બળ, સામર્થ્ય વધારવા માટે પાક વગેરે ખાવાનો રિવાજ આજ કારણસર ચાલે છે. શરીરની ક્ષીણતા થતી અટકાવવી અને વીર્ય-ધાતુનો સંગ્રહ ઘટવા ના દેવો એજ આરોગ્ય અને દીર્ઘાયુષ્ય ભોગવવાનો સારામાં સારો અને સાચો ઉપાય છે. આ સ્થળે કેટલાક પાકો કેમ બનાવવા તે જણાવીશું:—

૧. કસ્તુરી:—કસ્તુરી ૧ તોલો, શિલાજીત ૮ તોલા જાવંત્રા ૧ તોલો, અક્કલકરો ૧ તોલો, મોતી ૬ માસા, અંબર ૬ માસા, સુંઠ ૧ તો[illegible] કાળાં [illegible] લો

માણેક ૭ માસા, અકીક ૨ માસા, સંગેયશબ ૪ માસા, સફેદ યાકુત ૭ાા માસા, સોનાના વરખ નંગ ૫૦ અને ચાંદીના વરખ ૨ તોલા, એ બધી વસ્તુઓને સારી રીતે લસોટવી; પછી તે બધી વસ્તુઓના કુલ વજન કરતાં ચાર ગણુ મધ લેઇ તેમાં તે મેળવી દેવું અને દરરોજ ૪ રતી જેટલું દુધમાં નાખીને પીવું.

આ પાક અમીર ઉમરાવો માટે છે; બહુ ઉત્તમ છે. હૃદય, મગજ અને કરોડને ઘણો લાભ કરે છે. જો એક મહિનો આ કસ્તુરી પાક ખાવામાં આવે તો ચ્હેરો તેજસ્વી બને છે.

**૨–અડદના લાડુ**—એક શેર અડદનો લોટ ૦। શેર ઘીમાં ધીમી આંચથી શેકવો; પછી સવાશેર ગોળની ચાસણી કરી તેમાં એ લોટ નાખી દેવો અને બધાંને ખુબ ઘુમડવું. ગોળ અને લોટ બરાબર મળી જાય એટલે તેમાં ૦। શેર અસગંધ અને ૦। શેર સુંઠ ખાંડીને નાંખવાં અને ૦ાા શેર કાળા તલ નાખવા. પછી તેમાં સમાય તેટલું ઘી નાખી તેના ચાર ચાર તોલાના લાડુ બનાવવા અને દરરોજ સવારમાં એક લાડુ ખાવો. એથી વીર્ય અને શરીર બળ ઘણું વધે છે.

**૩–મદન મોદક**—સકાકુલમિશ્રી ૯ માસા, સફેદ બહમન ૧ તોલો, નાગોરી અસગંધ ૬ માસા, દક્ષિણી મુસળી ૧ તોલો, તાલમખાન ૯ માસા, કૌચનાં બી ૧ તોલો, સફેદ એલચી ૬ માસા, મોટી એલચી ૬ માસા, જાયફળ ૩ માસા, જાવંત્રી ૩ માસા, શતાવરી ૬ માસા, રૂમી મસ્તગી ૧ માસો, અંક્લકરો ૨ માસા, કાળા તલ (શેકીને) ૫ માસા, તજ ૩ માસા, ઘી ૫ તોલા, બદામની મીજ ૧૦ તોલા,

ચિરોંજીની મીંજ ૧ તે.લે. પિસ્તા ૨ તે.લા. ખારેક ૩ તોલા અને સાકર ૧ રતલ લેવાં. બધી ચીજોને ખાંડી તેને ઘીમાં ધીમી આંચે શેકવું અને જે ઓસડીઆં છે તેને ખાંડીને તૈયાર રાખવું. પછી સાકરની ચાસણી કરી તેમાં બધું નાખી દેવું અને લાડવા વાળવા. ચાલીશ દિવસ સવાર સાંજ બે બે તોલા જેટલું ખાઈ ઉપર ગરમ દુધ પીવાથી શરીરને ભારે પુષ્ટિ મળે છે અને વીર્યની ખુબ વૃદ્ધિ થાય છે.

૪–**વિદારી કંદ**–પીપર, સાઠી ચોખા, ચિરોંજી, તાલમખાના અને કૌચની છાલ એ દરેક વસ્તુ ૨ છટાંક લઈ તેમાં ૧૦ છટાંક મધ, ૧॥ શેર ખાંડ, તથા ૨॥ શેર ઘી નાખી પાક બનાવવો અને દરરોજ ૨ તોલા ખાવો આ પાક રતિવિલાસ ભોગવવાની શક્તિ વધારે છે.

૫–**મુસળી પાક**–૧ શેર સફેદ મુસળીને ખાંડી ૮ શેર દુધમાં રાંધવી. મુસળી પાકીને લોંદા જેવી થઈ જાય એટલે તેને ૧ શેર ઘીમાં શેકી માવા જેવું બનાવવું. પછી ચાર શેર ચીની સાકરની ચાસણી બનાવી તેમાં એ માવો નાખી દેવો. બાદ તેને ખાંડીને ભુકી બનાવવી અને તેમાં નીચલાં ઓસડીયાં દરેક ૧ તોલો લેઈ તેનું ચુર્ણ બનાવીને નાખવું:–સુંઠ, સફેદ મરી, પીપર, એલચી, તજ, તમાલપત્ર, હાઉબેર, વરીઆળી, શતાવરી, જીરૂં, અજમો, ચિત્રક, ગજપીંપળી, પીપરીમુળ, આમળાં, ગોખરૂ, ધાણા, અસગંધ, નાગરમોથ, હરડે, સમુદ્રશોષ, ખરેટી, કૌચાનાં બીજ, જેઠીમધ, સેમલનો ગુંદર, શીંગોડાં, કમળગટ્ટા, વંશલોચન, નેત્રવાળા, ચીનીકબાલા, અકકલકરો અને કપુર.

એ ઉપરાંત જો તેમાં ૧ તોલો ચંદ્રોદય મકરધ્વજ અને ૨ તોલા કૃષ્ણાભસ્મ નાખવામાં આવે તો તેનો ગુણ ઘણો વધે છે.

બદામ પીસ્તા તો ઠીક લાગે તેટલાં નાખી લેવાં.

આ પાકથી બદહજમી પ્રમેહ, બવાસીર, દમ. ખાંસી, ક્ષય, વીર્યનું પાતળાપણું, આંખોની કમજોરી, સ્વપ્નદોષ ઈત્યાદિ કમજોરીનાં સર્વ રોગોનો નાશ થાય છે.

૬–ગોખરૂ પાક–૧ શેર ગોખરૂ બારીક ખાંડી તેનો ખીમો કરી તેને ૧ શેર ઘીમાં શેકવો. એ માવાને ૨ શેર ખાંડની ચાસણીમાં નાખી દેવો અને તેમાં નીચલી દવાઓ પણ ખાંડી કપડાંથી છીણીને નાખવી.

દવાઓ–જાવંત્રી, લવીંગ, લોધ, મરી, ભીમસેની કપુર નાગરમોથ, સમુદ્ર શોષ ધતુરાનાં બી, અજવાયન, હળદર, આમળાં, પીપર, નાગકેસર, એલચી, પત્રજ, અફીણ અને કૌચનાં બી, દરેક ઓષધ ૧ તોલો લેવું પણ તે દરેકને છુટું છુટું ખાંડીને પછી બધું એકઠું કરવું.

આ ગોખરૂ પાક જે માણસોને પેશાબ થોડો થતો હોય અથવા પેશાબ થતાં બળતરા થતી હોય યા મીજાજ ગરમ રહેતો હોય તેમને માટે ઉત્તમ છે.

૭–પેઠા પાક–એક શેર પેઠાને છોલી તેની કાતરી કરી ચુનાના પાણીમાં ધોવી. પછી ચોખા પાણીમાં ધોઇ એ કાતરીઓમાં સોયાથી કાણાં પાડી તાજા ઘીમાં તળવી. બરાબર ચડી જાય એટલે તેને

સાકરની ચાસણીમાં નાંખી તેનો અવલેહ બનાવવો અને તેમાં કાળાં મરી, પીપર, સુંઠ, જીરૂં, તજ, પત્રજ તથા એલચી નાખવાં.

આ પેઠા પાક બાળ, યુવાન તેમજ વૃદ્ધ પુરૂષ તથા સ્ત્રી સઉ કોઇ ખાઇ શકે છે. એથી વાયુનાં તેમજ લોહી વિકારનાં દરદો, નબળાઇ, ક્ષીણતા, પ્યાસ, ખાંસી, બવાસીર, વાઈ, માથાનો દુખાવો, યોનીશુળ, તાવ, મંદાગ્નિ વગેરે રોગોનો નાશ થાય છે.

**૮–બદામ પાક**–બદામની મીજ ૨ાા શેર, તવાસીર ૧ તોલો, એલચી ૧ તોલો, મોતી ૩ માસા, સોનાના વરખ ૧ાા માસો, ચાંદીના વરખ ૨ાા માસા, અંબર ૩ માસા, કસ્તુરી ૩ માસા, ગાયનું ઘી ૪ શેર, સાકર ૬ શેર, એ પ્રમાણે લેઈ બદામને પહેલાં પલાળી તેનાં છોડાં ફોલી નાખી તેને લસોટી ઘીમાં શેકવી. સાકરની ચાસણી બનાવી બાકીની બધી વસ્તુનો ખલ કરી તેમાં બધું નાખી દેવું અને પછી થાળમાં ઢારી દેઈ તેનાં બે બે તોલાનાં ચોસલાં બનાવી રાખવાં અને દરરોજ એક ચોસલું ખાવું.

આ પાક ખાવામાં આવે તેટલો વખત ખટાશ ખાવી નહિ.

**૯–ભીલામા પાક**–૧ શેર ભીલામાં, ૧૬ શેર પાણીમાં રાતે પલાળવાં પછી તેનો અર્ક કહાડવો, જેટલો અર્ક નીકળે તેટલું ગાયનું દુધ નાખી તેને ધીમે ધીમે રાંધવું. જ્યારે દુધનો માવો થઇ જાય ત્યારે ખાંડનાં બુરાંની ચાસણી કરી એ માવો તેમાં નાખવો અને બરાશકૂર મેળવી તેને થાળમાં ઢારી દેવું. નીયમસર થોડો થોડો ખાવાથી શરીરમાં બહુ બળ આવે છે, પણ પાક ખાનારે

આ પાક દરરોજ ૨ થી ૪ તોલા જેટલો પ્રકૃતિને માફક આવે તેમ ખાવો.

આ પાક વીર્યની વૃદ્ધિ કરવામાં અદ્વિતીય ગુણકારક છે.

**૧૧-સોપારીનો મુરબ્બો**-ઉંચી જાતની ૧ શેર સોપારી તેને માટી અથવા ખડી ચાકના પાણીમાં ૨૧ દિવસ સુધી નાખી રાખવી. એકવીશ દીવસ પછી તે સોપારીને તેમાથી કહાડી લેઈ પાણીથી ધોઈ સાફ કરવી અને તેને ૧ શેર બીજોરાના રસની એક ભાવના દેવી. સોપારી સુકાઇ જાય ત્યારે તેને પાછી ૩ શેર લીંબુના રસમાં બે વખત ભાવના દેવી; બાદ થોરના ૧ તોલા દુધમાં ૧ શેર પાણી નાખી તેની ૧૧ ભાવના આપવી. એ પછી ફરીથી તને લીંબુના રસની ૩ ભાવના આપવી. આમ ભાવનાઓ દેવાથી સોપારી પલળીને ફુલી જશે. પછી એ સોપારીને કેવડાના અર્કમાં ધોઈ સાફ કરવી. બાદ કેવડાના રસમાં ૩ શેર સાકરની ચાસણી કરી તેમાં ૪ માસા કેસર દુધમાં ઘુંટીને નાખી દેવું અને સાથે સોપારી પણ નાખવી. વળી તેમાં ૪ તોલા એલચી અને ૫ રતી ભીમસેની કપુર વાટીને નાખવાં. આથી સોપારીનો મુરબ્બો તૈયાર થશે. એ મુરબ્બો ખાવામાં સ્વાદિષ્ટ હોવાથી મોજ પડે છે અને ગુણમાં પણ બહુ ઉત્તમ છે.

**૧૨-ગાજરપાક**-૧૦ શેર ગાજર તેને ખાખરાની રાખવાળા પાણીમાં ઉકાળવાં; પછી તેને છોલી તેમાંનાં મૂળીયાં કહાડી નાખી લાંબા લાંબા ટુકડા કરવા; એ ૧ શેર ટુકડાઓ ધીમા ધીમા

# અધ્યાય ૧૪ મો.



## ( પ્રમેહ ચિકિત્સા.)



પ્રમેહના દરદથી અધોવાયુ બગડી જાય છે અને તેથી એ દરદીઓને મંદાગ્નિ અને કબજીઆત રહ્યાંજ કરે છે. એ વાત ધ્યાનમાં રાખવા વગર કેટલાક વૈદ્ય ડાકટરો દરદીને તુરતજ વીર્ય વર્ધક તેમજ વીર્યપૌષ્ટિક દવા આપે છે પણ તેથી બહુ નુકશાન થાય છે. કારણ કે પૌષ્ટિક પદાર્થ હમેશાં ચીકાશવાળા હોવાથી પચવામાં ભારે હોય છે અને દરદીને તે જો પચે નહિ તો ઉલટાં બીજાં કેટલાંક દરદ થઇ આવે છે. એટલા માટે ખાસ સંભાળવાનું એ છે કે દરદીને કબ્જીઆત અજીર્ણ કે અરૂચિ થાય નહિ. બીજું સંભાળવાનું એ છે કે, કબ્જીઆત હોવા છતાં દરદીને સખ્ત જુલાબ આપવો નહિ: ધીમે ધીમે સત્વવાળો નરમ ખોરાક અને ઐાષધની મદદથી મળને નરમ બનાવીનેજ સાફ કરવો અને મળ જ્યારે બરાબર સાફ થઈ જાય ત્યારે વીર્યશોધકદવા આપવી.

**વીર્યશોધક દવાઓના** કેટલાક જણવા જોગ પ્રયોગ નીચે વર્ણવ્યા છેઃ—

૧—ત્રિફલા ( હરડે, બેડાં અને આમળાં ) ૧૮ માસા, હલ્દી ૬ માસા અને દારૂહળદર ૬ માસા, એ બધું ખાંડીને રાતે માટીના

વાસણમાં પલાળી ઝાકળમાં રાખવું. સહવારમા તેને ગાળી તેમાં ૨ તોલા મધ નાખીને પી જવું. જો કબજીઆત અને નબળાઇ જણાતી હોય તો તેમાં ૨ તોલા ચણાની એક પોટલી બાંધીને મુકી દેવી અને સવારે પહેલાં તે ચણા ચાવ્યા પછી તે પીવું. આ દવાથી સડેલું ગંધ મારતું અથવા ગાંઠા પડી ગયેલું વીર્ય શુધ્ધ નિર્મળ બને છે.

૨– દુધ, કસેરૂ, કરંજની છાલ, પાઠ અને નાગરમોથને ૦ા શેર પાણીમાં ઉકાળી તેમાં મધ નાખીને પીવું.

૩–ત્રિફળા, દેવદાર અને નાગરમોથ દરેક બે બે તોલા લેઈ તેનો ૦ા શેર પાણીમાં કાઢો કરીને પીવું.

૪–ગળોનો અર્ક કહાડી તેમાં સરખા ભાગે મધ નાખીને પીવાથી ગમે તેવો ભારી પ્રમેહ પણ મટી જાય છે.

૫—વડ, ઉમરો, પીપળો, શોનાક, અમલતાસ, પીતશાલ, અરજુન, મહુડા, જેઠીમધ, લોધ્ર, વરના, લીંબડો, પટોળપત્ર' મેઢાસીંગી, દન્તી, ચિત્રક અને અરહરની છાલ તથા કચકાં, ત્રિફળા, કુડા અને ભીલામા તથા આંબા અને જાંબુની ગોઠલી અને ખેરનું ફળ એ દરેક વસ્તુ સરખા ભાગે લેઈ તેને સારી રીતે ખાંડી કપડાંથી ચાળવું. આ ચુર્ણને ન્યગ્રોધાદિ ચુર્ણ કહે છે. દરરોજ છ માસા ચુર્ણ મધમાં ચાટવું અને તે ઉપર ત્રિફળાનો કાઢો પીવો. પીશાબ ગંદો આવતો હોય કે પ્રમેહ થયો હોય તો તેથી જલ્દી મટે છે.

૬–ચંદ્રપ્રભાવટી-વિડંગ, ચિત્રક, ત્રિકુટા, ત્રિફળા, દેવદાર, ચવ્ય, કરીઆતું, પીપરીમુળ, નાગરમોથ, કચુર, ધોડાવજ, સુવર્ણ માક્ષિક ભસ્મ, સીંધાલુણ, સંચળ, જવખાર, સાંજીખાર, હળદર, દારૂહળદર, ધાણા, ગજપીપર, અને અતીશ એ દરેક બે બે તોલા, શીલાજીત ૩૨ તોલા, શુધ્ધ ગુગળ ૨ તોલા, લોહ ૨ તોલા, ચીની સાકર ૧૬ તોલા તથા વંશલોચન, દન્તી, નિસોત, તજ અને એલચી એ દરેક ૪ તોલા, અને કજ્જલી ( પારો અને ગન્ધકને શુધ્ધ ખલ કરવાથી જે કાળો પદાર્થ બને છે તે ) અથવા તો રસન્દુર ૮ તોલા, એ સર્વ લસોટી તેની ગોળી ચાર ચાર રતિ જેવડી બનાવવી અને ઘી તથા મધમાં એકેક ગોળી ખાવી. એથી અગ્નિમાંદ્ય, બવાસીર, પ્રમેહ, વાયુરોગ તથા મુત્રકૃચ્છનાં દરદ નાબુદ થાય છે.

૭–એલાદી ચુર્ણ–એલચી, શિલાજીત, પીપર અને પાષાણભેદ એ બધી વસ્તુઓ સરખા ભાગે લેઇ તેનું ચુર્ણ બનાવવું અને તે ૭ માસા ચોખા પલાળીને તેના પાણીમાં ખાવાથી દરેક જાતના પ્રમેહ મટે છે.

૮–મુહમુદગર વટી–રસોત, કાળું મીઠું, દેવદાર, વેલગિરી, ગોખરૂ, દાડમની છાલ, કરીઆતુ, પીપળીમુળ, ત્રિફળા અને નિસોત એ સર્વ વસ્તુઓ એકેક તોલો, લોહભસ્મ ૧૧ તોલા અને ગુગળ ૮ તોલા એ સર્વેનો ઘીમાં ખલ કરી તેની બે આની ભાર જેવડી ગોળીઓ બનાવવી. એ ગોળી બકરીના દુધમાં અથવા

પાણી સાથે ખાવાથી મુત્રકૃચ્છ, મુત્રાઘાત તેમજ પથરીનું દરદ પણ મટી જાય છે.

૯–શીંગડાની ગર્ભ ૨ તોલા, પાશેર પાણીમાં ઉકાળવી અને છ ટાંક જેટલું પાણી રહે એટલે તેને ચુલા ઉપરથી ઉતારી તેમાં મધ નાખીને પીવાથી ગમે તેવો ભયંકર મધુપ્રમેહ પણ મટે છે.

૧૦–જહર મુહરા ખતાઈ, પ્રવાલ, ઇમ્મુલ અખમર્દન, મોચરસ, તવાશીર અને શકાકુલ દરેક ૧ તોલો; સફેદ મુસળી, કાળી મુસળી, બાદમન લાલ શતાવરી, ઇસબગોળ, બાવળનો ગુંદર અને સાલમમિશ્રી દરેક ૩ તોલા; બાવળની શીંગ ૧૦ તોલા અને સાકર ૪૦ તોલા એ બધું એકઠું કરી તેનું ચુર્ણ ૧ તોલો દરરોજ તાજા દુધ સાથે પીવું. આ ચુર્ણ સુજાક પ્રમેહ મટાડે છે.

૧૧–અડદનો લોટ ૧ તોલો, ગાજરનાં બી ૧ તોલો અને બંગભસ્મ ૬ માસા એ બધાંને મેળવી મધમાં તેનો ખલ કરવો. પછી તેની એક માસા જેવડી ગોળીઓ વાળી રાખવી તે ગરમ દુધ સાથે ખાવી.

૧૨–જાયફળ, અક્કલકરો, લવીંગ, સુંઠ, કેસર, કસ્તુરી, પીપર, કપુર, અને અભ્રક ભસ્મ, એ દરેક ચીજ ત્રણ ત્રણ માસા, સોનાના વરખ ૧ માસો અને ચાંદીના વરખ ૨ માસા લેઈ તેનો ખલ કરવો અને પછી તેનું જેટલું કુલે વજન થાય તેટલું અફીણ તેમાં નાખી ગુલાબજળથી તેની મગના દાણા જેવડી ગોળીઓ વાળવી. એકેક ગોળી સવાર સાંજ ખાવી. વીર્યનું શીઘ્રપતન કે સ્વપ્નદોષ થતો અટકાવવામાં આ ગોળી રામબાણ છે.

૧૩-અભ્રક ભસ્મ ૨ તોલા, લોહ ભસ્મ ૨ તોલા, ગોખરૂ ૪ તોલા અને શતાવરી ૪ તોલા, એ બધાનું ચુર્ણ બનાવી દરરોજ ૪ રતી દુધ સાથે ખાવાથી ચમત્કારિક ગુણ કરે છે.

૧૪-કાળા ધતુરાનાં બી ૪ તોલા, કરેલીનાં બી ૧૧ તોલા, વિદારીકંદ ૨ તોલા, સફેદ મુસળી ૨ તોલા, કાળી મુસળી ૨ તોલા, ખસખસ ૨ તોલા, અસગંધ ૨ તોલા, ખરેટીનાં બી ૨ તોલા, મખાના ૨ તોલા, તવાસીર ૨ તોલો, દાલચીની ૨ તોલા, એલચી ૨ તોલા, લવીંગ ૨ તોલા, સમુખસોબ ૨ તોલા, પીપર ૨ તોલા, જાયફળ ૨ તોલા, જાવંત્રી ૨ તોલા, કાયફળ ૨ તોલા, ખોરાસાની અજવાન ૨ તોલા, ગળોસત્વ ૨ તોલા, તાલમખાના ૨ તોલા, ધાણા ૨ તોલા, ગોખરૂ ૨ તોલા, તલ ૨ તોલા, શીંગોડાં ૨ તોલા અને કંકોલ ૨ તોલા, એ બધું લેઇ તેના કુલ વજનના ચોથા ભાગ જેટલું મોચરસ અને ચાર ગણી સેમ્હલની જડ તેમાં નાખવી અને બધું ખુબ પીસીને ૧૩ શેર દુધમાં પકાવી માવો બનાવવો એ માવામાં ૨૪ તોલા ઘી અને ૨૪ તોલા મધ તથા ૨૨ તોલા સાકર નાખવાં. બાદ દરરોજ દુધમાં ૨ તોલા ખાવું. આ દવાથી નામર્દી, સુસ્તી, ધાતુનું પાતળાપણું ઇત્યાદિ રોગનો નાશ થાય છે કેમકે તે બહુ પુષ્ટિકારક દવા છે.

૧૫-બહમન સફેદ ૧ તોલો, બહમનસુર્ખ ૧ તોલો, ઇસબગોળની ભુકી ૯ માસા, સાલમિશ્રી ૧ તોલો, બાવળનો ગુંદર ૧ તોલો અને આમલીના કચુકાની મીજ ૮ તોલા એ સર્વ વસ્તુને બારીક ખાંડી તે ચુર્ણ સરખા ભાગે ખાંડ લેઇ સવાર સાંજ ૭ ૭

માસા જેટલું ફાકવું અને ઉપર ગાયનું તાજી ધારનું દુધ પીવું–આથી વીર્યનો જલ્દી સ્રાવ થતો બંધ થાય છે. પથ્ય એટલું કે ખટાશ ખાવી નહિ.

૧૬–કુલીંજન, શતાવરી. તાલમખાના, કાળી મુસળી. ધોળી મુસળી, ગળોસત્વ, નાગોરી અસગંધ, ગુંદર, મોચરસ, સમુદ્રસોખ, રૂમી મસ્તગી, બહમન સફેદ, શકાકુલ, સાલંમિશ્રી અને સફેદ એલચી દાણા .એ બધી વસ્તુ એકેક તોલો લેઇ તેનું ચુર્ણ કરવું. પછી તેમાં તે ચુર્ણના કુલ વજન જેટલી સાકર તથા ૧॥ પાશેર મધ નાખી તેને પાકની માફક થાળીમાં ઠારી દેવું અને દરરોજ તેમાંથી સવારે તેમજ સાંજે ૭ માસા જેટલું ખાવું અને ઉપર ગાયનું તાજું ધાર વાળું દુધ પીવું. વીર્યસ્રાવ જલ્દી નહિ થવા માટે આ સિધ્ધ થએલો રામબાણ ઉપાય છે.

૧૭–ગળોસત્વ, શુધ્ધ શિલાજીત, તાલમખાના, એલચી દાણા, પાષાણભેદ, જેઠીમધ; વંશલોચન તથા બંગભસ્મ એ બધી વસ્તુ એકેક તોલો લેઈ તેનાં કુલ વજન જેટલી સાકર તેમાં નાખવી. એનું ચુર્ણ બનાવી તાજી ધારના ગાયના દુધ સાથે સવાર સાંજ ૭ ૭ માસા જેટલું ફાકવું તો બહુ ફાયદો થાય છે.

૧૮–અફીણ ૬ માસા, શીંગરફ ૧ તોલો, વડનું દુધ ૧ તોલો એ ત્રણેને મેળવીને ગોળી બનાવવી. ખારેકનો ઠળીઓ કહાડી નાખી તે ખારેકમાં એ ગોળી મુકી દેવી. પછી તેના ઉપર ચારે બાજુ લોટની કણક લગાડી દેવી. કડાઇમાં ભેંસનું એક શેર દુધ રાખી તેમાં ડુબી રહે તેવી રીતે અધરથી દોરડી જેવું કાંઇ બાંધી તે ગોળો

લટકતો દુધમાં ડુબતો રહે તેમ રાખી તેને પકાવવો. પછી તે ગોળાને પાશેર ગાયના ઘીમાં પકાવવો. પછી તે ગોળામાંની ખારેકમાં મુકેલી ગોળી કહાડી તેની પાનના રસમાં એકેક રતી જેવડી ગોળી બનાવવી અને તે ગોળી રોજ સુતી વખતે દુધ સાથે એકેક ખાવી.

નોંધ-શીંગરફને શુધ્ધ કરીને વાપરવો. ચાર કલાક બેંસના દુધમાં અને પછી ચાર કલાક લીંબુના રસમાં ઘુંટવાથી શીંગરફ શુધ્ધ થાય છે.

૧૯–ભાંગનાં બી, શુધ્ધ શીંગરફ, મીઠા તેલિયા, અક્કલકરો, ત્રિકુટા, કરીલના જડ, જાયફળ, સાલમિશ્રી અને જાવંત્રી દરેક વસ્તુ નવ નવ માસા લેઈ તેને કાચાં નારીયેળમાં મુકી ધીમા તાપે બેંસના ૪ શેર દુધમાં પકવવું. જ્યારે બધું એકાકાર થઇ જાય ત્યારે તેનાથી પાંચ ગણી ખાંડની ચાસણી નાખી તેનો પાક બનાવવો અને તે પાક દરરોજ ૪ તોલા દુધની સાથે ખાવો, જેથી વીર્યની ભારે પુષ્ટિ થાય છે અને બળની બહુ વૃધ્ધિ થાય છે.

૨૦–બારસીંગાની શીંગના નાના નાના ટુકડા કરી તેને ત્રણ દીવસ ઘીમાં બોળી રાખવા. પછી તેને દુધી (નાની)ના સોચામાં એક દીવસ દબાવી રાખવું. બાદ તેને બશેરેક અડાયાંના તાપમાં મુકવું. એ રીતે જે પદાર્થ તૈયાર થયો તેને થોરના દુધની તથા આકડાના દુધની ભાવનાઓ આપી ગજપુટમાં ફુંકવું એટલે તેની સફેદ ભસ્મ બનશે. એ ભસ્મ પાનમાં ૧ માસા જેટલી ખાવાથી પાચનશક્તિ અતિશય વધે છે અને મરદ બળવાન બનાવે છે. આ ભસ્મ ખાનારે દુધ પુષ્કળ પીવું.

# અધ્યાય ૧૭ મો.



## (ઉપદંશ ચિકિત્સા.)



આ ઉપદંશના રોગીઓને પહેલા સાત દિવસ મળ નરમ પડે તેવી દવા આપવી. તે પછીજ દરદને લગતી ખાવાની દવા શરૂ કરવી.

**મળ નરમ પાડવાની દવા**-ઉન્નાવ ૫ દાણા, શાહતરા ૫ માસા, કરીઆતું ૬ માસા, ગાયજવાં ૫ માસા, વરીઆળીની જડ ૯ માસા; મકોયખુશ્ક ૪ માસા અને કાશિનીની જડ ૯ માસા, એ બધું રાતે ૦॥ શેર પાણીમાં પલાળવાં. સવારે તેને ઉકાળીને અધું પાણી બળી જાય એટલે તેમાં બે તોલા ગુલકંદ નાખીને ગાળીને પી જવું.

૨-ગાવજવાં ૬ માસા, મુનકકા ૯ દાણા, ગુલાબનાં ફુલ ૫ માસા, મુલહઠી ૫ માસા, વરીઆળીની જડ ૯ માસા, અફતીમુન ૯ માસા અને વેદ અંજીરની જડની છાલ ૯ માસા, દોઢ રતલ સ. પાણીમાં રાત્રે પલાળવાં. સવારે તેને ઉકાળી અધું પાણી બળી પાચજવા દેવું. પછી તેમાં બે તોલા ગુલકંદ નાખી મસળી નાખીને આ ગાળીને પી જવું. ખાવામાં માત્ર મગની દાળની ખીચડી ખાવી . રીતે સાત દિવસ પીધા પછી સફેદ કાથો, શુધ્ધ જમાલ ગોટા

૨ માસા અને કાલા દાના એ બન્નેનો ખુબ ખલ કરી તેની વટાણા જેવડી ગોળીઓ બનાવવી અને પાંચ સાત ગોળી ઠંડા પાણીમાં ખાવી. જેમ ખલ વધારે થાય તેમ દસ્ત સાફ આવે છે માટે સારી રીતે ખલ કરવો.

એ પ્રમાણે ગોળી ખાધા પછી એક દસ્ત થઇ જાય ત્યાર પછી જો ગરમી જણાય તો એક લોટી ખંડનો શરબત પીવો અને જો દસ્ત બરાબર ના આવ્યો હોય તો કાકરનું પાણી પીવું. અને આરજવાં ૧ તોલો રાતે પલાળી સહવારે ગાળી તેમાં સાકર મેળવીને પીવું.

આવી રીતે ત્રણ ચાર જુલાબ આપ્યા પછી દરદ ઉપરની ખાવાની દવા શરૂ કરવી.

## ખાવાની દવાઓ.

૧—લવીંગ, રસકપુર, કાળાં મરી, અજમો અને ખુરાસાની અજમો, એ દરેક ૨ માસા લેવુ, લવીંગ અને રસકપુરને લોખંડની કડાઇમાં દશ તોલા બકરીના દુધમાં ઘુંટવાં. જ્યારે બાસુદી જેવું રહે ત્યારે બીજી ચીજો લસોટી ચાળીને તેમાં નાખી દેવું અને સારી રીતે ઘુંટીને બરાબર મેળવી તેની બે બે માસા જેવડી ગોળીઓ બનાવવી. પાંચ દીવસ દરરોજ સવારે એક ગોળી ગાયના દુધના દહીંમાં ખાવી. જો મ્હોડું આવી જાય તો લાળ ટપકવા દેવી. ખુબ લાળ નીકળી જાય ત્યાર પછી કચનાલ ચમેલી અને ઝડબેરીની છાલના કોગળા કરવાથી આરામ થઇ જશે.

પથ્ય—માત્ર દુધ ભાત ખાવાં.

૨-રસકપુર ૪ માસા, ફુલ કેંદનાની જડની છાલ ૪ માસા, લવીંગ ૮૦, કાળા મરી ૮૦ અને પાન ૨૫ એ સર્વને લોખંડની કડાઇમાં લોખંડના દસ્તાથી ૯ કલાક ઘુંટવું. પછી તેની સાત પડીકી બનાવવી અને રોજ ૧ પડીકી દાળમાં ખાવી. જો પિત્ત વધારે હોય તો મલાઇમાં ખાવી. જો મ્હોડું આવે તો લાળ ટપકવા દેવી. લાળ પુષ્કળ પડી રહ્યા પછી ચમેલી અને કચનાલની છાલ ઉકાળીને તે પાણીના કોગળા કરવા. એક બે દસ્ત થાય તો પણ લાભ છે.

પથ્ય-માત્ર દુધ ભાત ખાવાં. ખટાશ, કાચી મીઠાઈ કે કે વાયડી ચીજ ખાવી નહિ.

૩-હીમજી હરડે ૨ તોલા અને મોરથુથુ ૬ માસા લેઇ લોખંડની કડાઇમાં લોખંડના દસ્તાથી ખુબ લસોટવું. બહુજ બારીક થઇ જાય ત્યારે તેમાં કાગદી લીંબુનો રસ એટલો નાખવો કે ચુર્ણ ડુબી જાય. ઓછામાં ઓછું ચોવીશ કલાક તેને ખુબ ઘુંટવું. છેવટે જ્યારે તેનો રંગ કાળો શાહી જેવો થઇ જાય અને કોરૂં પડી જાય ત્યારે તેની બે બે માસાની ગોળીઓ બનાવવી. ત્રણ દિવસ સુધી એકેક ગોળી સવારમાં ગળી જવી અને ઉપર પાશેર દહીં પીવું. વળી એજ ગોળી લીંબુના રસમાં ઘસીને ફોલ્લી ઉપર લગાડવું. આથી ત્રણજ દીવસમાં આરામ થશે.

પથ્ય-ઘઉંના લોટને ઘીનું સારી રીતે મોણુ દેઈ તેની રોટલી બનાવીને ખાવી. ઘી વધારે ખાવું.

સુચના-ઝાડા કે ઉલટી થાય તેથી ગભરાવું નહિ.

૪—એલચી ૬ માસા, લવીંગ ૬ માસા અને રસકપુર ૧૨ માસા એ ત્રણેનો ખલ કરી ચણા જેવડી ગોળીઓ બનાવવી. દરરોજ એક ગોળી ખાવાથી એક મહિનામાં આરામ થાય છે.

૫—એલચી ૬ માસા, રસકપુર ૬ માસા, અને ૧૦-પાન એ ત્રણેનો ખલ કરી નવ ગોળી બનાવવી અને દરરોજ એક ગોળી મલાઈ સાથે ખાવી. આથી લાળ ટપકશે અને આરામ થઈ જશે.

પથ્ય—દુધ ભાત ખાવાં.

૬—રસકપુર, ગેરૂ, કાથો અને એલચી દરેક ૭ ૭ માસા તથા ૧૨ પાન એ બધાંનો ખલ કરી ૭ ૭ માસાની ગોળી બનાવવી. દરરોજ એક ગોળી પાણી સાથે ગળી જવી.

પથ્ય—દુધ ભાત ખાવાં.

૭—લવીંગ, પીપર, જીરૂં અને રસકપુર દરેક ૭ ૭ માસા અને ૧ પાન તથા ૧ તોલો મધ એ બધાંનો ખલ કરી બે બે માસાની ગોળીઓ બનાવવી. દરરોજ એક ગોળી પાણી સાથે ગળી જવી.

પથ્ય—ચણાનું સતુ અને ઘી ખાવું.

૮—પારો ૪ માસા, જુનો ગોળ ૬ માસા, કાશ્નિલ ૬ માસા અને પાપડીઓ કાથો ૬ માસા, લસોટી કપડાંથી ચાળી નાખવું. પછી તેને લોખંડની કડાઇમાં નાખી થોડું થોડું પાણી નાખતા જવું અને લીંબડાના લાકડાથી ઘુંટવું. જ્યારે કાળું થાઈ જેવું

થઇ જાય ત્યારે તેમાં એક તોલો ચણાનો લોટ નાખી ત્રણ ત્રણ મ.સા જેવડી ગોળીઓ બનાવવી. દરરોજ એક ગોળી ખાવી.

પથ્ય—ચણાની રોટલી અને ઘી ખાવું.

૯—મુરદાસીંગ ૩ માસા, જુનો ગોળ ૬ માસા અને ઘઉંનો મેંદો ૧ તોલો મેળવી સાત ગોળી બનાવવી. દરરોજ એક ગોળી ખાવી.

પથ્ય ભાત ખાંડ સાથે ખાવો.

૧૦—પાપડીયો કાથો ૬ માસા, ખુરાસાની અજમો ૬ માસા અને વાવડીંગ ૬ માસા તથા જુના મકાનની ઇંટની પોપડી ૧ તોલો તથા જુનો ગોળ ૬ાા તોલા એ બધું મેળવી તેની ૧૪ ગોળી બનાવવી. દરરોજ ૧ ગોળી ખાવી.

પથ્ય—સાઠી ચોખા ખાવા.

૧૧—શિલાજીત, કાળાં મરી, મોટી હરડ, આમળાં, પારો, રસકપુર, સફેદ ચોટલી, બનફસા અને સફેદ કાથો એ દરેક ૪ માસા લેઇ ખુબ બારીક લસોટી ગુલાબના તેલવડે ચણા જેવડી ગોળીઓ વાળવી. દરરોજ કેરીના જુનાં અથાણામાં લપેટી સવાર સાંજ એકેક ગોળી ખાવી.

પથ્ય—મસુરની દાળ ખાવી, લાલ મરચાં ખાવાં નહિ.

૧૨—રસકપુર ૧ તોલો, કાળાં મરી ૨૧, લવીંગ ફુલ વાળાં ૭ અને વંશલોચન ૧ રતી એ બધાંને બારીક વાટી દહીમાં ઘુંટી તેની ત્રણ ગોળી બનાવવી. દાંતને અડકે નહિ એવી રીતે દરરોજ એક ગોળી ગળીને એક તોલો દહીં ખાવું.

પથ્ય—ઘઉંની રોટલી અને ઘી ખાવું. મીઠું ખાવું નહિ.

૧૩—પારો ૨ તોલા, જેઠીમધ ૨ તોલા, અને જુનો ગોળ ૨ તોલા લેઈ પહેલાં જેઠીમધને ખાંડી પારાને ગોળ તથા પ.રા સાથે મેળવી દેવું. પછી તેનો સાત દિવસ સુધી ખલ કરવો. બાદ ચણા જેવડી ગોળી બનાવી સવાર સાંજ એકેક ગોળી ખાવી.

પથ્ય—દુધ ભાત ખાવું.

૧૪—અક્કલકરો, અજમો અને ખુરાસાની અજમો એ દરેક બે બે માસા લઈ તેને વાટી જુના ગોળમાં તેની ચણી બોર જેવડી ગોળીઓ બનાવવી. દરરોજ સવારે એક ગોળી ખાવી.

૧૫—ચારે જાતના અજમા ચાર ચાર તોલા, જુનો ગોળ ૨ તોલા, પારો ૬ માસા અને બીલામાં ૩ નંગ, એ બધાને બારીક વાટી તેનો લોખંડની કડાઈમાં લોખંડના દસ્તાથી ૮૬ કલાક ખલ કરવો. જ્યારે સુરમા જેવું બની જાય ત્યારે, આદુના રસમાં તેની ચણા જેવડી ગોળીઓ વાળવી. દરરોજ સવારમાં એક ગોળી દહીંની મલાઈમાં લપેટીને ખાવી.

પથ્ય—અગીઆર દિવસ સુધી એકજ વસ્તુ ખાવી. તેમાં ખટાશ તેમજ બાદી કરે એવી વસ્તુ ખાવી નહિ તેમજ મીઠાઈ પણ ખાવી નહિ.

૧૬—અજમો, ખુરાસાની અજમો અને અજમોદ તથા જુનો ગોળ એ દરેક બે બે તોલા લેઈ તેને વિસખપરના રસમાં

થઇ જાય ત્યારે તેમાં એક તોલો ચણાનો લોટ નાખી ત્રણ ત્રણ મ.સા જેવડી ગોળીઓ બનાવવી. દરરોજ એક ગોળી ખાવી.

પથ્ય—ચણાની રોટલી અને ઘી ખાવું.

૯—મુરદાસીંગ ૩ માસા, જુનો ગોળ ૬ માસા અને ઘઉંનો મેંદો ૧ તોલો મેળવી સાત ગોળી બનાવવી. દરરોજ એક ગોળી ખાવી.

પથ્ય ભાત ખાંડ સાથે ખાવો.

૧૦—પાપડીયો કાથો ૬ માસા. ખુરાસાની અજમો ૬ માસા અને વાવડીંગ ૬ માસા તથા જુના મકાનની ઇંટની પોપડી ૧ તોલો તથા જુનો ગોળ ૬ા તોલા એ બધું મેળવી તેની ૧૪ ગોળી બનાવવી. દરરોજ ૧ ગોળી ખાવી.

પથ્ય—સાઠી ચોખા ખાવા.

૧૧—શિલાજીત, કાળાં મરી, મોટી હરડ, આમળાં, પારો, રસકપુર, સફેદ ચૌટલી, બનફસા અને સફેદ કાથો એ દરેક ૪ માસા લેઇ ખુબ બારીક લસોટી ગુલાબના તેલવડે ચણા જેવડી ગોળીઓ વાળવી. દરરોજ કેરીના જુનાં અથાણામાં લ[illegible] સાંજ એકેક ગોળી ખાવી.

પથ્ય—મસુરની દાળ ખાવી. લાલ મરચાં ખા[illegible]

૧૨—રસકપુર ૧ તોલો, કાળાં મરી ૨૧ [illegible] ૭ અને વંશલોચન ૧ રતી એ બધાંને બારીક [illegible] તેની ત્રણ ગોળી બનાવવી. દાંતને અડકે નહિ [illegible] એક ગોળી ગળને એક તોલો દહીં ખાવું.

પથ્ય—ઘઉંની રોટલી અને ઘી ખાવું. મીઠું ખાવું નહિ.

૧૩—પારો ૨ તોલા, જેઠીમધ ૨ તોલા, અને જુનો ગોળ ૨ તોલા લેઇ પહેલાં જેઠીમધને ખાંડી ચાળીને ગોળ તથા પારા સાથે મેળવી દેવું. પછી તેનો સાત દિવસ સુધી ખલ કરવો. બાદ ચણા જેવડી ગોળી બનાવી સવાર સાંજ એકેક ગોળી ખાવી.

પથ્ય—હમેશાં ન્હાવું.

૧૪—અકકલકરો, અજમો અને ખુરાસાની અજમો એ દરેક બે બે માસા લઇ તેને વાટી જુના ગોળમાં તેની ચણી બોર જેવડી ગોળીઓ બનાવવી. દરરોજ સવારે એક ગોળી ખાવી.

૧૫—ચારે જાતના અજમા ચાર ચાર તોલા, જુનો ગોળ ૨ તોલા, પારો ૬ માસા અને ભીલામાં ૩ નંગ, એ બધાંને બારીક વાટી તેનો લોખંડની કઢાઇમાં લોખંડના દસ્તાથી ૩૬ કલાક ખલ કરવો. જ્યારે સુરમા જેવું બની જાય ત્યારે, આદુના રસમાં તેની ચણા જેવડી ગોળીઓ વાળવી. દરરોજ સવારમાં એક ગોળી દહીંની મલાઇમાં લપેટીને ખાવી.

પથ્ય—અગીઆર દિવસ સુધી એકજ વસ્તુ ખાવી. તેમાં ખટાશ તેમજ બાદી કરે એવી વસ્તુ ખાવી નહિ તેમજ મીઠાઇ પણ ખાવી નહિ.

૧૬—અજમો, ખુરાસાની અજમો અને અજમોદ તથા જુનો ગોળ એ દરેક બે બે તોલા લેઈ તેને વિસખપરના રસમાં

ઘુંટી સાત ગોળી બનાવવી. સવારમાં દરરોજ એક ગોળી દાંતને અડકે નહિ તેવી રીતે ખાઇ જવી.

પથ્ય–ઘઉંની રોટલી ખાવી અને મીઠું ખાવું નહિ.

૧૭–અકકલકરો, કાળાં મરી તથા રસકપુર દરેક ૭ ૭ માસા લેઈ તેની ૭ પડીકી બનાવવી. દરરોજ એક પડીકી ફાકવી.

પથ્ય–ચણાની રોટલી અને ગાયનું ઘી ખાવું.

૧૮–મુરદાશીંગ, કાળાં મરી અને હળદર એ દરેક ૭ ૭ માસા લેઇ ૧૪ પડીકી બનાવવી. દરરોજ સવારે તથા સાંજે એકેક પડીકી ખાવી.

પથ્ય–ચણાની રોટલી અને પાણીઉતાર ભાત ખાંડ સાથે ખાવાં.

૧૯–અજમો, ખુરાસાની અજમો, તથા અજમોદ દરેક બે બે તોલા, ત્રણે જાતની મુસળી એકેક તોલો, કાળા તલ ૧ તોલો, અકકલકરો ૯ માસા, પારો ૬ માસા, ભીલામાં ૨ નંગ, જુનો ગોળ ૨ તોલા અને શુધ્ધ જમાલ ગોટા ૧, એ બધાંને ખુબ લસોટી તેની ચણી બોર જેવડી ગોળીઓ બનાવવી. દરરોજ સવારમાં એક ગોળી દહીંમાં લપેટીને ખાવી.

૨૦–કાળાં મરી, લવીંગ અને રસકપુર એ દરેક ત્રણ ત્રણ માસા લેઈ વાટી તેની ત્રણ પડીકી બનાવવી. દરરોજ એક પડીકી બકરીના દુધમાં ખાવી.

૨૧—લવીંગ, મરી અને રસકપુર એ દરેક સાત સાત માસા લેઈ ૨૧ પાનમાં તેનો ખલ કરી તેની ગોળી બનાવવી. દરરોજ ૧ ગોળી ૬ માસા દહીંમાં લપેટીને ખાવી. એથી મોઢું આવશે.

પથ્ય—દુધ ભાત ખાવાં.

૨૨—એલચી, લવીંગ, મરી તથા રસકપુર દરેક ૭ ૭ માસા લેઇ પાણી સાથે ખુબ ખલ કરો. એની ચણા જેવડી ગોળીઓ વાળી, ૨૧ દિવસ સુધી ખાવી. આ ગોળીથી મોઢું આવતું નથી. જુના ઉપદંશ ઉપર આ ગોળી ઘણો ફાયદો કરે છે.

૨૩—રસકપુર ૬ માસા, એલચી ૫ દાણા અને લવીંગ ૨ નંગ એનો પાણીમાં ખલ કરી તેની ૧૨ ગોળી બનાવવી અને દરરોજ સવાર સાંજ એકેક ગોળી મલાઇ સાથે ખાવી. એથી ઉપદંશ અવશ્ય મટે છે. આ દવા અજમાવેલી છે.

પથ્ય—ગોળો ભાત ખાવો.

૨૪-રસકપુર, લવીંગ અને કાળાં મરી દરેક ૭ ૭ માસા લેઇ તેનો ૨૧ પાન સાથે ખલ કરી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. દરરોજ સવાર સાંજ એકેક ગોળી ખાવી. આ ગોળી પણ અજમાવેલી છે. તેનાથી ઉપદંશ જરૂર મટે.

પથ્ય—ચણાની રોટલી ખાવી.

૨૫—તુલશીનાં પાન ૩૩ માસા, મોટી હરડેની છાલ ૩૩ માસા, 'શેકેલું મોરથુથુ' ૧૩ માસા અને કસ્તુરી ૧ રતી એ

શેર પાણીમાં પલાળી સવારે પાણી નીતારી લેઈ તે પાણી પાવું. એ પ્રમાણે ૪૦ દિવસમાં ૪૦ તોલા અમલતાસનું પાણી પાવું. આ પ્રયોગથી ઉપદંશનો તમામ વિકાર નાબુદ થઇ શરીરે શુધ્ધ થઇ જાય છે.

પથ્ય—અમલતાસના પાણીનો પ્રયોગ શરૂ થાય ત્યારથી દરરોજ ઘઉંની રોટલી અને મગની દાળ તથા ૦॥ શેર ઘી ખાવું.

૩૧—ભાંગરો ૪ માસા અને કાળાં મરી ૧ માસો ઘુંટી ચાળી ૪૦ દિવસ પીવાથી ખરાબ આતશકનું દરદ પણ મટે છે.

પથ્ય—મીઠું ખાવું નહિ.

૩૨—કાળાં મરીના ૨ દાણા, ૨૧ લવીંગ અને ૬ માસા રસકપુર બંગલા પાનમાં ઘુંટીને ચણા જેવડી ગોળીઓ બનાવવી. દરરોજ ૧ ગોળી ખાવી. જો મ્હોડું આવે તો શહતુતનાં પાન અને મુરદાસંગના કોગળા કરવા.

પથ્ય—દુધ ભાત ખાવાં.

૩૩—મુરદાસીંગ ૧ તોલો, શુધ્ધ જમાલગોટા ૧૧ અને જુનો ગોળ ૩ તોલા લેઇ મુરદાસીંગને બહુજ બારીક ખાંડી તેમા જમાલગોટા નાખીને ખુબ ઘુંટવું. પછી તેમાં ગોળ નાખીને કુટવું. જ્યારે બધું ભળી જઇને એકાકાર થઈ જાય ત્યારે ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. દરરોજ ૧ ગોળી ઠંડા પાણી સાથે ત્રણ, ૭ અથવા નવ દિવસ સુધી જરૂર પ્રમાણે ખાવી. ગોળી

ખાધા પુછી પણ ઉપર ટંડું પાણી પીવું. આ ગોળીથી દસ્ત થાય છે. અને ઘા ત્રણ દિવસમાં સુકાઈ જાય છે.

પથ્ય—અપોરે ઘી નાખીને ખીચડી ખાવી.

૩૪–પારા અને ગંધકની કજલી કરી એ કજલીમાં સરખા વજને શુધ્ધ જમાલગોટા મેળવીને ખુબ ઘુંટવું જેમ વધારે ઘુંટાય તેમ સારૂં, કારણ ઓછું ઘુંટવાથી ઉલટી વધારે થાય છે અને વધુ ઘુંટવાથી ઉલટી ઓછી થાય છે. પછી તેમાં સંગવસરી જેટલો પારો લીધો હોય તેટલી મેળવીને પાછું ઘુંટવું, બાદ માટીના કોરા પ્યાલામાં તેનો લેપ કરવો અને ખલ ધોઇને તે ધોએલું પાણી તેમાં નાખવું. પાણી દવા ઉપર બે આંગળ જેટલું રહેવું જોઇએ. પછી તેને દેવતા ઉપર મુકવું અને જ્યારે પાણી સુકાઇ જઇ દવા સ્હેજ નરમ રહે ત્યારે ઉતારી છાંયડામાં મુકવું અને તદન સુકાઈ જાય ત્યારે તે લેઇ લેવું. પછી આ દવા ૪ રતી મ્હોડામાં નાખી દુધ સાથે ખાઇ જવાથી દસ્ત થાય છે. કદાચ ઉલટી થાય તો પણ કાંઈ હરકત નથી. આ જુલાબથી આતશક અને બલગમને ઘણો ફાયદો થાય છે.

પથ્ય—આ જુલાબ લીધો હોય તે દીવસે સાકર વિના દુધ ભાત ખાવાં.

૩૫ લીંબડાની છાલ, કચનાલની છાલ, દ્સકેંદુવાની જડ, બાવળની શીંગ, નાની કટાઇની જડ (પાદડાં સાથે) અને જુનો ગોળ, એ દરેક વસ્તુ પાશેર પાંશેર લઈ છશેર પાણીમાં ઉકાળવી. જ્યારે

દોઢ શેર પાણી રહે ત્યારે તેને ગાળીને શીશીમાં ભરી લેવું. આ કાઢો દરરોજ ૦। શેર પીવો.

આ કાઢો બનાવવાની બીજી રીત એ છે કે, ઉપલી દવાઓ અને વીશેષમાં ૦॥ શેર ચણીબોરનો માવો નાખી રાતે આઠ શેર પાણીમાં પલાળી રાખવું. પછી સવારમાં જેમ અર્ક ક્હાડે છે છે તેમ ૪ શેર અર્ક ક્હાડી લેવો અને તે અર્ક-કાઢો ૪ થી ૮ તોલા જેટલો દરરોજ સવારે પીવો આતશક અને ખુજલી મટે છે.

પથ્ય-ઘી અને ખીચડી ખાવાં.

૩૬-દરિયાતુ, શહતરા અને સનાય એ દરેક સાત સાત માસા તથા ચારે હરડ ફલફૂંદુવાની જડ અને કચનાલની છાલ એ દરેક ત્રણ ત્રણ માસા અને ઉન્નાવના ૧૧ દાણા એ બધું રાતે દોઢ શેર ગરમ પાણીમાં પલાળી સવારે તેને ઉકાળવું અને અધું પાણી રહે ત્યારે ગાળીને પી જવું. આ કાઢાથી આતશક અને ખુજલી ૭ થી ૧૪ દીવસની અંદર મટે છે.

૩૭-પારાની ગોળી (મ્હોડું નહિ આવે અને દસ્ત આવે તેવી.)—સોમળ ૧ માસો તથા મસ્તગી અકકલકરો અને પારો દરેક નવ નવ માસા. પંદર લીંબુના રસમાં ખલ કરી તેની મઠ જેવડી ગોળીઓ વાળવી. દરરોજ સવારમાં ૫ ગોળી અને સાંજે ૪ ગોળી ઠંડા પાણી સાથે દાંતને ગોળી અડકવા પામે નહિ તેવી રીતે સાત દીવસ ગળવી. આ ગોળાથી જે માણસોના આતશકને લીધે વાળ ખરવા માંડયા હોય, હાથ પગ રહી ગયા હોય તેમજ ઇન્દ્રિ અને જીભમાં ઘા પડયો હોય તેમને પણ આરામ થએલો છે.

પથ્ય–જાડા દળેલા ઘઉંની રોટલી, ઘી અને ખાંડના બુરાં સાથે ખાવી. ઘી વધારે ખવાય તેમ સારું. મગની દાળ ખાવી નહિ કારણકે તેથી મ્હોડું આવી જાય છે. ખટાશ અને બાદીકારક ચીજ બીલકુલ ખાવી નહિ.

૩૮–સોમલની ગોળી (મ્હોડું નહિ આવે તેવી)–સોમલ ૩ માસા, પાનમાં ખાવાનો સુકો ચુનો ૩ માસા, શેકેલો તુનિયા સબ્જ ૨॥ માસા અને પાકા પાન ૨૫ એ બધાંને લીલી કેરીના ૦॥ શેર રસમાં ખલ કરી મગ જેવડી ગોળીઓ વાળવી. દરરોજ ૧ ગોળી કેરી અથવા કેરીના અથાણામાં મુકી ખાવી. જરૂર પ્રમાણે ૩ થી ૭ દીવસ સુધી ખાવી. દર્દી બળવાન માણસ હોય તો દરરોજ બે કે ત્રણ ગોળી પણ ખાઈ શકાય.

પથ્ય–ઘી વધારે ખાવું.

૩૯–અજમો, ખુરાસાની અજમો અને અંગવ અજમો દરેક ત્રણ ત્રણ માસા લેઇ તેને ૭ કલાક ઘુંટવું. બાદ તેમાં ૩ માસા પારો નાખી ૪૨ કલાક ખલ કરવો પછી તેમાં એક પીળી કેડીની ભસ્મ નાખવી અને પછી એ બધાના કુલ વજનથી ત્રણ ગણો ગોળ મેળવીને બોર જેવડી ગોળી વાળવી. દરરોજ, સવારે ૧ ગોળી દહીંમાં લપેટીને દાંતને અડકે નહિ તેવી રીતે ગળી જવી. ગોળી ખાધા પછી દોઢ કલાકે તેલમાં બનાવેલા કેરીના અથાણાની એક ચીરી ખાવી. એ રીતે પાંચથી સાત દીવસ ગોળી ખાવી. એથી મ્હોડું આવી લાળ સાથે બધો વિકાર નીકળી જશે.

પથ્ય-અડદની રોટલી તેલથી ચોપડીને ખાવી અને અડદની દાળ, મરચાં મસાલો નાખીને ખાવી. સાથે કેરીનું અથાણું પણ ખાવું. મ્હોડું સખ્ત આવી જાય અને રોટલી ખાઇ શકાતી ના હોય તો તેલ મરચાં તથા મસાલો ખાવો બંધ કરી ઘઉંના દાણા બાફીને ખાવા અને ચમેલીના પાનાં તથા કચનારની છાલના કોગળાં કરવા

૪૦-એલચી, રસકપુર, અને લવીંગ દરેક ૩ માસા તથા કાળાં મરી ૧ માસો અને ચીની સાકર ૧૧ માસા લઈ તેને બારીક ખાંડી કપડછાણ કરી રાખવું. દરરોજ તેમાંથી ૩ માસા એટલું ખાવું અને તેના ઉપર તેલમાં બનાવેલા કેરીના અથાણાની એક ચીરી ખાવી. આથી સાત દીવસમાં દરદ મટે છે.

પથ્ય-ઘઉંની રોટલી અને મગની દાળ ૦॥ શેર ઘી સાથે ખાવી.

૪૧-લવીંગ, કાળાં મરી, કાથો ચાકિયો ટંકણખાર, આસગંધ અને રસકપુર એ દરેક ૩ માસા લેઈ તેને પાણીમાં ખુબ ઘુંટવું. પછી ચણાબોર જેવડી ગોળીઓ વાળી દરરોજ ૧ ગોળી દહીંમાં લપેટીને સવારમાં નવ દિવસ સુધી ખાવી. આ ગોળીથી મ્હોડું આવતું નથી.

૪૨-સગજલપહુદ નામના પથરનો એક કુકડો ખાવા ચીંબુની ફાડ વચ્ચે મુકી તેને ચીકણી માટીમાં ભીંજવેલા કપડાથી વીંટી સુકાવા દેવું. બાદ તેને બોરડ કોલસાની ભઠીમાં મુકવું. જ્યારે

૪૫–ચોબચીની એક તોલો, ઉશ્બા મગરબી ૧ તોલો, વિસ્કાયજ ૩ માસા, સોનામુખી ૯ માસા, સુરંજાન મીઠા ૬ માસા તથા નિસોત ૯ માસા એ સર્વની સાકરમાં માજુન બનાવીને ખાવી.

૪૬–પારો અને ગંધક આંવલાસાર એકેક માસો લેઈ તેનો ખુબ ખલ કરવો (પાણી વગરજ) પછી તેમાં ૦॥ માસો ગેરૂ અને ૩ માસા શુદ્ધ જમાલગોટા નાખી બધાંનો પાણીમાં ખલ કરવો. એની ટીકડીઓ બનાવી માટીના કોરા વાસણમાં મુકી ઉપર એ ટીકડીઓ સારી રીતે ડુબી જાય તેટલું પાણી ભરી તેને ધીમા તાપ ઉપર મુકવું જ્યારે પાણી બળી જાય ત્યારે દવા કહાડી લેવી. દરરોજ એ દવા ૩ રતી ૧ શેર દુધ સાથે ખાવી.

૪૭ પારો, ગંધક, આંવલાસાર એ દરેક ત્રણ ત્રણ માસા, ટંકણખાર, કાળાં મરી, સુંઠ અને ચીતા એ દરેક ૭ ૭ માસા અને શુધ્ધ જમાલ ગોટા ૩૦ માસા લેઈ પહેલાં તો પારા અને ગંધકનો સુકો ખલ કરવો અને પછી તેમાં બધી દવા નાખી ૩ કલાક પાણીમાં ખલ કરવો. તે દરરોજ સાકરના શરબતમાં ૧ થી ૨ રતી જેટલું ખાવું.

૪૮–શુદ્ધ જમાલગોટા ૯ માસા અને આમળાં ૭ તોલા લેઈ લીબુના રસમાં તેનો ત્રણ કલાક ખલ કરવો. બાદ ચણા જેવડી ગોળીઓ વાળી ૧ થી ૩ કોડી જેટલું ખાવું અને જેટલો લોટ તેથી અર્ધો ભાગ હીમજી હરડે અને જમાલગોટા પણ તેટલાંજ નાખી લીબુના રસમાં તેનો ખલ કરી બંદુકની ગોળી

જેવડી ગોળીઓ વાળી દરરોજ એક ગોળી ખાવી.

૪૯-ગંધક, પારો, ટંકણખાર, કાળાં મરી, શુધ્ધ જમાલગોટા અને સુંઠ એ બધું સરખા ભાગે લેઇ ખુબ લસોટી ચાળી નાખવું અને પછી તેના ગાયના દુધમાં ખલ કરી બે બે રતીની ગોળી બનાવવી. એક ગોળી પાણીમાં ખાવી. ગોળી ખાધા પછી જેટલી વખત પાણી પીવામાં આવે તેટલા ઝાડા થશે.

પથ્ય-ભાત દુધ કે દહીંમાં ખાવો.

૫૦-ઇંદ્રાયણ અને ફુલકંદવાની ઝાડના કકડા કરી પાંચ ગણા પાણીમાં બાફવા. ત્રીજા ભાગનું પાણી રહે એટલે તેને ઉતારી પાણી ગાળી લેવું અને તેમાં તે પાણી જેટલીજ સાકર નાખી શરબત બનાવવો. એ શરબત ૩૫-૪૦ માસા જેટલો પીવો.

૫૧-૧૦ તોલા ઇંદ્રાયનની જડ ચાર શેર પાણીમાં ઉકાળવી. એક શેર પાણી રહે એટલે તેને ચોળી નાખી તેમાં ૧ શેર એરંડીનું તેલ નાખી ધીમી આંચે તેને ગરમ કરવું. પાણી બધું બળી જાય અને ફક્ત તેલ રહે ત્યારે તે તેલ ગાળી શીશીમાં ભરી લેવું. સવારમાં ૧૪ માસા તેલ ગાયના દુધમાં નાખીને પી જવું. એ રીતે ત્રણ દીવસ પીવું.

પથ્ય-મગની ખીચડી ખાવી.

૫૨-કૌચનાં પાનાં ૩૦ માસા લેઇ તેને ૫૦ માસા જેટલા પાણીમાં સવારમાં લસોટી ગાળીને સાત દીવસ પીવું.

૫૩–પિત્તપાપડો ૬ માસા, વરીઆળી ૪ાા માસા અને ગુલકંદ ૨ તોલા ઉકાળી ત્રણ દિવસ પીવું. પછી ત્રણ દીવસ શેકેલા કાળાદાના ખાંડી ચાળીને સાકર ભેળવીને ખાવા.

૫૪–પાટોલપાત બારીક ખાંડી ચાળીને પહેલે દીવસ ૧ માસો, બીજે દીવસ ૨ માસા એમ દરરોજ એકેક માસા જેટલું વધારે ખાતા જવું. સાતમા દિવસે સાત માસા જેટલું ખાવું અને પછી બંધ કરવું. એથી એક વાર ઉલ્ટી અને દસ્ત થશે.

પથ્ય–ખટાશ ખાવી નહિ.

૫૫–આકડાનાં લાકડાંના કોલસા વાટી ચાળી નાખવું. એ ચુર્ણ દરરોજ ૦ાા તોલા જેટલું દોઢ તોલા ઘીમાં મેળવીને સાત દિવસ ખાવું.

૫૬–ગુલાબાંસ જેના ઉપર લાલ રંગનાં ફુલ હોય તેનાં બી શેકીને તેના ઉપરનાં છોડાં કહાડી નાખવાં. જે બીજ નીકળે તેને ખાંડી ચાળી તેમાં સરખા ભાગે સાકર ભેળવી ઠંડા પાણી સાથે દોઢ તોલો ખાવું.

૫૭–રસકપુર ૬ માસા અને કાળાં મરી ૨૧ દાણા બારીક વાટી તેના ૭ ભાગ કરવા. બકરીના કે ગાયના દુધમાં દરરોજ સવારમાં ખાવું. પછી કચનાલની છાલ, ચંબેલીનાં પાનાં અને ઇસબંધ ઉકાળી તે પાણીના કોગળા કરવા.

પથ્ય–મોળો ભાત દુધ સાથે ખાવો.

૫૮–મોટી હરડની છાલ, હીમજી હરડ, શેકેલું મોરથુથુ, તથા પીળી કોડીની રાખ એ બધી વસ્તુ સરખા ભાગે લેઇ તેને લોખંડના વાસણમાં લીંબુના રસમાં ૪૮ કલાક ખલ કરવો. પછી કાળાં મરી જેવડી ગોળીઓ વાળી પંદર દીવસ સુધી દરરોજ ૧ ગોળી પાનની સાથે ખાવી. વળી એજ ગોળીને ઘસીને કાગળ ઉપર મલમની માફક ચોપડીને પટ્ટી ઘા ઉપર લગાડવી. આ ગોળી ખાવાથી જો મ્હોડું આવે તો કચનાલની છાલ ઉકાળી કોગળા કરવા.

૫૯–તુળશીનાં લીલાં પાનાં ૧૨ માસા અને મોરથુથુ પોણા બે તોલા લેઇ તેને લસોટી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. દરરોજ ૧ ગોળી ગરમ પાણી સાથે ખાવી.

પથ્ય–ખીચડી ઘી વગર ખાવી.

૬૦–આકડાની જડ ૧૫ માસા અને કાળાં મરી ૪ તોલા લઇ તેને ખાંડી કપડાથી ચાળી ગોળમાં તેની જારના દાણા જેવડી ગોળીઓ વાળવી. દરરોજ સવાર સાંજ એકેક ગોળી ખાવી.

પથ્ય–ખટાશ તથા વાયડી ચીજ ખાવી નહિ.

૬૧–હીમજી હરડ ૭ તોલા, કાળાં મરી ૧॥ તોલો અને મોરથુથુ ૦॥ તોલો એ બધાંને કાગદી લીંબુના રસમાં ખલ કરી તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી રોજ સવારે ૧ તથા સાંજે ૧ લીંબુના રસ સાથે ૪૦ દિવસ સુધી ગળવી.

પથ્ય–મગની દાળ ખાવી પરંતુ ખાતી વખતે જો ગળામાં કાંઇ પીડા થતી હોય તો સાથે થોડું દહીં ખાવું.

૬૨–હુરેરૂસેની જડની છાલ પીસીને ચણીબોર° જેવડી ગોળી બનાવી ઘી સાથે ખાવાથી આતશક મટે છે.

૬૩–પાંચ ભીલામામાં ૫ માસા પારો ભરવો. બાદ ત્રણે જાતના અજમા ૫ માસા, કાળાં મરી ૫ માસા અને ગોળ ૨૦ માસા એ બધાંને ખાંડી તે ભીલામા ઉપર લપેટવી. પછી દારૂમાં તેને બોળી ચુલાની અંદર ખાડો કરી તે ખાડામાં ૪૦ દિવસ મુકી રાખવાં અને ઉપરથી તેને લીપી લેઇ ચુલાનો રોજ વપરાશ રાખવો. ૪૦ દિવસ પછી એ ભીલામાં કહાડી લેઇ તેની બે બે માસા જેવડી ગોળી વાળવી. અને તે ૪૦ દિવસ સુધી દરરોજ ૧ ગોળી ખાવી.

પથ્ય–મીઠું, મરચું અને ગરમ પદાર્થ ખાવા નહિ.

૬૪–દાલચીકના ૧ થી ૪ રતી સુધી દુધની મલાઇમાં હમેશાં સવારમાં ખાવાથી મ્હોડું તથા દસ્ત આવ્યા વગરજ ગરમીનું દર્દ મટે છે.

૬૫–રસકપુર તોલો ૧ બારીક પીસી તેને જાડા કપડામાં બાંધી માટીના વાસણમાં સવાશેર ચુનો તથા છશેર પાણી નાખી તેમાં ડુબી રહે તેવી રીતે લટકાવવું ( માટીના વાસણ ઉપર લાકડી બાંધીને તે લાકડી સાથે દોરડી બાધીને પોટલી લટકાવવી. ) ૧૮ કલાક પછી તેને દેવતા ઉપર મુકવું અને રસકપુરનો રંગ કાળો થાય ત્યાં સુધી તેને ગરમ થવા દેવું. રસકપુર કાળો થઇ ગયા પછી તે સાથે ૧૦૧ એલચી, ૧૦૧ કાળાં મરી અને ૧૦૦ પાનનો ખલ કરવો તેની ચણા જેવડી ગોળી વાળી ૪૦ દીવસ સુધી દરરોજ ૧ ગોળી સવારે તાજા પાણીમાં ગળી જવી

પથ્ય–ખટાશ, તેલ, મરચાં ખાવાં નહિ.

૬૬ શાહતરા, અને મોટી હરડેની છાલ દરેક બે બે તોલા, સોનામુખી ૪ તોલા, ત્રિફળા ૬ તોલા, રેવંચીની ૮ માસા એ બધાંને ખાંડી તેને ૭ માસા બદામના તેલમાં ચોળવી. તેમાં ૧॥ શેર ફીસગીસ સમોડીને ભેળવવી. દરરોજ ૧ તોલો ખાવું.

૬૭–મોટી હરડે, બેડાં, ઝાંડિનાં લાકડાંનો વહેર એ દરેક ૧૧ માસા, હીમજ હરડે અને આમળાં દશ દશ માસા, રેવંચીની ૫ માસા, ગુલાબની કળી ૧૦ માસા, શાહતરા ૩ માસા, સોનામુખી ૨૦ માસા અને કાબુલી હરડેની છાલ ૨ માસા એ બધાંને ખાંડી ચાળીને તેમાં એ ચુર્ણ જેટલીજ સાકર નાખવી. દરરોજ દોઢેક તોલો ખાવું.

૬૮–મગરવી ઉસ્બા ૧૦ તોલા, દાલચીની, લવીંગ, સૂંઠ, એલચી અને કેસર એ દરેક ૧ માસો લેઇ તેને ખાંડી મધ ૨ શેર તથા ચીનાઇ સાકર ૦॥ શેર નાખી તેનાં ચોસલાં પાડવાં. દરરોજ એક તોલો ગરમ પાણી સાથે ખાવું.

૬૯–કાથો, સોમલ, એલચીદાણા, ખડી માટી એ બધું સરખા ભાગે લેઇ ગુલાબજળ અથવા પાણીમાં તેનો ખલ કરવો. પછી જારના દાણા કરતાં નાની ગોળી બનાવી દરરોજ અથવા એકાંતરે એક ગોળી ખાવી. એ રીતે બાર ગોળી ખાવી.

પથ્ય–મીઠું ખાવું નહિ. ઘઉંની રોટલી, મગની દાળ અને ગાયનું ઘી ખાવું.

૭૦–સોમલ ૩ માસા અને કાથો ૨૦ માસા લેઈ તેની ભાંગરાના રસમાં ચણા જેવડી ગોળી વાળવી. સવાર સાંજ એકેક ગોળી ૧૪ થી ૨૧ દિવસ સુધી ખાવી. દર્દી મજબુત બાંધાનો તાકાતવાન હોય તો ચોથા દીવસથી સવાર સાંજ બે બે ગોળી ખાવી. જો ઉલટી થાય તો પાન ખાવાં.

૭૧–પારો, કાથો, વાવડીંગ, કાબુલી અજમો અને કાળાંમરી એ બધાનું જેટલું કુલે વજન હોય તેટલાં મહુડાનાં ફુલ લેઈ તેને ખુબ બારીક ખાંડી વાળીને ચણીબોર જેવડી ગોળીઓ બનાવવી. સવારે તથા સાંજે એકેક ગોળી પાણી સાથે ખાવી.

પથ્ય–ઘઉંની રોટલી ખાવી.

૭૨–પારો, અકકલકરો અને મોચરસ દરેક ૭ ૭ માસા તથા સાત બીલામાં અને બીલામાના જેટલાંજ તલ લેવા. પછી એ બધાંને બારીક લસોટી તેની ગોળમાં ૧૪ ગોળી વાળવી. દરરોજ સવારે તથા સાંજે એકેક ગોળી દહીં સાથે ખાવી.

૭૩–પારો, ખુરાસાની અજમો, બીલામા (ઉપરની ટોપી કહાડી નાખીને) અજમોદ, અને ઇસબગોલ એ દરેક ચાર ચાર માસા લેઇ તેમાં ૨૮ માસા ગોળ નાખવો. તે બધાંને લસોટી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી અને દરરોજ સવારે તથા સાંજે એકેક ગોળી પાણી સાથે દાંતને અડકે નહિ તેવી રીતે ગળી જવી. મોઢું આવી જાય તો કચનારની છાલના કોગળા કરવા. પાંચ દિવસમાં ફાયદો થાય છે.

પથ્ય–ખીચડી, ભાત, દાળ, ઘઉંની રોટલી ખાવાં. ખટાશ તથા વાયડી ચીજ ખાવી નહિ.

૭૪–અજમાનું ભુસું, સરસવ અને કાળાં મરી એ દરેક ૧૪ માસા લેઇ તે ખાંડીને ગોળીઓ બનાવીને ખાવી.

પથ્ય–આ દવામાં પથ્ય કોઇ પ્રકારનું નથી.

૭૫–પારો, અજમો, ખુરાસાની અજમો, અને બીલામાં દરેક દોઢોડ તોલો લેઇ તેને ભાંગરાના રસમાં ખલ કરી સુકાવવું. પછી તેટલોજ ગોળ ભેળવી દોઢ દોઢ તોલા જેવડી ગોળીઓ વાળી દરરોજ એક ગોળી સાત દિવસ સુધી ખાવી મ્હોડું આવે તો કચનાલની છાલના કોગળા કરવા.

૭૬–પાપડિયો કાથો ૧॥ તોલા, પારો ૪ માસા અને ત્રણ વરસનો જુનો ગોળ ૫ તોલા લેઇ તેની સાત ગોળી વાળવી. દરરોજ ૧ ગોળી ખાવી.

૭૭–પારો, ગંધક, હરતાલ અને ટંકણખાર એ દરેક ૨॥ માસા અને કાળાં મરી ૬ માસા લેઇ તેને ખાંડી ચાળીને તેની લીંબુના રસમાં ગોળી વાળી રોજ સવાર સાંજ એકેક ગોળી ખાવી.

૭૮–અજમો અને કાળી મુસળી દરેક ૬ માસા તથા બીલામા અને પારો દરેક ૨॥ માસા લેઇને ૪૮ માસા ગોળમાં ભેળવી તેની ગોળીઓ વાળવી. દરરોજ ૧ ગોળી દહીં સાથે ખાવી.

૭૯–કચનાલની છાલ, ઇન્દ્રાયણની જડ, બાવળની શીંગ, છોટી કટાઇ (ડાંખળા તથા પાંનાં સહિત) અને જુનો ગોળ દરેક

ના શેર લેઇ તેને ૬ શેર પાણીમાં ઉકાળવાં. ૧।। શેર પાણી રહે ત્યારે તેને ગાળીને શીશીમાં ભરી રાખવું અને સાત ભાગ કરી દરરોજ એક ભાગ પીવો. આ કવાથથી મ્હોડું આવતું નથી અને કોઈ જાતનું પથ્ય પાળવાનું નથી. પરંતુ આતશકનાં દરદ ઉપર તે બહુ ગુણકારી છે એમ ખાત્રી થઇ છે.

૮૦–વડનાં પાનાં બાળી તેની રાખ બે કોડી જેટલી રોજ પાનમાં ખાવી. જો ઉપદંશના દરદનો કાંઇ પણ વિકાર રહી ગયો હોય તો તેથી નિર્મુળ થાય છે.

૮૧–હુલહુલનાં પાનાં લસોટી ભાંગની માફક પીવાં અને તેનો છેવટે જે કુચો રહે તે ઘા ઉપર બાંધવો.

૮૨–વડની છાલ ૧૫ માસા તથા હરફાખેડીની છાલ ૧૫ માસા અને કાળાં મરી ૯ માસા બે રતલ પાણીમાં લસોટી ૧૪ દિવસ સુધી પીવું.

૮૩–હંસરાજ ઘાસની જડ તેની કુમળી ટીશીઓ સહિત બાળીને તેની રાખ ૬ માસા એક તોલો મધ સાથે અથવા ગોળમાં દરરોજ સાત દિવસ સુધી ખાવી.

૮૪–કસોંદીનાં પાનાં ૧૫ તોલા અને ત્રણ માસા કાળાં મરી લસોટીને પીવું.

પથ્ય–મીઠું ખાવું નહિ.

૮૫–ઉપદંશનું દરદ થયા પછી શરૂઆતના વખતમાં મોટી કંથીનાં પાનાં દોઢ તોલો લેઈ પાણીમાં ઘુંટી ગળીને ૨૦ દિવસ પીવાથી પણ દરદ મટે છે.

૮૬-કપાસના ઝાડનાં લીલાં પાનાં અને લીંબડાનાં લીલાં પાનાં પંદર માસા લેઇ તેનો રસ કહાડવો. તેમાં ૭॥ માસા કાળાં મરી અને ૮ માસા મોગરીની વાટીને ભભરાવવાં અને તે સાત દિવસ સુધી પાવું.

પથ્ય—નીમક ખાવું નહિ.

## ઘા રૂઝાવવાને મલમ, કોગળા, હુકો વગેરે ઉપચારો.

૧-સિંગરફ, અજમોદ અને વાવડીંગ એ દરેક વસ્તુ સવા ત્રણ તોલા લેઇ તેને બારીક ખાંડવું. પછી તેની સાત પડીકી બનાવી દરરોજ એક પડીકીની ધુણી લેવી. ધુણી લેવાની રીત એ છે કે, જમીનમાં એક ખાડો બનાવવો અને તેમાં થોડા સળગતા કોલસા ભરવા. એ ખાડા ઉપર દઝાય નહિ તેવી રીતે બેસવું અને આ ભુકી થોડી થોડી ભભરાવતા જવી. તેનો ધુમાડો બહાર નહિ જતાં પહેલા ઘા ઉપર એ ધુણી પહોંચે તે માટે દરદીએ નાગા થઇ આખા શરીરને બરાબર ચાદરથી ઢાંકીને બેસવું. માત્ર મ્હોડું ઉઘાડું રાખવું; તે સિવાય શરીરનો કોઇ ભાગ ઉઘાડો રાખવો નહિ. આ ધુણીથી ઘા કોરા પડી જાય છે.

૨-સિંગરફ, મુરદાસંગ, મોરથુથુ, સફેદ કાથો અને અફતીમુન એ દરેક વસ્તુ ૭ ૭ માસા લેઇ તેને બારીક વાટી થોડું પાણી લેઇ તેની ટીકડીઓ બનાવવી. એકેક ટીકડી ચલમમાં તંબાકુ માફક મુકીને સવાર સાંજ બે વખત હુકો પીવો અને ધુમાડો ઘા ઉપર છોડવો.

૩–ગુલર, પીપળો, લીંબડો અને વડ એ ચારેની છાલ બે બે તોલા, તથા શીંગરફ ૧ તોલો એ બધાંનો ખલ કરી ગડાકુ જેવી ટીકડી બનાવી તેને ચલમમાં મુકી નાળીએરના હુક્કાથી દીવસમાં પાંચ સાત વખત પીવું. એ પ્રમાણે સાત દિવસ હુક્કો પીધા પછી ચમેલીનાં પાનાં ઉકાળી તે પાણીના કોગળા સાત દિવસ કરવા. એ રીતે ચઉદ દીવસ થાય તે દરમ્યાન માત્ર ઘઉંનો ફાડા બાફીને ઘી વગર મોળાજ ખાવા.

૪–એરંડીઆની કુંપળ અને કાથો સરખા ભાગે લેઇને ખુબ લસોટવું. તેની પટી બાંધવાથી ઘા ત્રણ ચાર દીવસમાં સુકાઇ જાય છે.

૫–પાપડીઓ કાથો ૬ માસા, ટંકણખાર ૬ માસા, મોરથુથુ (શેકીને) ૩ માસા, મુરદાશીંગ ૩ માસા, સંધજીરૂ ૩ માસા અને શેકેલી સોપારી ૩ માસા, એ સર્વને બારીક વાટીને રાખવું. પહેલાં ઘા પોતાના પીસાબથી ધોઇ નાખી પછી તે લગાડવું.

૬–સીંગરફ ૨ રતી, શેકેલું મોરથુથુ ૪ રતી, માજુફળ ૬ નંગ, શેકેલી સોપારી ૧ નંગ, સફેદ કાથો ૩ માસા, લવીંગ ૨ માસા તથા આંબલીના કચુકા ૪ માસા એ બધું ખુબ બારીક વાટવું અને હમેશાં ઘા ઉપર ભભરાવવું.

૭–શેકેલો ઇસબંદ ૬ માસા, મોમ ૬ માસા, રાળ ૬ માસા, શેકેલું મોરથુથુ ૪ માસા, અને ગાયનું ઘી ૨ તોલા, એ બધાંને કડાઇમાં રાંધી કપડા ઉપર લેપ કરી ઘા ઉપર પટી લગાડવી.

૮–મોરથુથુ અધકચરૂં શેકવું અને તેમાં સરખા ભાગે સિંદૂર લેઇ તેને સરસીયાના લેપમાં ઘુંટી ઘા ઉપર લગાડીને તાપમાં બેસવું. જો કે તેમ કરવું બહુ ભારે લાગે છે પણ આરામ થઇ જાય છે. એ મલમ લગાડવા છતાં જો ઝેરી પાણી ના નીકળે તો તેમાં કોડીની રાખ, મુરદાસંગ અને શેકેલી સોપારી મેળવીને લગાડવું.

૯–કનેરની જડને પાણીમાં પીસીને લેપ કરવાથી ઉપદંશનું અસાધ્ય દરદ પણ મટે છે.

૧૦–ત્રિફળાને કઢાઇમાં બાળી તેમાં મધ નાખીને ઘા ઉપર લેપ કરવાથી ઘા જલ્દી રૂઝાઇ જાય છે.

૧૧–આંબલીની છાલ બારીક વાટીને મધમાં મેળવી લેપ કરવાથી ઉપદંશની રસી વહેતી બંધ પડે છે.

૧૨–સોપારી પાણીમાં ઘસીને લગાડવાથી ઉપદંશ મટે.

૧૩–સાહીની જડ, ગળો, સુંઠ, જેઠીમધ તથા વડનાં કુમળાં પાનાં એ બધાંને ઉકાળી ઇન્દ્રિને ધોવાથી ઉપદંશ મટે.

૧૪–વડનાં કુમળાં પાનાં, મહુવાની છાલ, લોધ, હરડેની છાલ અને હલદી પાણીમાં બારીક લસોટી ઇન્દ્રિ ઉપર તેનો લેપ કરવાથી ઇન્દ્રિની તમામ પીડા મટે છે અને સોજો પણ ઉતરી જાય છે.

૧૫–ત્રિફળાનો કાઢો અને ભાંગરાના રસથી ધોવાથી ઉપદંશ મટે.

૧૬–કમળના પાણી વડે ધોવાથી ઉપદંશ મટે.

૧૭–દાડમની છાલનું બારીક ચુર્ણ કરી તેનો લેપ કરવાથી ઉપદંશ મટે.

૧૮–આકડો, બોરડી, સેંમલ અને કચનાર દરેકની લીલી છાલ ०। શેર લેઇ સુકવવી સુકાઇ ગયા બાદ તેને ખાંડી ચાળી નાખવી અને તેમાં ૧ તોલો શીંગરફ ભેળવી ७ ७ માસાની પડીકીઓ બનાવવી. પછી રોજ એક પુડી કોરી ચલમમાં નાખી ઉપર કોલસા મુકીને ચલમ પીવી અને ધુમાડો ઘા ઉપર છોડવો. એથી ઘા અને ફોલ્લા સુકાઇ જશે.

૧૯–માણસની ખોપરી મકોપના અર્કમાં ઘસી ઘા ઉપર લગાડવાથી ઘા સુકાઈ જાય છે.

૨૦–પોસદોડા ૧ તોલો. બોરડીના લાકડાનો કોલસો ૧ તોલો અને શીંગરફ ૬ માસા એ બધને બારીક વાટવું. જમીનમાં એક નાનો ખાડો કરી તેમાં થોડા દેવતા નાખી ઉપર એ ભુકી ભરી રાખવી અને નાગા શરીરે તેના ઉપર બેસી શરીરે ચાદર ઓઢી લેવી. માત્ર મહોડું ઉઘાડું રાખવું. આમ ધુણી લેવાથી ઘા રૂઝાઇ જાય છે.

૨૧–ચોબચીનીનું ભુંસું ૧॥ માસો અને ધોએલું મોરથુથુ ૬० માસા લેઇ તેને મુરઘીનાં ઇંડા ગરમ રાખમાં દબાવી તેમાંનો પીળો પદાર્થ કહાડી લેઇ તેમાં મેળવીને મલમ બનાવવો. ચોબચીનીનું ભુંસું ના મળે તો પારાને કપડામાં લપેટી ને કપડું સળગાવવું અને તેની રાખ ०॥ તોલો વાપરવી. એ મલમ લગાડવાથી આતશકના ઘા જલ્દી સુકાઇ જાય છે.

૨૨–રસોત ૧॥ તોલો, પારો ०॥ તોલો અને ગુગળ ०॥ તોલો, થોડું પાણી નાખીને કાંસાના વાસણમાં લીંબડાના લાકડ

ઉપર પૈસો આંવી તે વડે ઘુંટવું. આ મલમ આતશકના ઘા તેમજ ભાસુર નાબુદ કરે છે.

૨૩–રસકપુર, ભીલામા વગેરે દવાઓ વાળા ઉપચાર કરવાથી મ્હોડું આવી જાય તો કચનાલની છાલ, ચંબેલીની જડ, ચણીબોરની જડ, અને બાવળની છાલ ખાંડી તેને પાણીમાં ઉકાળી તે પાણીથી કોગળા કરવા.

૨૪–રસકપુર વગેરે દવાઓ ખાવાથી મ્હોડું આવ્યું હોય તો ત્રિફળા ઉકાળીને કોગળા કરવાથી આરામ થાય છે.

૨૫–ખુરાસાની અજમો, ઝુંઝરની શીંગ, અકલકરો અને મુરદાસીંગ, એ બધું એકેક માસો ખાંડી તેને બોરડીનાં લાકડાનાં તાપ ઉપર ભભરાવી ધુમાડો લેવો.

૨૬–રસકપુર ૬ માસા, શીંગરફ ૬ માસા, મોરથુથુ ૩ા માસા, અને સફેદ મોમ ૩ા તોલા, ગાયનું ઘી ૭ તોલાલેવું પહેલાં તો લીંબડાનાં પાનાંની ટીકડીઓ બનાવી તેને ઘીમાં તળવી પછી તેમાં મોમ નાખવું. જ્યારે તે ભળી જાય ત્યારે વાસણ દેવતા ઉપરથી નીચે ઉતારી તેમાં રસકપુર નાખીને ઘુંટવું પછી તેમાં શીંગરફ નાખીને મેળવી દેવું અને છેવટે મોરથુથુ નાખી બધુ ભેળવી દેઇ તેની ૬ બત્તીઓ બનાવવી. બાદ પોતાનું શરીર ચાદરથી ઢાંકી દેઇ એ બત્તી બોરડીનાં લાકડાંના ધીમા તાપ ઉપર સળગાવી તેનો ધુમાડો લેવો.

પથ્ય–દુધ ભાત ખાવાં.

૨૭–શીંગરફ અને મોરથુથુ દરેક ૨॥ માસા, વાવડીંગ ૫ માસા, અને આકડાની જડની છાલ ૧૦ માસા એ બધાંને ખાંડી, ચાળી તેની ૭ ટીકડી બનાવવી. પછી એકેક ટીકડી હુકકામાં મુકી ઉપર બોરડીનાં લાકડાંનો દેવતા મુકીને પીવો. પરંતુ હુકકામાં પાણી ભરવું નહિ–કોરોજ રહેવા દેવો. જે ધુમાડો આવે તે ઘા ઉપર પણ છોડવો. છેવટે જે ગલ રહે તેને થુંકમાં મેળવીને તે ઘા ઉપર ચોપડવું.

પથ્ય–ઘઉંની રોટલી, ખુરાં ખાંડ અને ઘી ખાવું.

૨૮–શીંગરફ, અકકલકરો, લીંબડાનો ગુંદર, માજુફળ અને ટંકણખાર એ દરેક ૧॥ તોલા આખું પાકું ખાંડી તેની સાત ટીકડી બનાવવી. દરરોજ સવારે બપોરે તથા સાંજે એક દીવસમાં ત્રણ વાર એકેક ટીકડીનો હુકો પીવો. ટીકડી એક બાજુ બળી જાય ત્યારે તેને બીજી બાજુ ઉથલાવીને પણ હુકો પીવો. અંગારા બોરડીના લાકડાંનાજ વાપરવા. એથી ઉલટી થાય તો તે માટે ફીકર કરવી નહિ. ટીકડી બરાબર બળી ગયા પછી તેની રાખ ઘા ઉપર ભભરાવવી. આ પ્રમાણે જરૂર મુજબ ત્રણથી સાત દિવસ સુધી કરવું. મ્હોડું આવી જાય તો ચંબેલીનાં પાનાં ઉકાળી કોગળા કરવા.

૨૯–શીંગરફ, ફટકડી, ઇસબંધ, અને અજમો આઠ આઠ માસા લેઇ બધાંને લસોટી અધું સવારે અને અધું સાંજે તંબાકુની માફક હુકકામાં મુકીને પીવું. અંગારા બોરડીનાં લાકડાંના લેવા. હુકકો પીવાને પવન ન લાગે તેવી બંધ જગામાં બેસવું.

૨૭–શીંગરફ અને મોરથુથુ દરેક ૨॥ માસા, વાવડીંગ ૫ માસા, અને આકડાની જડની છાલ ૧૦ માસા એ બધાંને ખાંડી. ચાળી તેની ૭ ટીકડી બનાવવી. પછી એકેક ટીકડી હુક્કામાં મુકી ઉપર બોરડીનાં લાકડાંનો દેવતા મુકીને પીવો. પરંતુ હુક્કામાં પાણી ભરવું નહિ–કોરોજ રહેવા દેવો. જે ધુમાડો આવે તે ઘા ઉપર પણ છોડવો. છેવટે જે ગલ રહે તેને થુંકમાં મેળવીને તે ઘા ઉપર ચોપડવું.

પથ્ય–ઘઉંની રોટલી, બુરાં ખાંડ અને ઘી ખાવું.

૨૮–શીંગરફ, અકકલકરો, લીંબડાનો ગુંદર, માજુફળ અને ટંકણખાર એ દરેક ૧॥ તોલા આખું પાકું ખાંડી તેની સાત ટીકડી બનાવવી. દરરોજ સવારે બપોરે તથા સાંજે એક દીવસમાં ત્રણ વાર એકેક ટીકડીનો હુકો પીવો. ટીકડી એક બાજુ બળી જાય ત્યારે તેને બીજી બાજુ ઉથલાવીને પણ હુકો પીવો. અંગારા બોરડીના લાકડાંનાજ વાપરવા. એથી ઉલટી થાય તો તે માટે ફીકર કરવી નહિ. ટીકડી બરાબર બળી ગયા પછી તેની રાખ ઘા ઉપર ભભરાવવી. આ પ્રમાણે જરૂર મુજબ ત્રણથી સાત દિવસ સુધી કરવું. મ્હોડું આવી જાય તો ચંબેલીનાં પાનાં ઉકાળી કોગળા કરવા.

૨૯–શીંગરફ, ફટકડી, ઇસબગોલ, અને અજમો આઠ આઠ માસા લેઇ બધાંને લસોટી અર્ધું સવારે અને અર્ધું સાંજે તંબાકુની માફક હુકકામાં મુકીને પીવું. અંગારા બોરડીનાં લાકડાંના લેવા. હુકો પીવાને પવન ન લાગે તેવી બંધ જગામાં બેસવું.

પથ્ય—ઘી અને મીઠું ખાવું નહિ. માત્ર લુખી રોટલી ખાવી.

૩૦—રસકપુર ૭ માસા, સફેદો ૭ માસા, અને એલચીના દાણા ૩॥ માસા, ઘીમાં લસોટી મલમ બનાવી ઘા ઉપર લગાડવો.

૩૧—કાથો ૨ માસા, શંખજીરૂં ૧ માસો, મોરથુથુ ચણાના દાણા જેટલું અને બળેલી સોપારી ૧ લેઇ તેનો ૧૦૧ વખત ધોએલા ઘીમાં લસોટી મલમ બનાવવો. બને તો તેમાં ૧ પીળી કોડી પણ બાળીને નાખવી. એ મલમ ઘા ઉપર લગાડવો.

૩૧—આકડાનાં ૨૧ પાનાં લેઈ તેમાંથી સાત સાત પાનાં સરસવના તેલમાં તળવાં. એ પાનાંની જે ખાખ થઈ જાય તેમાં ૬ ટાંક મોમ નાખી તેનો મલમ ઘા ઉપર લગાડવો.

૩૨—ઘોડા તથા ગધેડાનું ચામડું બાળવું અને તેમાં પીળી કોડી અને મોરથુથુ બાળીને સરખા ભાગે ભેળવવું. પછી તેને ખાંડી ચાળીને ઘા ઉપર ભભરાવવું.

૩૩—સફેદ કાથો ૪ તોલા, જુની સોપારી ૪ તોલા અને જંગાર ૧॥ તોલો મેળવી તેને ૧॥॥ તોલા પાણીમાં લસોટી કાગળ ઉપર ચોપડવું અને તે કાગળ સળગાવી જે રાખ બને તે ઘા ઉપર ભભરાવવી.

૩૪—જુના જોડાનું ચામડું, મસુર અને ચણા બાળી તેને બારીક વાટી ઘા ઉપર ભભરાવવું.

૩૫—મોટી હરડ, ટંકણખાર અને આમળાં એ બધાંને બાળીને બારીક લસોટી ઘા ઉપર લગાડવું.

# મુફી દુલ ઇજસાપના નુસખા.

અત્રે મુફી દુલ ઇજસાપના થોડાક નુસખા પણ દર્શાવું છું:

૧–પહેલાં ગાયનું ધોએલું ઘી ૧ તોલો લેઇ તેમાં શીગરફ ૧ માસો, રસકપુર ૩ માસા, મુરદાશીંગ ૩ માસા, રમોન ૩ માસા, અક્કલકરો ૨ માસા અને કાશગરી સફેદો ૩ માસા બારીક વાટીને મેળવવું અને તે ઘા ઉપર લગાડવું અને તે સાથે નીચે જણાવેલી ગોળી ૭ દિવસ સુધી ખાવી.

ગોળી–અજમો, ખુરાસાની અજમો, અક્કલકરો અને સફેદ એલચી એ દરેક નવ નવ માસા, ભીલામાં ૭ માસા, કાળા તલ ૨ તોલા અને લીલો પારો ૬ માસા તથા જુનો ગોળ ૧ તોલો એ બધાંનો ત્રણ દિવસ સુધી ખલ કરીને બે બે માસા જેવડી ગોળી વાળવી.

પરંતુ આ ગોળી ખાતા પહેલાં ત્રણ જુલાબ નીચે પ્રમાણે લેવા:—

જુલાબ–ગુલાબનાં ફુલ ૩ માસા, કાળી દ્રાક્ષ ૭ દાણા, વરીઆળી ૬ માસા, મંકાયખુશ્ક ૬ માસા, અને સોનામુખી ૨ માસા, એ બધાને પાશેર પાણીમાં પલાળી એક ઉભરો આવે ત્યાં સુધી ઉકાળવું અને પછી તેમાં એક તોલો ગુલકન્દ ચોળી ગાળીને પી જવું. ત્રણ દિવસ સુધી ખીચડી ખાવી. પછી જમાલગોટા, કાચો ચોકીઓ ટંકણખાર અને કાળી દ્રાક્ષ સરખા ભાગે લેઇ તેને લસોટી તેની બે બે માસા જેવડી ગોળીઓ વાળી પહેલેથી તૈયાર કરી

શેકેલી હોય તે એક ગોળી તેના બે ટુકડા કરીને ખવરાવવી અને ઉપર ગરમ પાણી પીવું. પછી તરશ લાગે ત્યારે પણ ગરમ પાણીજ પીવું અને સાંજે ખીચડી દહીંમાં ખાવી. બીજે દિવસ કીસમીસ ૨. માસા, તથા રેશાખતમી ૪ માસા લેઇ તેની રાબ બનાવી એક તોલો સાકર નાખવી, પહેલાં મ્હોડામાં ૬ માસા અશ્વગોળ ફાકીને પછી પાઇ દેવી.

પથ્ય–આ જુલાબ લીધા પછી ઉપર જણાવેલી ગોળી ખાવામાં આવે ત્યારે માત્ર ઘઉંની રોટલી ખાવી.

સુચના–કોઇ વાર એમ પણ બને છે કે આ દરદ બહાર આવવાની તૈયારીમાં હોય તેટલામાં અસ્તરાથી ત્યાં ઘા પડી જાય તો તે ઘા જોવો અને દરદી કેવી હાલતમાં છે તે પણ જોવું. જો તેને જુલાબ આપી શકાય તેવો તાકાતવાન હોય તોજ જુલાબ આપવો નહિ તો તેને જુલાબ નહિ આપતાં મોરથુથુ ૨॥ માસા, હીમજી હરડે ૧॥ તોલો, સફેદ કાથો ૨ તોલા અને સફેદ સોપારી ૭ માસા લેઇ તેને લીંબુના ૪ શેર રસમાં ખલ કરી જ્યારે કોરૂં પડી જાય ત્યારે તેની ચણીબોર જેવડી ગોળી બનાવી સવાર સાંજ એકેક ગોળી ખવડાવવી–આ ગોળી ચાલુ હોય ત્યારે ખટાશ, મીઠાઇ કે વાયડી ચીજો ખાવી નહિ.

એ દવાથી પણ આરામ ન થાય તો કાળાં મરી ૧॥ માસો, કાળા તલ ૬ માસા, શુદ્ધ જમાલ ગોટા ૩ માસા અને જુનો ગોળ ૧॥ તોલો એ બધાંને ત્રણ દિવસ સુધી ખુબ ખુંદી તેની ચણીબોર જેવડી ગોળીઓ બનાવવી અને તેમાંથી ૧ ગોળી

દહીંની મલાઇ સાથે ખાવી. એથી એક કે બે દસ્ત આવે છે. ઉલટી થાય તોપણ ગભરાવું નહિ. કારણ મેલ નીકળ્યા વગર આ દરદ મટતાં બહુ વાર લાગે છે. માટે આવી દવા આપ્યા વગર ચાલેજ નહિ.

પથ્ય-આ ગોળી ખાધી હોય તે દિવસે મગની દાળ ખાવી નહિ.

મલમ—આ દરદના દરદીએ ઘા ઉપર હમેશાં મલમ લગાડવો કારણ જો એક પણ દિવસ મલમ લગાડવો રહી જાય તો રસીની પોપડી બાઝી જાય છે અને ગંધ મારતું પાણી વહેવા માંડે છે.

૨—મ્હોડામાં ઘા પડી ગયો હોય તો દરદીને ત્રણ દિવસ અડદની ખીચડી ખવડાવવી. પછી પીસ્તા, બદામ, ચિલગોઝા નારિએળનો જુનો ગોટો, જુની કીસમીસ, શુધ્ધ જમાલગોટા એ બધું સરખા ભાગે લેઇ તેને પાણીમાં લસોટી તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળી બે ગોળી મલાઇમાં લપેટીને ખવડાવવી અને તેના ઉપર ગરમ પાણી પાવું. તરસ લાગે ત્યારે પણ ગરમ પાણીજ પાવું. બાદ સાંજ પડે ત્યારે તુવેરની ખીચડી ઘી અને દહીં સાથે ખવડાવવી. અને બીજા દિવસે કીસમીસ ૨ માસા, રેશાખતમી ૬ માસા તથા અશ્વગોલ ૬ માસા આગલી રાતે પાણીમાં પલાળી રાખ્યું હોય તે સવારમાં ચોળી નાખી ગાળીને તેમાં એક તોલો સાકર નાખીને પાવું.

એ રીતે એક જુલાબ પુરો થયો એમ સમજવું. એવી રીતે ત્રણ જુલાબ આપવા. બાદ દરદીને મુરદાસીંગ ૧ તોલો, ગુલે અરમની ૧ તોલો અને એક વર્ષનો જુનો ગોળ ૧ તોલો એ બધાંને લસોટી તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળી સવારમાં એક ગોળી મલાઇમાં લપેટીને ખવડાવવી.

પથ્ય-ખટાશ અને વાયડી ચીજ ખાવી નહિ.

૩-**શીંગરફનું વાળણુ**-શીંગરફની દવા વધારે પ્રમાણમાં ખવડાવવાથી કોઇનું શરીર ખરાબ થઇ ગયું હોય. તો તેને પહેલાં ફટકડી તોલો ૧, આંબાની બીજલી તોલા ૨, શુધ્ધ જમાલગોટા તોલા ૩, ખયારેત તોલા ૨, અને સાકર ૩ તોલા એ બધાંને બારીક વાટી ચાળી તેને ૩૬ કલાક જુના ગોળ સાથે ખાંડીને ચણીબોર જેવડી ગોળીઓ વાળી દરરોજ ૧ ગોળી ખવડાવવી અને ઉપર તાજું પાણી પીવું. એથી ઝાડા કે ઉલટી થાય તો લાભ છે.

ઉપલી દવાથી ફાયદો ન થાય તો વરીઆળી ૧ તોલો, કાળી દ્રાક્ષ ૧૨ દાણા, ખુતમ ૧ તોલો, મકોય ૧ તોલો, ખુબ્બાજી ૧ તોલો અને ગુલકંદ ૨ તોલા સાંજે પાણીમાં પલાળી સવારે ઉકાળીને પાણી ગાળીને પી જવું. એ રીતે ત્રણ દિવસ પીવું અને માત્ર ખીચડી ખાવી. પછી ત્રણ દિવસ ગુલાબનાં ફુલ ૨ તોલા, ખતમી ૧ તોલો, ગારીકુન ૬ માસા, નિસોત ૬ માસા, એરંડીનાં બી ૩ તોલા, કાળો એલવા ૧ તોલો, સુંઠ ૬ માસા, કડુઆભીંગ ૨ તોલા, રાકમુતયા ૬ માસા, આમળાં ૬ તોલા, સોનામુખી ૨

તોલા, વિસફાઇજ ૧ તોલો તથા મોટી હરડે ૧ તોલો એ બધાંને ખાંડી બારીક ચાળી તેની પાણીમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. દરરોજ એક ગોળી ત્રણ દિવસ ખાવી. ખાવામાં બપોરે માત્ર મગનું પાણી પીવું અને સાંજે મગની ખીચડી ખાવી. એથી જુલાબ લાગશે.

આટલું કરવા છતાં આરામ નહિ થાય અથવા લોહી બગડી ગયું હોય તો લીલી વરીઆળી, મોટી હરડ, નાની હરડ, સોનામુખી, વાવડીંગ શાંહતરા, સર્દ ફોંકા, સીક્કા છરૂં, મકોટા, કરીઆતુ બ્રહ્મદણ્ડી અને નકછિકની, એ દરેક ૨૦ તોલા તથા જુની સોપારી, આમળાં બકાયનનાં ફળ, લીંબોળી, જામનની ગોટલી, બાવળની શીંગ, કચનાલની છાલ એ દરેક ૪૦ તોલા અને અમલતાસની મેંદીનાં પાનાં, લાલ ચંદન અને ઝાડિનાં પાનાં દરેક ૨૦ તોલા લઇ બધું સારી રીતે ખાંડી દરીઆના પાણીમાં ૩૬ કલાક પલાળી રાખવું. પછી તેનો અર્ક કહાડી સહવારે પાંચ તોલા અર્કમાં ૧ તોલો મધ નાખીને પીવું. ત્રણ વરસ સુધીનો જુનો ઉપદંશનો રોગ પણ એથી મટે છે.

## ગર્ભિણી માટેનો ઉપચાર.

કોઇ સ્ત્રીને પહેલાં આતશકનો રોગ થયા પછી મટી ગયો હોય અને બાદ ગર્ભ રહ્યો હોય તો તે બહુ મુશ્કેલીએ મટવા પામે છે. તેને મુરદાશીંગ ૧ તોલો, ગેરૂવર્મ ૬ તોલો, અને શેકેલા ચણા ૨ તોલા લેઇ બહુજ બારીક વાટી બાર વર્ષના જુના

ગોળમાં તેની નાના બોર જેવડી ગોળી વાળવી અને એક ગોળી સેકર મલાઈમાં લપેટીને ખવડાવવી. જો એક ગોળી ગરમ પડે તો અર્ધી ગોળી આપવી. પાંચ સાત દીવસ સુધી આ ગોળી ખાવા છતાં કાંઈ આરામ નહિ થાય તો તેને નીચે મુજબ હુક્કો પાવો.

હુક્કો–કંથીનાં પાનાં ૧૦ તોલા, શીંગરફ ૩ માસા અને સફેદ ફટકડી ૬ તોલા એ ત્રણેને વાટી તેની બે બે માસા જેવડી ગોળી વાળવી. એક ગોળી ચલમમાં મુકી હુક્કો પીવો. હુક્કાનું પાણી કદાપી નાખવું નહિ. એ રીતે સાત દીવસ સુધી હુક્કો તે સાંજે પાવો. દરેકાઇ વસ્તુ ખાવાની છૂટ છે.

જો બાળક પણ આ રોગ વાળું જનમ્યું હોય તો કટાઇનાં ફુલ ૨ માસા, વાવડીંગ ૨ માસા અને ફાસગીસ ૩ માસા બારીક વાટી ૪૦ તોલા પાણીમાં ઉકાળવું. માત્ર ૨ તોલા પાણી રહે ત્યારે તે પાણી શીશીમાં ભરી લેવું. અને તેમાંથી દરરોજ એક રતી જેટલું દુધમાં બાળકને પાવું. વળી બાળકની મા પણ થોડું થોડું તે પાણી પીએ તો બાળકને જલદી આરામ થાય છે.



# અધ્યાય ૧૮ મો.

## (સ્ત્રીઓના રોગના ઉપચાર).

### પ્રદર-

૧-દહીં ૬ તોલા, શીંધાલુણ ૧॥ માસો, કાળીજીરી ૩ માસા, જેઠીમધ ૩ માસા, નીલોફર ૩ માસા અને મધ ૬ માસા મેળવીને રાખવું. એ બે કલાકે થોડું થોડું ચાટી આખા દીવસમાં તે પુરૂં કરી જવું. સફેદ પ્રદર માટે ઉત્તમ છે.

૨-સુકાં આમળાં ૧ છટાંક, સાકર ૧ છટાંક અને મધ ૧ છટાંક લેઈ તેની વાટીને ચટણી બનાવવી. બે તોલા બકરી કે ગાયના દુધમાં ખાવી.

૩-જેઠીમધ, નાગકેશર, સુંઠ અને માજુફળ એ બધું સરખા ભાગે લઇ ચુર્ણ બનાવવું. ચાર માસા જેટલું દહીં અથવા ગરમ પાણી સાથે ફાકવું.

૪-પ્રદર 'હારિણી' નામની એક વનસ્પતિ થાય છે. એનો છોડ એક હાથ જેટલો ઉંચો હોય છે અને તેને ત્રણ ચાર ડાળી પણ હોય છે. તેનાં પાન લાંબાં અને ખરસુરાં હોય છે તેનાં ફુલ રહેજ લીલા રંગનાં અને વચમાંથી ચકચકિત અને સુંવાળાં હોય છે. તેને પંચ પાંખડી હોય છે. તેના ઉપર લાલ રંગની

છોટ હોય છે. તેનાં ફુલની વાસ આવતી નથી. એ રોપાનાં પાનાં કાથા સાથે વાટી એકેક ગોળી ખાવાથી ગમે તેવો અસાધ્ય પ્રદર પણ મટે છે.

૫–બ્રહ્મદંડી ૮ માસા, રસોત ૪ માસા અને સાકર ૨ તોલા આઠ તોલા પાણીમાં લસોટી ગાળીને પીવું. ઠંડીના દીવસો હોય ત્યારે આ દવા સ્હેજ ગરમ કરીને પીવી. બહુ ગુણકારી છે.

૬–દારૂ હળદર, લોધ અને સમુદ્રશોષ સરખા ભાગે લેઈ એ બધાંના કુલ વજન જેટલી સાકર નાખી તેનું ચુર્ણ બનાવવું. દરરોજ ૬ માસા જેટલું ફાકવું ઉપર બે ઘુટડા તાજુ પાણી પીવું.

૭–ચુનીયા ગુંદ ૧ તોલો, નાની દુધી ૨ તોલા, અને સફેદ જીરૂં ૨ તોલા એ બધાની ૭ ગોળી વાળવી. થોડા ઘી અને સાકર સાથે દરરોજ એક ગોળી ખાવાથી સાત દિવસમાં આરામ થાય છે.

૮–કેળાંના પાકા પાનાનો ગુદા, ગાયનું ઘી અને સાકર સરખા ભાગે લેઇ તેને ખુબ લસોટવું. તેમાંથી એક પાશેર લેઇ તેમાં ૧॥ તોલો દાલચીની, ૧ તોલો લોધ, ૪ માસા ધાયફુલ, ૪ માસા મોટી એલચી, ૧ તોલો સુંઠ અને ૩ માસા માજુફળ એ બધાંને કપડછીણ કરી ભેળવવું. પછી દરરોજ ૨ માસા જેટલું ખાવું. આ ઉપચાર સફેદ પ્રદર માટે રામબાણ છે.

૯–અરડુસાનાં પાનાંનો રસ ૨ તોલા સાકર ભેળવીને પીવાથી લોહી વા મટે છે.

૧૦–રસોત અને ચૈલાઇની જડ સરખા ભાગે લેઇ ચોખાના ઓસામણ સાથે પીવાથી લોહીવા, બાધક અને હરિતપીડાનાં દરદો મટે છે.

૧૧–કાચાં ગુલરને રસ ૧ તોલો, તથા લાખનું પલાળેલું પાણી ૧ તોલો મેળવીને પીવાથી લોહીવા અને હરિતપીડા મટે છે.

૧૨–ઉંદરની લીંડી બે રતી અને પીપર ૪ રતી ઘેટાના ાા શેર દુધમાં પીવાથી ગાંઠો પડતી હોય તેવો સખ્ત લોહીવા પણ મટે છે.

૧૩–લાલ કમળની જડ, લાલ કપાસની જડ, કનેરની જડ છીમીકંદ, મૌલસિરીની જડની છાલ, અજબાર, સફેદ છરૂં, સફેદ ચંદન એ દરેક ૭ ૭ માસા લેઇ તેને ચોખાના પાણી સાથે લસોટીને પીવાથી લોહીવા, હરિતપીડા અને બાધકના દરદ ઉપર ઘણો ફાયદો થાય છે.

૧૪–પાકા જામનની ગોઠલી, કેરીની ગોઠલી, પાથરચુર, રસોત, મોચરસ, પદ્મકેસર, અતીશ, મોથા, વેલગિરી, લોધ, ગેરૂ, કાયફળ, મરચાં, સુંઠ, પીપર, કાળી દ્રાક્ષ, લાલ ચંદન, સ્યોનાકની છાલ, ઇન્દ્રજવ, અનંતમુળ, ધાયનાં ફુલ, જેઠીમધ અને અર્જુનની છાલ એ બધું સરખા ભાગે લેઈ તેનું ખુબ બારીક ચુર્ણ બનાવવું. રોજ ૭ માસા જેટલું મધમાં ચાટવું. આ દવાથી હરેક પ્રકારનાં પ્રદર મટે છે.

# હિસ્ટીરીયા.

હિસ્ટીરીઆનું દરદ શરૂ થતાંજ તેના ઉપચાર કરવા જોઇએ; નહિતર પાછળથી તેનું જોર ઘણું વધી જાય છે અને અસાધ્ય પણ બની જાય છે.

## શુદ્ધમાં લાવવાના ઉપાય.

હિસ્ટીરીઆ ચડયો હોય ત્યારે તે માણસને શુધ્ધિમાં લાવવાના ઉપાય નીચે પ્રમાણે થઇ શકેઃ—

૧—આંખ અને મોં ઉપર ઠંડુ પાણી છાંટવું.

૨—મેનશીલ, રસોત અને ફટુનરની અધાર મધમાં કાલવી આંખમાં આંજવું.

૩—એમોનીઆ ગેસ સુંધાડવો. (પાનમાં ખાવાનો ચુનો અને નવસાર સરખા ભાગે મેળવી એક શીશીમાં ભરી રાખવા અને જરૂર પડે ત્યારે શીશીનો દાટો ઉઘાડી દરદીને અંદર સુંધાડવું.)

## ઉપચાર.

હીસ્ટીરીઆ ઉપર નીચલા ઉપચાર અસરકારક નીવડે છે.

૧–કસ્તુરી ભૈરવ ૨ રતી, સંજીવની વટી ૨ રતી અને ઉંચી જાતની લોહભસ્મ ૧ રતી, અભ્રકભસ્મ ૧ રતી તથા બ્રાહ્મીચુર્ણ ૪ રતી મધમાં ચટાડવું. બહુ ગુણકારક ઈલાજ છે.

૨–શુધ્ધ શિંગરફ, કસ્તુરી, શુધ્ધવિષ, ટંકણખાર, જાવંત્રી, જાયફળ, કાળાં મરી, અને લીંડી પીપર સરખા ભાગે લેઇ આદુના રસમાં તેને ખલ કરવો. એ સુકાઇ ગયા પછી તેને બ્રાહ્મીના રસમાં ખલ કરવો. આને કસ્તુરી ભૈરવ કહેવામાં આવે છે.

૩–વાવડીંગ, સુંઠ, પીપર, મોટી હરડ, આમળાં, બેડાં ઘોડાવજ, ગળો અને શુધ્ધવિષ સરખા ભાગે લેઇ તેનું ચુર્ણ કરી ગોમુત્રથી ગોળીઓ વાળવી.

**સુચના:**—રોગિણીને પ્રસન્ન અને સંતુષ્ટ રાખવી. સાત્વિક અને હલકું ભોજન આપવું. અને ત્યાં સુધી પુરૂષ સમાગમ થવા દેવો નહિ.

## ગર્ભાશયનાં દરદો.

ગર્ભાશયનાં દરદોનો સંબંધમાં કુશળ દાયણ અથવા વૈદ્ય હકીમ કે ડોકટરની દવા કરવી ઉચિત છે.

**ગર્ભાશયમાં દાહ**–ઉઠતો હોય, તો જહર મોહરો ખટાઇ રતી ૨ તથા સુગેની જડ ૪ રતી મધમાં ચાટી ઉપર મકાયનો અર્ક

૭ મહિના વીતી ગયા પછી રૂતુકાળ નજીક હોય ત્યારે એક તોલો વિધાયરાં અને બે તોલા પીંપળાની લટકતી ડાળીનું ચુર્ણ કરી તૈયાર રાખવું અને રૂતુકાળનાં ત્રણ દિવસ તેનો કાઢો કરીને પીવો. વળી એજ રીતે રૂતુકાળ નજીક હોય ત્યારે સુર્ય કર્કના હોય તેવા દિવસે સંધ્યાકાળે ઘોડવજના બારીક ટુકડા કરી થોડા પાણીમાં પલાળવા અને સવારે તેની ત્રણ ગોળીઓ બનાવી માખણમા રાખી મુકવી. જ્યારે ચોથે દિવસ ન્હાવા બેસે ત્યારે નાહી રહ્યા પછી ત્યાંથી ઉઠવું નહિ. માથાના વાળમાંથી પાણી નીતરતું હોય તેજ હાલતમાં ઉગતા સૂર્યને નમસ્કાર કરી એ જગાએ બેઠાં બેઠાંજ તે ત્રણે ગોળી ગળી જવી. આ દવાથી ગર્ભાશયનો કોઇ પણ પ્રકારનો વિકાર નાબુદ થઇ જાય છે. આખો દીવસ ઉલટી થશે પણ તેથી કોઇ જાતની હરકત નથી. તે દીવસથી ગણતાં ૬-૮-૧૦-૧૨-૧૪ અને ૧૬ મી રાતે પુરૂષ સમાગમ કરવાથી ગર્ભાધાન થાય છે અને પુત્ર પ્રાપ્તિ થાય છે.

પથ્ય–ગોળી ખાધી હોય તે વખતે દિવસે દુધ ભાત થોડું ઘી નાખીને ખાવાં.



## અધ્યાય ૧૯ મો.

### (પરચુરણ દરદો અને તેના ઇલાજ.)

આ પ્રકરણમાં કેટલીક પરચુરણ વ્યાધિઓના ઉપચાર દર્શાવ્યું:-

### ભગંદર.

ભગંદર થયા પછી તે પાકે તે પહેલાંજ ઉપચાર કરવો જોઇએ કારણકે પાકી ગયા પછી તે મટવું બહુ મુશ્કેલ પડે છે. સારામાં સારો રસ્તો એ છે કે પાકતાં પહેલાં તેનું લોહી નીકળી જવું જોઇએ.

ભગંદરની ફોડલી બેસાડી દેવા માટે:-

૧–વડનાં પાનાં અથવા પાણીની અંદર રહેલી ઈંટની ભુકી, સુંઠ, ગળો અને પુનર્નવા લસોટીને તેનો લેપ કરવો.

૨–ઘઉં, જવ અને મગ એક સાથે રાંધીને ફોડલી ઉપર બાંધવા.

૩–ધતુરાની જડ અને સીંધાલુણ લસોટી ગરમ કરીને બાંધવું.

ફોડલી બેશી નહિજ જાય એમ લાગે તો પછી કે.ઇ ડોકટર પાસે ઓપરેશન કરાવવું અથવા પકવીને રસી નીકળી જાય તેવી વ્યવસ્થા કરવી. એ ફોડલી પકવવા માટે બાનૌલા, તલ, સૅરસવ અને અળસીની પોટીસ બાંધવી. પાકવા છતાં પણ જો નહિજ ફુટે તો તેના ઉપર કરંજ, ભીલામું, દંતીની જડ, કનેરની જડ તથા કબુતરની અધાર લસોટીને લેપ કરવો. અને ઘા પડે તેને પરવલના પાનાં, લીંબડાનાં પાનાં અથવા વડની છાલના કાઢાથી ધોવો અને તે ઉપર ઉપદંશના ઇલાજ તરીકે સુચવેલો મલમ (જુઓ પાનું ૨૩૯, નંબર ૩૦) લગાડવો.

એથી જો નાસુર થઇ જાય તો જુની સોપારી તથા મૈનફલ સરખા ભાગે લઇ તેને થોર અથવા આંકડાના દુધમાં લસોટી તેની બત્તી બનાવી નાસુરમાં મુકવી. જો નાસુરનું મ્હોં પ્હોળું ના હોય તો સ્હેજ ચીરાવીને પહોળું કરાવવું અથવા તો ઘેટાની ઉન બાળીને ઘા ઉપર લગાડવું.

પથ્ય—કફ પેદા કરે તેવા કોઇ પ્રકારના ભારે પદાર્થ કે મિષ્ટાન્ન ખાવાં નહિ. દિવસે સુવું નહિ, જાગરણ કરવું નહિ, ન્હાવું નહિ અને કસરત કે મૈથુન કરવું નહિ.

બદ.

બદને કાપીને રસી કહાડી નાખવી એજ ઠીક છે. ફોડલી પકાવવા અને ફોડવા માટે ભગંદરના સંબંધમાં ઉપર જે ઇલાજ દર્શાવ્યો છે તેજ બદ માટે ઉપયોગી છે.”

પ્રમાણે સર્વ બળ સંપાદન કર્યા ના હોય તો પછી માણસ તેનો ઉપયોગ તો કરીજ કેમ શકે? થાપણ હોય નહિ અને ભંડાર ખાલી હોય તે માણસને વાપરવાનું હોયજ શું? આજકાલ માણસને જીવનનિર્વાહનાં સાધનો પણ પૂરાં મળતાં નથી અને એક પળ વાર પણ શાન્તિમા પસાર કરી શકાતી નથી તેનું કારણ માત્ર એજ છે કે, બ્રહ્મચર્યની અમુલ્ય પ્રથા આપણે તજી દીધી છે. આજે માણસનાં શરીર નિર્બળ અને રોગીષ્ટ જણાય છે તેનુ કારણ એજ છે કે બ્રહ્મચર્યનું તપ આપણે કરતા નથી. સંતાનોત્પત્તિ થતી નથી અને થાય તોપણ તે જલ્દી મરી જાય છે અથવા જીંદગીભર દુર્બળ રોગીષ્ટ રહે છે તેનું કારણ પણ એજ છે કે પુરૂં બ્રહ્મચર્ય પાળવાને બદલે વીર્ય પરિપક્વ બનતાં પહેલાં તેનો સંચાર કરવામાં આવે છે. ગરીબાઈમાં દિવસો ગુજારીએ છીએ તેનું કારણ એજ છે કે બ્રહ્મચર્ય આશ્રમનો ત્યાગ કરી કાંઈ વિજ્ઞાન શિખ્યા વગરજ ઘર સંસારી બની જઇએ છીએ અને તેથી શરીર, મન તથા આત્મા ઉપર શક્તિ કરતાં વધુ બોજો આવી પડતાં અનેક પ્રકારે દુઃખી થઇએ છીએ. બ્રહ્મચર્યના પ્રતાપે શરીર, મન અને આત્મા બળવાન બને પણ એ તક ગુમાવી દેવાથીજ આખો ભારત વર્ષ નિર્બળ બની ગયો છે.

બ્રહ્મચારી રહી વિદ્યા ભણવાથી આત્મિક બળ વધે છે. આત્મબળ વધવાથી મનોવૃત્તિ મલીન થવા પામતી નથી અને તેવી રીતે બુધ્ધિ શુદ્ધ હોવાથી કોઇ કુટેવના પરિણામે શારિરીક બળનો ક્ષય થઇ શકતો નથી. એવું બ્રહ્મચર્ય પાળનારા શાસ્ત્રકારો અને રૂષિ-

મુનિઓએ જગત ઉપર પોતાના અમૂલ્ય સામર્થ્યનો પ્રભાવ પાડ્યો હતો અને આજે આપણે એજ જગતમાં બ્રહ્મચર્યનો લોપ કરવાથી દુર્બળ-અને નિઃસત્વ પ્રજા તરીકે ગણાઇએ છીએ એ કોણ નથી જાણતું ?

ખરી વાત તો એ છે કે, માણસનાં આરોગ્ય, આયુષ્ય, સૌંદર્ય, ઐશ્વર્ય અને સર્વ ઉમેદોનો આધાર બ્રહ્મચર્ય ઉપર છે. એ બ્રહ્મચર્ય પાળવાથીજ આપણી સર્વ ધાર્મિક તેમજ નૈતિક ઉમેદો પાર પડશે. જેણે બ્રહ્મચર્ય યથાવિધી પાળ્યું હોય તેજ આદર્શ સમાન ઉત્તમ સંતાન પ્રાપ્ત કરી શકે જો કોઇ માણસને એવી ઇચ્છા હોય કે પોતાને પેટે ઉત્તમ સંતાન જન્મે તેણે પૂર્ણ બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ.

વિદ્યાભ્યાસ કરવા માટે પણ બ્રહ્મચર્ય પાળવાથી ઉત્તમ અવસર પ્રાપ્ત થાય છે. વિદ્યા શિખવાથીજ આ અગમ્ય સંસાર શું છે તે સમજી શકાય છે; કયું કામ કેવી રીતે કરવાથી શું લાભ કે ગેરલાભ થશે તે સમજ પડે છે; ઇશ્વર, માતા, પિતા. ગુરૂ, પુત્ર, સ્ત્રી અને દેશ પ્રત્યેના પોતાના ધર્મનું જ્ઞાન થાય છે; ધર્મ-કૃત્ય અને જીવનધર્મ શું તે સમજવા માટે બ્રહ્મચર્યની ઉપયોગીતા છે. જીવન, સુખ-દુઃખ, લાભ ગેરલાભ, સાહસ, વીરતા, પરોપકાર ઇત્યાદિ મહાન સદ્ગુણો અને કર્તવ્યોનું જ્ઞાન થવાનો આધાર બ્રહ્મચર્યજ, છે. ધર્મ અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિનું મુળ બ્રહ્મચર્યમાંજ રહેલું છે. જો માણસને એવી ઇચ્છા હોય કે શરીર

દ્રઢ બને અને જીવનનો ઉદ્દેશ ઉચ્ચ અને અચળ બને, તેણે પૂર્ણ બ્રહ્મચર્ય પાળીને કૃતકૃતાર્થ થવુંજ જોઇએ.

મનુષ્ય જીવનનું રહસ્ય ગહન છે. આ જગતમાં જન્મીને માણસે માત્ર પોતાનોજ નહિ પણ પ્રાણી માત્રનો ઉધ્ધાર કરવાનો પ્રયાસ કરવો જોઇએ. એની એવી અભિલાષા હોવી જોઇએ કે હું સમસ્ત જગત ઉપર શાસન ભોગવું. પરંતુ સામર્થ્ય વિના એવી અભિલાષા રાખી શકાય નહિ. એવું સામર્થ્ય માત્ર બ્રહ્મચર્ય પાળવાથીજ પ્રાપ્ત કરી શકાય છે.

મનુષ્યની ઉન્નતિની કાંઇ સીમા નથી. કર્તવ્ય બજાવી ઉન્નતિ કરવા માટે તેની પાસે વિશાળ ક્ષેત્ર પડેલું છે. આખરે તે મોક્ષગતિની પ્રાપ્તિ પણ કરી શકે છે. માણસ પ્રચંડ બુધ્ધિબળ. બાહુબળ અને આત્મબળથી અનેક મહાન કાર્ય પાર પાડી શકે છે. પ્રાચીન કાળમાં ભીષ્મપિતામહ, ભીમ, કૃષ્ણ, રામ, લક્ષ્મણ વગેરે મહાન નરરત્નો અને શુક, વ્યાસ, કપિલ ઇત્યાદિ દિવ્યાત્માઓ થઇ ગયા તેઓ બ્રહ્મચર્યના અસાધારણ પ્રભાવનો અવિચળ પુરાવો આપે છે. બ્રહ્મચર્યના પુરા પાલનથીજ તેઓ દુર્જય યોધ્ધા અથવા અંતર્જ્ઞાની દિવ્યાત્મા બની શકયા હતા. બ્રહ્મચર્યનું પાલન કર્યા વિના માણસ કોઇ કાળે એવું દિવ્ય સામર્થ્ય સંપાદન કરવાની આશા રાખીજ કેમ શકે?

દ્વાપરનું યુધ્ધ થયું ત્યારે જરાસંઘ, કાલયવન, કંસ, શિશુપાલ ઇત્યાદિ અધર્મી પુરૂષોના અત્યાચારોથી પ્રજા કંપી ગઇ હતી

અને હાહાકાર થઇ રહ્યો હતો. પરંતુ એ એટલા તો બળવાન અને સત્તાધારી હતા કે કોઇ તેમની સામે એક અવાજ કરવાની પણ હિમ્મત કરતું નહોતું એ સમયે ભગવાન કૃષ્ણે ૧૨ વર્ષની નાની વયે હીંમતથી તેમની સામે માથું ઉચક્યું, એમનો ગર્વ તોડ્યો અને નિરંતર પ્રયાસથી, યુક્તિ બુદ્ધિ તેમજ સામર્થ્યના બળથી તેમનો જડમુળથી નાશ કરી ધર્મરાજ્યનો પાયો નાખ્યો. એવો ભગીરથ પ્રયત્ન અને સાહસ કરવા છતાં કદિ પણ તે ગભરાયા નહિ કે ઉદાસ બન્યા નહિ. સદાકાળ તેઓ આનંદિત અને પ્રફુલ્લિત દીસતા હતા. એમને જગતમાં દુઃખ જેવી કોઇ વસ્તુનો ભાસ પણ થતો નહોતો. શ્રી કૃષ્ણની અંતરદ્રષ્ટી સ્થીર હોવાનું કારણ તેમનું બ્રહ્મચર્યજ હતું. દ્વારિકામાં શલ્ય સાથે ઘોર યુધ્ધ ચાલી રહ્યું હતું ત્યારે પણ દુર્યોધને સતી દ્રોપદીનાં વસ્ત્રહરણ કરવા માંડયાં ત્યારે ત્યાં દોડી જઇ તેનું પણ રક્ષણ કર્યું એ આત્મસ્થીરતાની અવધિજ હતી.

કુરૂક્ષેત્રમાં યુદ્ધનો આરંભ થવાની તૈયારી જણાતી હતી; યોદ્ધાઓ લોહીની નદીઓ વહેવરાવવા તલપી રહ્યા હતા—રણક્ષેત્રમાં વિજય મેળવવો અથવા તો ત્યાંજ પ્રાણ સમર્પી કૃતકૃતાર્થ થવું, એવા અડગ નિશ્ચયથી સંગ્રામ શરૂ થવાની રાહ જોઇ રહ્યા હતા; ચારે તરફ રૂંવાડાં ઉભાં થાય એવાં દ્રષ્યોજ નજરે પડતાં હતાં, પોતપોતાનાં સંબંધીઓનો ઉચ્છેદ કરવાને સૌ કટિબધ્ધ થયા હતા; શાંતિ કે વિવેકનું તો દર્શન થતું નહતું બલ્કે સઉ કોઇ ક્રોધ અને હિંસાના મદથી ઉન્મત્ત બની ગયા હતા તે વખતેજ અર્જુને

ધનુષ ફેંકી દેઈ ભગવાન કૃષ્ણને હાથ જોડીને કહેવા માંડયું, "મારા હાથમાંથી ધનુષ સરી પડે છે, શરીરમાં આગના ભડકા ઉઠે છે, મનને સંતાપ થાય છે, ઉભા રહેવાની પણ મારામાં શકિત નથી; પોતાનાં માણસોનેજ મારીને હું મારૂં ભલું કરવા ઇચ્છતો નથી, જે માણસો માટે હું રાજ્ય મેળવવાનો લોભ કરૂં છું તે પણ અત્યારે તો પ્રાણ હથેલીમાં લેઇને યુધ્ધમાં ઉતરવા તૈયાર થઈ રહ્યા છે; દુશ્મન પક્ષમાં કોઇ તો મારા ગુરૂ છે, કોઇ કાકા છે, કોઇ ભત્રીજા છે, કોઇ ભાઇ છે; એ સૌ આપણને મારવા તલસી રહ્યા છે એ હું જાણું છું; પણ હે મધુસુદન, તેમને મારીને ત્રિલોકનું રાજ્ય મળતું હોય તો પણ તે મારે નથી જોઇતું."

રણક્ષેત્રમાં સંગ્રામની શરૂઆત થવાના સમયે યુદ્ધના આધારભુત બાણાવળી અર્જુનને આમ મોહ વ્યાપ્યો! કેવો વિકટ પ્રસંગ! પરંતુ ભગવાન કૃષ્ણ તો એ સાંભળીને પણ સ્હેજ હસ્યા, પુર્ણ શાન્ત રહ્યા અને ઘોર ભયાનક સમય અને સ્થાન ઉપર પણ અર્જુનને પ્રભાવપુર્ણ શાન્તિથી ગીતાનો મહોપદેશ આપ્યો, કર્તવ્યનું-ધર્મનું ભાન કરાવ્યું, ભ્રાન્ત અર્જુનને નિર્ભ્રાન્ત કરી ચેતન સ્ફુરાવ્યું. એ ધૈર્ય, એ શાન્તિ. એ સ્થીરતા, અને એ પ્રફુલ્લિતના બ્રહ્મચર્ય વિના કદિ પણ પ્રાપ્ત થઈ શકે?

ચારે દિશાએ સમુદ્રથી ઘેરાયલા લંકાના કિલ્લામાં પરાક્રમી દુર્જય રાવણ હિંસા અને કુટિલતાની મુર્તિરૂપ બની ઉભો છે; તેની સહાયમાં કુંભકર્ણ જેવો ભાઈ, ઇન્દ્રજીત જેવો પુત્ર, અને બીજી સંખ્યા

શુરવીર રક્ષકો પણ હતા. તેની સામે શ્રી રામ, ઉઘાડા માથે અને ઉઘાડા પગે, સાહસ અને આત્મબળના અપૂર્વ ભંડારની હિમ્મતથી ઝઝુમ્યા અને વિજય પ્રાપ્ત કર્યો એ બ્રહ્મચર્યનોજ પૂણ્ય પ્રતાપ.

ક્ષત્રિયો મદોન્મત બની ધર્મનું ઉલંઘન કરી રહ્યા હતા તેમનું નામ નિશાન નષ્ટપ્રાયઃ કરવાનું સાહસ ખેડનાર પરશુરામ અને હિરણ્યકશ્યપુને ચીરી નાખનાર નૃસિંહદેવ આ જગતમાં બ્રહ્મચર્યના પ્રતાપેજ પોતાના દિવ્ય સામર્થ્યની પ્રતીતિ કરાવી ગયા.

ભગવાન શ્રીકૃષ્ણને પણ પ્રતિજ્ઞાનો ભંગ કરાવી ક્ષુબ્ધ કરનાર ભીષ્મ પિતામહ આદર્શ બ્રહ્મચારીજ હતા.

રાવણનો પુત્ર મેઘનાદ પતિવ્રતા પત્નિ સુલોચનાના પાતિવ્રત્ય ધર્મના પ્રભાવથીજ અજેય બન્યો હતો. જ્યારે સુલોચનાને દાસીએ કહ્યું કે મેઘનાથ યુધ્ધમાં માર્યો ગયો ત્યારે તેણે એ વાત માનવાની પણ ના પાડી. સુલોચનાએ અડગતાથી કહ્યું: "મારા પતિને મારવાની રામમાં તાકાત નથી; મારા પતિનો વાળ વાંકો કરનારો કોઇ જન્મ્યો નથી. સુલોચનાના આ દ્રઢ વિશ્વાસપૂર્ણ ઉદ્દગાર સાંભળી દાસ દાસીઓ કાંપવા લાગ્યાં; એની આંખોમાં એવી તો પ્રચંડ ક્રોધજ્વાળા પ્રગટી રહી હતી કે કોઇ તેને ઉત્તર આપવાની પણ હિમ્મત કરતું ન્હોતું. મેઘનાથ માર્યો ગયો એ વાત સત્ય હોવા છતાં સુલોચનાને ગળે તે વાત ઉતારવી એ સહુને કઠિન સમજાયું. સૌ સ્તબ્ધ થઇ ગયાં. આખરે એક દાસીએ હાથ જોડીને નમ્રતાપુર્વક કહ્યું: "દેવી, આ વાત સત્ય છે. મેઘનાથ લક્ષ્મણના હાથે આજે માર્યા ગયા છે." લક્ષ્મણનું નામ સાંભળતાંજ સુલોચનાની

ખુમારી શમી ગઇ; મેઘનાથ માર્યો જાય એ વાત તેનેગળે ઉતરી; તેનો ગુલાબી ચ્હેરો ફિક્કો પડી ગયો; આંખોનું તેજ નાશ પામ્યું; ગરદન નમાવી તે બોલી: "હાય! ત્યારે તો હું વિધવા બની ચુકી." અને મૂર્છા ખાઇ જમીન પર તુટી પડી. કારણ? કારણ એજ કે સુલોચનાને જેટલો પોતાના પાતિવ્રત્ય માટે વિશ્વાસ હતો તેટલોજ લક્ષ્મણના બ્રહ્મચર્ય માટે પણ હતો. કેમ ના હોય? લક્ષ્મણનું બ્રહ્મચર્ય એવી પ્રશંસાને યોગ્ય અસ્ખલિત અને અદ્દભુત હતું. સીતાને શોધતાં શોધતાં શ્રી રામ રૂષ્યમુક પર્વત ઉપર ગયા ત્યારે સુગ્રીવે તેમને એક ઘરેણું ઓળખવા કહ્યું. રામે, તે ઓળખવા માટે લક્ષ્મણને આપ્યું ત્યારે લક્ષ્મણે કહ્યું:

केयूरं नैव जानामि नैव जानामि कुण्डलम् ।
नूपुराण्यैव जानामि, नित्य पादानि वन्दनात् ।

"હાથના ઘરેણાંની મને ખબર નથી. કુંડલો પણ હું ઓળખી શકીશ નહિ; હું તો માત્ર પગનું ઘરેણું ઓળખી શકું કારણ કે પગે લાગતી વખતે હું હમેશાં માત્ર સીતાજીના પગ તરફ નજર રાખતો હતો." એવા વીર લક્ષ્મણ મેઘનાથ તો શું પણ સમસ્ત જગતને જીતે તેમાં શું આશ્ચર્ય?

હિંદુ પ્રજા શુકદેવજીના નામથી અજાણ નથી. મોટા મોટા સિદ્ધ-મુનિવર્યો વચ્ચે પણ તેમને ઉંચું સ્થાન આપવામાં આવતું હતું. પિતા વ્યાસજીના આશ્રમમાંથી નીકળી તેમણે સંસાર વિરકત થઇ પ્રયાણ કરવા માંડયું. ત્યારે રસ્તામાં ગંગાજીમાં

સ્ત્રીઓ નગ્ન શરીરે ન્હાતી હતી. શુકદેવજીને જતાં જોયાં છતાં તેમણે એમજ ન્હાયા કર્યું. પાછળ વ્યાસજી તેમને શોધતા શોધતા આવ્યા. તેમને જોઇ એ સ્ત્રીઓએ એકદમ પોતાનાં શરીર ઢાંકી દીધાં. એ જોઇ વ્યાસજીને એટલો તો અચંબો ઉપજ્યો કે પુત્રવિયોગનો શોક ભુલી ગયા અને પુછયુ: "પુત્ર શુકદેવ તમારી પાસેથી ચાલી ગયા છતાં તમે શરીર ઢાંકયાં નહિ અને હું વૃદ્ધ છું તમે મારી દીકરી સમાન છો, છતાં મને જોઇ શરીર ઢાંકયાં તેનું શું કારણ?" સ્ત્રીઓએ તેમને ભક્તિપુર્વક પ્રણામ કરી ઉત્તર આપ્યો કે, "આપના સરખા પરંતપનાં દર્શનથી અમને અત્યંત આનંદ અને શાન્તિ પ્રાપ્ત થયાં છે; તથાપિ હે શાન્તિધામ મુનિ! શુકદેવ યુવાન છે એ વાત ખરી છે, પણ તેથી શું? એમને તો એટલી પણ સમજણ નથી કે અમે સ્ત્રી છીએ; અમારો શું ઉપયોગ છે તેનું તેમને જ્ઞાન નથી; ત્યારે આપ જો કે પરંતપ છો એ વાત સાચી છે, પણ માફ કરજો, આપ જાણો છો કે અમે સ્ત્રી છીએ અને અમારો શું ઉપયોગ છે? માટેજ અમે આપને જોઇને અમારાં શરીર ઢાંકી દીધાં.

શુકદેવજી સમા એવા બ્રહ્મચારી ઋષિ મુનિઓમાં તો શું પણ ત્રિલોકમાં પણ પુજાય એમાં શું આશ્ચર્ય? એ પૂજ્ય તપસ્વીઓના ચરણની રજ ભારતની પ્રજા કયારે માથે ચડાવશે?

સમસ્ત જગતમાં વેદવિરોધી પ્રજાઓનાં સામ્રાજ્ય સ્થપાયાં હતાં અને આખી દુનિયા તેની સામે પોતાનું શિર નમાવી રહી હતી ત્યારે તેનું પ્રાબલ્ય તોડી તેને જમીનદોસ્ત કરનાર પુજ્યપાદ

# અધ્યાય ૨૧ મો.

## ( બાળલગ્ન. )

હિંદુઓના જીવનનો સંહાર કોઇ દુશ્મન કે કસાઇએ કર્યો નથી. હિંદુઓએ પોતેજ પોતાના પ્રાણનો વિનાશ કર્યો છે. બાળલગ્નની પ્રથાથીજ અમે અમારૂં સત્યાનાશ વાળ્યું છે.

બાળલગ્નની પ્રથાથી હિંદુ જાતિની જેટલી ખરાબી થઇ છે તેટલી બીજા કશાથી થઇ નથી. બ્રહ્મચર્યના સર્વોત્તમ નિયમો જડમુળથી નાશ કરનાર એ બાળલગ્નજ છે.

માણસનો પાકો દુશ્મન, આરોગ્યનું નિંકદન કહાડનાર, સદાચારનુ સત્યાનાશ વાળનાર બાળલગ્નની પ્રથા જગતભરમાં મુકુટશિરોમણી બની રહેલી હિંદુજાતિમાં દાખલ થઇ ત્યારથી હિંદુ જાતિ પાયમાલ થઇ ગઇ છે. પ્લેગ, કોલેરા જેવા ભયંકર દરદો પણ બાળલગ્ન જેટલી પાયમાલી કરી શક્યાં નથી. એવી ઝેરી પ્રથા ચાલુ રાખવામાં હિંદુ જાતિ આનંદ માને છે એ બહુજ શોકની વાત છે.

બાળલગ્નનાં ભયંકર પરિણામોનું વર્ણન કરવાને લેખકની કલમ અશક્ત છે. એની કલ્પના કરતાંજ રૂંવાડા ઉભાં થઇ જાય છે. અમારી

મોટાઈ, પ્રતિભા, કીર્તિને એ બાળલગ્નની પ્રથાએ ધૂળમાં રગદોળી નાંખી છે. એક શરીરને હજારો ચાંદી કરી ખાતા રોગ એવી દશા હિંદુ જાતિની એ બાળલગ્નના પ્રતાપે થઇ રહી છે. જે દેશમાં ૧૪-૧૫ વર્ષનો છોકરો અને ૧૦-૧૧ વર્ષની છોકરી મા બાપ બનતાં હોય તેની પાયમાલી ના થાય તો બીજુ શું થાય? પાક પાકતા પહેલાંજ જે છોડને ઝુડી નાખવામાં આવે તો એવા મુર્ખ ખેડુતના નશીબમાં સમજો હાથ દઇને પોક મુકવા શીવાય બીજું શું હોઇ શકે? ફુલની કળી ખીલતાં પહેલાંજ તેને મસળીને ગટરમાં ફેંકી દેનાર આપણી જાતિની પ્રભુ પણ શી રીતે રક્ષા કરી શકે?

ગોઇ દંડાથી રમનારાં નાચતાં કુદતાં બાળકો વરવહૂ બને-લગ્ન કરે એવા બનાવ આપણે હરહમેશ જોઇએ છીએ. ધોતી પહેરતાં ન આવડે તે વરરાજા બને અને રડીને મા પાસે રોટલો ખાવા માગતી બાળા ગૃહિણી બને એ ગૃહસ્થાશ્રમની દુર્દશાની અવધિ કયાંથી હોય?

પણ એટલેથીજ વાત અટકતી નથી, બાળકોના મગજમાં પણ વિષયની ઝેરી હવા હસોહસ ભરવામાં આવે છે, સગાંસંબંધીઓ બાળકને, કેવી વહુ લાવવી છે? કેવા વરને પરણીશ? એવા સવાલો ઘડી ઘડી પુછે છે અને ભોળપણમાં બાળક કાલુંઘેલું જે કાંઇ બોલે તેથી ખુશ થઇ હસે છે; પણ તે કહેવાતાં વડીલો સમજતાં નથી કે તેઓ એવો પાપી આનંદ ભોગવવાના ચસકાથી દેવતામાં દારૂ ફેંકે છે અને બાળકોનાં જીવનને આગ લગાડે છે. બાળક સમજતું નથી એમ માનનારાં વડીલો સમજતાં નથી કે વાસ્તવમાં તેમને પોતાનેજ અક્કલ

નહિ હોવાથી તેઓ એવી વાતો બાળક સાથે કરે છે. બાળકના મગજ પર તેથી ભારે કુસંસ્કાર પડે છે અને તેથી તેના ભાવિજીવનની બરબાદીનાં બીજ ત્યારથીજ રોપાય છે. લગ્ન થતાં પહેલાંજ એ 'બાળક' વિષયવાસનાથી ભરપુર બની રહે છે. લગ્નની ઉત્તમ ભાવનાનો બાળકનાં હૃદયમાં કાંઇ ખ્યાલ રહેતો નથી પણ ઉલટું તે તો લગ્ન માત્ર વિષય-વાસનાની તૃપ્તિ માટેજ છે એવા ખ્યાલનું બની જાય છે. પરિણામે એ વિષયમસ્ત 'બાળક લગ્ન થતાંજ આરોગ્યની બરબાદી કરે છે. જીવનના નુરની કીંમત તે સમજતુંજ નથી હોતું એટલે તેનો વ્યય તે સ્વેચ્છાપુર્વક કરવા માંડે છે અને થોડાજ વખતમાં તેના જીવનના આધારભુત વીર્યનો ખજાનો ખાલી કરી નાખી નિસ્તેજ, સત્વહીન બની જાય છે, અનેક રોગોથી પીડાય છે, કારણ કે ભાવિ જીવનના આધાર શું છે તેનું તો તેને જ્ઞાનજ હોતું નથી, આથી તેનું જીવન કુસંસ્કારોની ભઠ્ઠીમાં ભુંજાઇને ભસ્મ થઇ જાય છે.

ભારતવર્ષની પ્રજા બાળલગ્નની એ ભઠ્ઠીમાં આજે શેકાઇ રહી છે. તેથીજ જીવન શુષ્ક, ઝેરી અને દુઃખરૂપ થઇ પડ્યું છે. ભોગ વિશેષ-નિરંકુશ-ભોગવવાથી વ્યભિચારની વૃત્તિ વધી પડી છે અને તેથી પરિણામ એ આવે છે કે, ગર્ભાધાન કરવાની શક્તિ ક્ષીણ થઇ જાય છે, કદાચ ગર્ભાધાન થાય તો તે અધવચ્ચ નાશ પામે છે-કસુવાવડ થાય છે. અને કદાચ બાળકનો જન્મ થાય તો તે દુર્બળ, રોગીષ્ટ હોઇ અલ્પાયુષી નીવડે છે, જન્મીને જીવે તે બાળકો પણ વાંસડા જેવાં લાંબા, વાંદરા જેવી મુખાકૃતિવાળાં, કમ્મરનાં ભાગેલાં, યાદદાસ્ત શક્તિ વિનાનાં, અક્કલના ઓથમીર, આંખનાં નુર વગરનાં,

અંગે અંગે કમજોર હોય છે અને દુર્બળતાનાં સંખ્યાબંધ ચિન્હો મુખાકૃતિ ઉપર ફરી વળે છે. એવા માણસોના વંશ ચાલુ ના રહે એમાં શું નવાઇ? ભારતવર્ષની અપાર બરબાદી બ્રહ્મચર્યના અભાવે –બાળલગ્નેજ કરી છે. ભરજુવાન ગણાવા લાયક માણસો આજે વૃધ્ધ ગણાય છે એનું એજ કારણ છે.

એવી આત્મિક, માનસિક અને શારીરિક નિર્બળતાને પરિણામે માણસ દુર્બળ, લંપટ, અવિચારી અને અધર્મી બને છે એટલુંજ નહિ પણ તેમની પ્રજા પણ તેવીજ બને છે. આજે માણસમાં ઉત્સાહ, સાહસ, વીરતાનું નામ નિશાન નથી તો ભવ્યતા કે દિવ્યતાની તો આશાજ શેની રાખી શકાય?

આયુષ્ય ઘટી ગયાં, આરોગ્યની બરબાદી થઇ ગઇ, વંશોના ઉચ્છેદ થઇ ગયા, વસ્તુના વિનાશ થઇ ગયા અને માત્ર ફોતરાં કુસકી રહ્યાં છે, ખોખાં જેવાં માત્ર જીવીએ છીએ, દવા અને આડંબરના આધારે ઉજળા અને ટટાર ચાલીએ છીએ, અને ' મનમાં ગધ્ધા પણ મસ્તાન" એ ન્યાયે અમે તો વિશ્વવિખ્યાત આર્યાવર્તનાં પરાક્રમી વીર ધર્મપરાયણ આર્યસંતાનો એમ બોલી ફુલાઇએ છીએ, પણ વાસ્તવમાં હોશ કે હીમત વિનાનાં હાડપીંજર બની ગયાં છીએ તે બધાં ફળ બાળલગ્નનાંજ છે. આર્યસંતાનોની આજની દશા જોઇ કોણ નહિ પોકારે કે "હાય! અફસોસ!!"

પંદર સત્તર વરસનો જુવાન છોકરો શાળાની પરિક્ષાઓ પસાર કરવાને રાત દિવસ શારિરીક અને માનસિક પરિશ્રમ વેઠી

રહ્યો હોય ત્યારે તેને એકચિત્ત રહેવાની ભારે આવશ્યકતા હોય છે. પણ તેજ વખતે માબાપ તેનાં લગ્ન કરી નાખે છે, વહુને આણું વળાવી તેડી લાવે છે અને 'દાદા' ક્યારે કહેવાઇએ તેનીજ લાલસામાં પડી હરહમેશ દીકરાનો દીકરો જોવા મળે એવી પ્રભુને પ્રાર્થના કરે છે. એમને ભાન પણ નથી હોતું કે એમની એ પ્રાર્થના સફળ થવામાં દીકરાનાજ જીવનનું સત્યાનાશ વળી જવાનો ભય રહ્યો છે. વિદ્યાભ્યાસની ધુંસરી ખેંચી રહેલા બાળકને ગળે ગૃહસંસારની ધુંસરી ચડાવી દેવાથી તે એક ગાડું ખેંચી નહિ શકે અને ખેંચશે તો તેના હોશકોશ ઉડી જશે એવું એમને એમની મમતા અને લાલસાના અંધાપામાં જરાએ ભાન રહેતું નથી. બાળકનું જીવન કચડાઇ, કરમાઇ જાય છે અને ગુલાબના ફુલ જેવું બાળક ફિક્કુંફસ થઇ જાય છે એટલે મા બાપ એક ભુલ પર બીજી ભુલ કરે છે—તેનો વિદ્યાભ્યાસ બંધ કરાવી દેઇ તેની ઉન્નતિનાં દ્વાર બંધ કરી દે છે. પછી બાળક અવિચારી અને આરોગ્યહીન જણાય ત્યારે શોક કરે છે અને દુર્ભાગ્યે જો તે મરણને શરણ થાય તો "હાય, હાય" પોકારી માથું છાતી કુટવા માંડે છે પણ એમને એવો ખ્યાલ પણ નથી આવતો કે એ આપત્તિ તેમણે પોતેજ પોતાની મુર્ખાઇથી નોતરી લીધી છે બલ્કે તેમણેજ પોતાના બાળકનું ખુન કર્યું છે-વંશનો ઉચ્છેદ કર્યો છે. પોતાના પગ પર પોતાના હાથે કુહાડો મારનારનો પરમેશ્વર પણ શી રીતે બચાવ કરે?

બાળલગ્નના પાપી રીવાજથી સમાજનું સત્યાનાશ વળી ગયું

છે ! એ સ્વેચ્છાચારથી આપણે સર્વસ્વ ગુમાવી બેઠા છીએ, હવે તો કાંઇ ચેતવું જોઇએ, ઘેલછા તજવી જોઇએ, અંધાપો દૂર કરવો જોઇએ. જે પૂર્વજોના નામથી આજે અભિમાન રાખીને ફરીએ છીએ તે પુર્વજોનું કહ્યું માન્યું હોત, તેમની શીખામણ ધ્યાનમાં રાખી હોત, તેમણે દોરી આપેલા માર્ગે ચાલ્યા હોત તો આજે આવી દુર્દશા ભોગવવી ના પડત ! નિઃસત્વ કંગાલ બની જ્યાં ત્યાં હડધુત થવું ના પડત ! તમારા ઉપર તિરસ્કાર, ધિક્કારનો વરસાદ વરસતો જોવો કે સાંખવો ના પડત ! અભાગી ભારતવાસીઓ ! હજી પણ ચેતો અને બાળલગ્નની એ જાલીમ ઝેરી પ્રથાનો ઉચ્છેદ કરવા કટિબદ્ધ થાઓ.

દયાધર્મનું આપણે ભારે અભિમાન રાખીએ છીએ. પરંતુ આપણા જેટલા નિર્દય જગતમાં બહુજ થોડા હશે. કીડી, મંકોડા કુતરાં, બીલાડાં અને બીજાં જાનવરોની દયા ખાઇ આપણે તેમને માટે પરબો મંડાવીએ, કુવા હવાડા બંધાવીએ અને પાંજરાપોળો નિભાવીએ પણ પોતાનાં સંતાનોનેજ ઉગતી જુવાનીમાં આમ કચડી નાખીએ એ કેવા પ્રકારની દયા ? કસાઇ તો ગાયને એકજ ઘાએ મારી નાખે પણ એકેક વર્ષની બાળાઓને પણ વિધવા બનાવતાં અને તરેહવાર અનાચાર અને અત્યાચારના ધોધ વહેવડાવતાં આપણા મનમાં જરાએ અરે ઉપજતી નથી. કુમળી, અણસમજુ, દુધ પીતી બાળાઓનાં જીવનનો દાટ વાળી, આપણે તેમને સંકટના સાગરમાં ડુબાડીએ છીએ. એવું ઘોર પાપ પાષાણ હૃદય વિના બીજાથી કેમ બની શકે ? લાખો વિધવાઓના નિઃશ્વાસ આજે

ભારતવર્ષને નર્કમાં ડુબાવી રહ્યા છે. લાખો વિધવાઓ અધર્મના માર્ગે પ્રવર્તી ભારતવર્ષનું નાક કપાવી રહી છે. એટલું છતાં આપણને શરમ કે દયા ઉપજતી નથી એનો શું અર્થ? રૂષિસંતાન કહેવડાવવાનો ફાંકો ધરાવનારા ભારતવાસીઓ! એ સ્થીતીનું બધું પાપ તમારે માથે છે અને તે માટે તમારે શરમાવુંજ જોઇએ.

આપણા બાપદાદાઓ કોઇ દુઃખીને દેખે તો ભજના સ્મરણ અને ભોજન પણ છોડી તેને મદદ કરવા દોડતા હતા. દુઃખીનું દુઃખ દુર કરવા માટે લાખો વીરોએ પોતાના પ્રાણ પણ સમર્પી દીધાના દાખલા આપણા ઇતિહાસમાં મળી આવે છે. તેનાં સંતાનો આજે એટલા ધર્મભ્રષ્ટ થઇ ગયા છે કે લાખો વિધવાઓની કારમી ચીસો અને કલ્પાંત સાંભળવા છતાં તેઓ નિરાંતે ઉંઘ્યાં કરે છે. પતિ કોણ તે જોયા જાણ્યા કે સમજ્યા વગરજ પ્રાણાધાર ગુમાવી બેસનારી લાખો કમનશીબ વિધવાઓની એવી સ્થીતી થવાનું પાપ આપણા ઉપરજ છે. તેમની પાસે નથી હોતું ખાવાનું સાધન કે નથી હોતું સુવાનું સાધન. લાખો વિધવાઓ બિચારી કુતરાં બીલાડાંની માફક જ્યાં ત્યાં ટુકડા વીણી ખાઇ જીવન વ્યતીત કરે છે અને આખરે તડફડી તડફડીને મરે છે એ નજરે જોવા છતાં આપણે તો તેલ અત્તર નાખી સુંદર પોષાક સજી આરામથી ફરીએ એ કરતાં હૃદયની વધારે નિષ્ઠુરતા અને શુન્યતા બીજી કેવી હોય? 'અહિંસા પરમોધર્મ' ઘમંડથી બોલીને લાંબાં પ્હોળાં ભાષણો કરનારા ભારતસંતાનોની આ વર્તણુક! આ એમની સભ્યતા અને સંસ્કૃતિ! કસાઇને જગત

સર્વથી કઠોર હૃદયનો માણસ માને છે તથાપિ તે પણ શીંગડા વગરની ગાયને કાપતો નથી. હીંસક પ્રાણીઓ પણ સ્ત્રી અને બાળકો પર દયા રાખે છે; જંગલી જાતિઓ કે લુંટારાઓ પણ સ્ત્રીને અન્યાય કરવામાં કે તેને સતાવવામાં હીણપત માને છે. પણ હિંદુ જાતિ એજ સ્રીવર્ગની આવી દુર્દશા કરે છે અને સાંખી રહે છે એ કેવી આશ્ચર્યની વાત છે? મનુ કહે છે કે,

शोचन्ति जामयो यत्र विनश्यत्याशुतत्कुलम्

જે જાતિમાં સ્ત્રીઓ શોકગ્રસ્ત રહે છે તેનો જલ્દી નાશ થાય છે. વિધવાઓ પ્રત્યે ઘોર પાપ કરવા છતાં હિંદુ જાતિ આજ સુધી હયાત રહેવા પામી છે એ અજબ વાત છે. પરંતુ હવે તો તેની હદ આવી હોય એમ લાગે છે. કારણ કે,

(૧) લાખો ઘર નિર્વંશ થઇ ગયાં;

(૨) હજારો સ્ત્રી પુરૂષ કંગાળીઅત ભોગવી ભોગવીને આખરે ખ્રીસ્તી કે મુસલમાન થઇ ગયાં;

(૩) વ્યભિચાર ફેલાવાથી પણ લાખો હિંદુ સ્ત્રી પુરૂષ પતિત થયાં છે;

(૪) નાની નાની બાબતમાં પણ જાતિબહાર મુકવાના નાતના પટેલીઆઓના ત્રાસથી કંપીને લાખો માણુસ પરધર્મી બન્યાં છે.

(૫) અનાથ બાળકોને આશ્રય નહિ મળવાથી ખ્રીસ્તીઓ કે મુસલમાનોનો આશ્રય લે છે.

(૬) પહેરામણી આપવાના માઠા રિવાજને લીધે સેંકડો કુંવારી સ્ત્રીઓ ખરાબ માર્ગે ચડી નાસી જાય છે,

(૭) વિધવાઓ તો લાખોની સંખ્યામાં હિંદુ જાતિની શલ્યા જેવી છાતી ઉપર માથું ફોડી રહી છે.

હિંદુસ્તાનમાં વિધવાઓ કેટલી છે તેના આંકડા સને ૧૯૧૧ના વરસમાં કરવામાં આવેલી ગણત્રી મુજબ નીચે પ્રમાણે છેઃ—

| ઉમર વર્ષ. | સંખ્યા. |
|---|---|
| ૧ થી ઓછી .... .... .... .... | ૧૦૧૪ |
| ૧ થી ૨ .... ... ... ... | ૮૫૬ |
| ૨ થી ૩ .... .... .... .... | ૧૮૦૭ |
| ૩ થી ૪ .... .... .... .... | ૪૭૫૩ |
| ૪ થી ૫ ... ... ... ... | ૯૨૭૩ |
| ૫ થી ૧૦ .... .... .... .... | ૯૪૨૭૦ |
| ૧૦ થી ૧૫ .... ... ... .... | ૨૨૩૦૪૨ |
| ૧૫ થી ૨૦ .... .... .... .... | ૪૬૬૮૨૪ |
| ૨૦ થી ૨૫ ... .... .... .... | ૯૦૧૭૫૪ |
| ૨૫ થી ૩૦ .... ... .... .... | ૧૩૮૯૬૩૫ |
| ૩૦ થી ૩૫ .... .... .... .... | ૨૦૮૨૪૦૬ |
| ૩૫ થી ૪૦ .... .... .... .... | ૨૦૮૨૪૦૬ |
| ૪૦ થી ૪૫ .... .... .... .... | ૩૭૩૨૯૭૪ |
| ૪૫ થી ૫૦ ... .... ... .... | ૨૪૦૮૧૨૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૦ થી ૫૫ | .... | ... | .... | .... | ૪૨૮૨૬૮૮ |
| ૫૫ થી ૬૫ | ... | ... | .... | .... | ૧૬૨૧૫૦૪ |
| ૬૫ થી ૭૦ | ... | .... | .... | .... | ૩૭૭૮૮૪૩ |
| ૭૦ થી ૭૫ | .... | .... | .... | .... | ૯૨૦૨૮૨ |
| ઉમરની સમજ નહિ પડે તેવી | | | | .... | ૨૩૩૮૫૧૪ |
| | | | | કુલે | ૨૬૩૪૦૯૬૯ |

એમાંથી બે કરોડ વિધવાઓ તો હિંદુ જાતિનીજ છે અને એ ભયંકર સ્થિતીનું મુખ્ય કારણ બાળલગ્ન છે. છતાં જો બાળલગ્નનો રિવાજ નાબુદ કરવામાં બેદરકાર રહીએ તો એનો અર્થ એજ થાય કે ગળામાં સાપ નાખીને ફરવાનો શોખ લાગ્યો છે! એ રિવાજેજ જગતભરમાં ભારતવાસીઓને નિર્માલ્ય, નિરૂપયોગી, મનુષ્યત્વહીન બનાવી મુક્યા છે.

યુરોપ વગેરે દેશોમાં પણ બાળલગ્નનો રિવાજ અઢારમી સદી સુધી ચાલતો હતો. ફ્રાન્સનો રાજા ફિલીપ ઈંગ્લન્ડની ૧૨ વર્ષની રાજપુત્રી સાથે પરણ્યો હતો. તેની પોતાની એક પુત્રીનાં લગ્ન ૯ વર્ષની ઉમરે કરવામાં આવ્યાં હતાં. ઈંગ્લન્ડના રાજા રિચર્ડ ફ્રાન્સની ૮ વર્ષની રાજકુમારી સાથે પરણ્યા હતા. ઈંગ્લન્ડનો રાજા હેનરી તેની માતાને પેટે ૧૦ વર્ષની ઉમરે જન્મ્યો હતો અને તેથી તે બહુજ કમજોર હતો. મુસલમાની ધર્મમાં ૭ વર્ષની છોકરી સાથે વિષય ભોગવવાંની છુટ આપેલી છે અને જો કોઇ નવ દશ વર્ષની

છોકરીમાં જુવાનીનાં ચિન્હ જણાય તો તેને પુખ્ત ઉમરની ગણવામાં આવે છે.

મિસીસ એની બીસાન્ટ કહે છે કે,

માણસના બનાવેલા નિયમો કરતાં પરમેશ્વરના બનાવેલા નિયમો વધારે માનનીય ગણાય. ગમે તેવા મહાન તત્વવેત્તાના બનાવેલા નિયમો અને ઇશ્વરી નિયમો વચ્ચે જો ભેદ જણાય તો જરૂર માણસે ઇશ્વરી નિયમને માન આપવું જોઇએ કેમકે તેજ અટલ, અભેદ્ય અને વિશુધ્ધ છે.

એ વાત ખરી છે કે માણસ જનમ્યા પછી થોડાં વર્ષો વીતી જાય તે પછીથી તે મરણનાં થોડાં વરસ બાકી રહે ત્યાં સુધી સંભોગશક્તિ ધરાવે છે. પરંતુ તે શક્તિનો કયારે અને કેટલો ઉપયોગ કરવો તે બહુ સમજવા અને લક્ષમાં રાખવા જેવી વાત છે. સ્ત્રી પુરૂષનાં શરીરની વૃદ્ધિ ૧૨ વરસ સુધી થાય છે. તે પછી હાડકાં અને શરીરની તમામ શક્તિઓનો વિકાસ થાય છે. જુવાનીનાં કાંઇક ચિન્હો સ્ત્રીમાં ૧૨ વર્ષથી અને પુરૂષમાં ૧૬ વર્ષથી દેખાવા માંડે છે પરંતુ તેનો માત્ર આરંભજ હોય છે. ખરી રીતે તેને પુરતાં મજબુત બનીને ખીલતાં દશ વર્ષ લાગે છે જો એ દશ વર્ષ માણસ અખંડ બ્રહ્મચર્ય પાળે તો શારીરિક અને માનસિક સામર્થ્યની અદ્‌ભુત વૃધ્ધિ અને વિકાસ થાય છે. શરીરની સાતે ધાતુ-રસ, લોહી, માંસ, મેદ, હાડકાં, સ્નાયુઓ અને વીર્ય અજબ ચમત્કારવાળાં બને છે. ચહેરો તેજસ્વી અને સુંદર-મોહક

બને છે. એ ઉમર પહેલાં વીર્યનું રખલન જેટલું ઓછું અને જેટલા પ્રમાણમાં થાય તેટલા પ્રમાણમાં શરીરની પુષ્ટી તથા માનસિક વિકાસ થવામાં ખામી આવે છે, માટે પુરૂષોએ ૨૬ થી ૩૨ વર્ષ સુધી અને સ્ત્રીઓએ ૧૬ થી ૨૨ વર્ષ સુધી પુરૂષ યા સ્ત્રીનો સંગ કરવો નહિ.

એક ડોક્ટર લખે છે કે અમેરીકા અને યુરોપમાં સાધારણ રીતે પુરૂષ ૨૮ થી ૩૧ અને સ્ત્રી ૨૩ થી ૨૮ વર્ષની ઉમરે લગ્ન કરે છે. પરંતુ ત્યાં એથી પણ મોડાં લગ્ન કરનારાંઓ અથવા જીંદગીભર લગ્ન નહિ કરનારાઓની સંખ્યા દિન પરદિન વધતીજ જાય છે.

મુસલમાન રાજાઓનો અમલ જામ્યો તે પહેલાં ભારતવાસીઓ જુવાન વયેજ લગ્ન કરતા હતા એમ લગ્ન પ્રસંગના મંત્રો ઉપરથી સાફ સાફ જણાઇ આવે છે. સપ્તપદીના ફેરા ફરી રહ્યા પછી વર બોલે છેઃ-

सखे सप्तपदा भव सखायौ सप्तपदावभूव सख्यन्ते गमेयं सख्यात्ते मायोषं सख्यन्मे मा यायास्त्सम याव संकल्पावहै समियौ रोचिष्णु सुमनस्य मानौ। इह भूजर्म मिसवं सानौ संन्तो मनांसि सव्रता। शुभचिन्तान्याकरम्। साव्यमस्य सृहत्व मूंहस्मस्मि सात्वं द्योरहं पृथ्वीत्वं हेतोऽहं हेतोमत् त्वं मनोऽस्मस्मि वाक त्वं सामाहमस्मै प्रकत्वं सामा मनुव्रता भव पुंसे पुत्राय वेत्तवै श्रियै पुत्राय वेभावा एहि सूनृते ॥

(ऋ. मं १०। सू. ८५)

અર્થાત્-આપણે સપ્તપદીના ફેરા ફરી લીધા. હવે આપણે એક બીજાનાં પરમ મિત્ર બન્યાં. હવે હું તારાથી અને તું મારાથી કદિ છુટી પડી શકે નહિ. આપણે બે હવે એકરૂપ બન્યાં. પરસ્પર પ્રેમથી આપણે એકબીજાની સલાહ અને સંમતિ મેળવીશું. હવે તો આપણું મન, ઇચ્છા, કર્તવ્ય. અને લક્ષ્ય એકજ છે. તું ઋક્ અને હું સામ; હું વર્ષા કરનાર અને તું પૃથ્વી (બીજ ધારણ કરનાર); હું વીર્ય અને તું વીર્ય ધારણ કરનાર; હું મન અને તું વાણી; મને અનુસરીને ચાલનારી થા કે જેથી આપણને પુત્ર અને સંપત્તિ પ્રાપ્ત થાય. હે મધુરભાષિણી તું આવ!

પછી પત્ની બોલે છે:—

"आनःप्रजां जनयतु प्रजापति राज रसाच्च समनक्त्वार्यमां."

અર્થાત્-હે! પ્રજાપતિ અમને સુખ અને સંતતિ આપો. અમે વૃધ્ધાવસ્થા સુધી એક બીજાની સાથે રહીએ.

તે પછી કન્યાનો બાપ કહે છે કે,

इह प्रियं प्रजयाते समृद्धतामस्मिन् गृहे गार्हपत्यायजागृहि।
एना पत्या तन्व सं स्मृजस्वाधा जिव्री विदथमा वदाथः।
सम्राज्ञी श्वसुरेभव, सम्राज्ञी श्वश्वां भव।
ननान्दुरेहि सम्राज्ञी भव सम्राज्ञिऽअधि देवृषु॥

(ऋ. मं. १. अ. ७. सू. ८५. मं २७/४६)

અર્થાત્-તને સંતાન સુખ મળો. તું ઘરની માલીક બની ઘર સંભાળજે. તારૂં શરીર તારા પતિમાં સમાવી દે. વૃધ્ધાવસ્થા સુધી તું ઘરધણીઆણી બન. સાસુ, સસરા, નણંદ દીયર તેમની સેવા કરી તેમને વશ કર.

પછી કન્યાનો સસરો કહે છે.

इहैवस्तं मा वि यौष्टं विश्वमायुर्व्य श्नुतं ।
क्रीडतं पुत्रैर्नप्तृभि र्मोदमानौ स्वे गृहे ॥

ऋ. मं. १. अ. ७ सू. ८५. म ४२

અર્થાત્-હે વહુ ! તું હમેશાં તારા પતિની સહયોગિની બનજે. તમારો આ જન્મે કદી પણ વિયોગ ના થાવ. પોતાના ઘરમાં આનંદપુર્વક પોતાના પુત્ર પૌત્રો સાથે જીવન વ્યતીત કર.

તે બાદ વરકન્યા બન્ને બોલે છેઃ-

समजतुं विश्वे देवाः समापो हृदयानि नौ ।
सन्मातरिश्वा सं धाता समुदेष्ट्री दधातु नौ ॥

ऋ. मं १० अ. ७. सू. ८५ मं. ४७

અર્થાત્-હે વિશ્વદેવ ! અમારાં બેઉનાં હ્રદય એવાં તો મેળવો કે જાણે બે વાસણનાં પાણી એકઠાં થઇ ગયાં હોય ! હે મહાશક્તિ ! હે વાગ્દેવી ! અમને બન્નેને દરેક રીતે એક રૂપ બનાવી દો.

છેવટે, સૌ સાજનો કહે છે કે,

इमां त्वमिन्द्रं मीढ्वः सुपुत्रां सुभगां कृणु ।
दशास्यां पुत्रनाधेहि पतिमेकादशं कृधि ॥

ऋ. मं १० अ. ७. सू. ८५. मं ४५

અર્થાત્-હે ઇન્દ્ર આ સ્ત્રીને તમે સુપુત્રવાળી અને માનીતી બનાવો. એને દશ છોકરા આપો. એને પતિ સહીત ૧૧ વીરવાળી બનાવો.

કેવો છે એ વેદમંત્રોનો ગંભીર ભાવ અને કેવાં છે આજનાં અમારાં વર્તન અને જીવન? આજે તો પુરૂષ પોતાની પત્નિને વિષયભોગનો એક સંચોજ સમજી રહ્યો છે. પરંતુ શાસ્ત્રકાર કહે છે કે,

देवदतां पतिर्भार्यां विन्चन्ते नेच्छयात्मनः ।
तां साध्वीं विभूयान्नित्यं देवानां प्रियमाचरन् ॥

અર્થાત્-પતિ પોતાની ઇચ્છાથી નહિ પણ પ્રભુએ આપવાથી સ્ત્રી મેળવવા પામે છે માટે દેવતાઓને ગમે તેવા સદાચરણથી સ્ત્રીને સંતુષ્ટ રાખવી.

प्रजनार्थं स्त्रियः सृष्टाः सन्तानार्थंच मानवाः
तस्मात् साधारणो धर्मः श्रुतिपत्न्या सहोदितः

અર્થાત્-પ્રભુએ જણવા માટે સ્ત્રીઓને અને સંતાન આપવા માટે પુરૂષોની સૃષ્ટિ પેદા કરી છે. માટે વેદની આજ્ઞા છે કે બેઉને એકત્ર કરવાં.

सिनीवालि पृथुष्टुके या देवानामसि स्वसा ।
जुषस्वं हव्यमाहुतं प्रजां देवि ! दिदिड्ढिनः ॥

यजु ३४।१०

અર્થાત્—હે કુમારીકાઓ ! તમે પૂર્ણપણે બ્રહ્મચર્ય પાળીને સારી સારી વિદ્યાઓ શીખો અને પછી સ્વેચ્છાનુસાર ઉત્તમ પતિ શોધી તેની સાથે સુખપુર્વક ગૃહસ્થાશ્રમ માણો અને પ્રજોત્પત્તિ કરો.

ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ।
अनड्वान् ब्रह्मचर्येणा । श्वासोघास जिगीषति ॥

अथर्व. का. ११-१८

યુવાન અને યુવતી બ્રહ્મચર્ય ધારણ કર્યા પછી લગ્ન કરે કારણ કે બ્રહ્મચર્યથી ઘોડા જેવું જાનવર પણ અત્યંત બળવાન બને છે.

આ મર્મભર્યા સિધ્ધાંત જે જમાનામાં ભારતવર્ષનાં વનોમાં અને પર્વતો ઉપર પણ વેદ મંત્રોનાં ગાન થતાં હતાં તે સમયના છે. દર્શનશાસ્ત્રો રચાયાં, ઉપનિષદો લખાયાં ત્યારે જે સ્ત્રીઓને આજે દાસી, જનાવર કે વ્યભિચારના સંચા સમાન લેખવામાં આવે છે તે સ્ત્રીઓ વેદોનાં ભાષ્યો રચતી હતી અને 'ૠષિ' અને 'મંત્રદ્રષ્ટા' ની પદ્વીઓ મેળવતી હતી. તે સ્ત્રીઓ જનોપવિત ધારણ કરતી અને બ્રહ્મવાદ કે અન્ય શાસ્ત્રોના વાદવિવાદ કરતી હતી.

સુલભા, ગાર્ગી, મૈત્રેયી, સરખી વિજયી વિદુષીઓ અને કુન્તી, કૈકેયી, દુર્ગા, સમી વીરાંગનાઓ એજ સમયમાં જન્મતી હતી.

એ સર્વ જોઇ સમજીનેજ મીસીસ એની બીસાંટે લખ્યું છે કે, જગતના કોઇ દેશમાં, કોઇ જાતિમાં કે કોઇ ધર્મમાં લગ્ન-સંસ્કારનું મહત્વ ભારતવર્ષ જેટલું ગંભીર, પવિત્ર અને અપુર્વ જોવામાં આવતું નથી.

પરંતુ અફસોસની વાત એજ છે કે આજે એજ ભારતવર્ષ એ ઉચ્ચ આદર્શ ભુલીને અંધકારમાં ભમી રહ્યું છે અને અવનત થતું ચાલ્યું છે. એ તો એક પ્રભુકૃપાનીજ વાત છે કે આટલું આટલું પતન થવા છતાં પણ ભારતની સ્ત્રીઓ હજુ બીજી કોઇ પણ પ્રજા કરતાં ઉચી કક્ષાએ બીરાજે છે. નવી નવી ફેશનોનાં કપડાં ઘરેણાંના ઠાઠમાઠ કરવા અને શાળાઓ તથા કોલેજોમાં ભણી પરીક્ષાઓમાં પાસ થઈ પદ્વીઓ મેળવવી એટલાથીજ માત્ર સ્ત્રીઓનું કર્તવ્ય પૂર્ણ થતું નથી. સ્ત્રીઓની શ્રેષ્ઠતા તો સુશીલતા, સૌંદર્ય, પવિત્રતા, નમ્રતા અને પાતિવ્રત્ય ધારણ કરી સ્વાર્થત્યાગ કરવામાંજ સમાયલી છે. એ ગુણોમાં આજે પણ ભારતની સ્ત્રીઓ દુનિઆભરની સ્ત્રીઓ કરતાં ચડી જાય તેમ છે. માત્ર ખામી એજ છે કે તેમને તેમની અસલની કીર્તિ સંપાદન કરવાને સમર્થ બનાવવા સારૂ ઉચ્ચ શિક્ષણ મળતું નથી. એ શિક્ષણ તેમને

આપવામાં આવે, તેમનું માન જાળવવામાં આવે, તેમનાં શરીર બળને રક્ષવામાં આવે તો ભારતની સ્ત્રીઓ સમાજ તેમજ દેશને માટે એક ઝવેરાત સમાન બને.

પ્રસિધ્ધ ઇતિહાસકાર ટાલ્બાઇસ વ્હીલરે યથાર્થ કહ્યું છે કે, "જ્યાં સુધી ભારતવાસીઓ નાની ઉમરની છોકરીઓનાં લગ્ન નાના બાળકો સાથે કર્યા કરશે ત્યાં સુધી ભારત સંતાનો બાળક જેવી દશાજ ભોગવશે. સ્વાધીનતા અને સ્વરાજ્યનાં આંદોલનોમાં તેઓ નિસ્તેજ અને બળહીન બની જશે. રાજ્યદ્વારી ઉન્નતિનો ઉપયોગ કરવા લાયક શિક્ષણ તેઓ કદી પણ પ્રાપ્ત નહિ કરે. શિક્ષણના પ્રભાવથી તેમનામાં બુધ્ધિ અને ગંભીરતા પેદા થશે અને તેથી તેઓ ગંભીર તેમજ પ્રૌઢ માણસોના જેવી વાતો કરવા માંડશે પણ એ બધું થવા છતાં તેમના વર્તન તો અનાથ બાળકોના જેવાંજ રહેશે."

ભારતવાસીઓ! એ વાત બરાબર સમજો; લગ્ન પાપ અને ગમતને ખાતર નહિ પણ ઉચ્ચ ભાવનાને ખાતર કરો. દેશ અને સમાજને નીચું ના જોવડાવો! તેને કલંકિત ના બનાવો! બ્રહ્મચર્યનો નાશ કરી બાળલગ્ન જેવા કુડા રિવાજોમાં ફસાઇ બાળાઓને અભાગિણી ના બનાવો! બાળલગ્નનાં એ પાપનો નાશ કરો. એ બાળલગ્નથીજ દેશનો રાષ્ટ્રીયત્વનો નાશ થઇ રહ્યો છે અને દેશ ગુલામીમાં જકડાઇ રહ્યા છે.

મનુ મહારાજ કહે છે કે, "જેમ નદીઓ આવીને સમુદ્રમાં સમાઇ જાય છે તેમજ સર્વે આશ્રમનો સમાવેશ ગૃહસ્થાશ્રમમાં થઇ જાય છે. વાયુથી જેમ સર્વે જીવજન્તુ જીવે છે તેમજ ગૃહસ્થાશ્રમના આધારે બધા આશ્રમ (બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યાસ) પણ નભી રહે છે. કારણ કે એ ત્રણે આશ્રમોને ગૃહસ્થાશ્રમ દાન આપીને નભાવે છે. એથીજ ગૃહસ્થાંશ્રમ જ્યેષ્ઠ છે. માટે અક્ષય સ્વર્ગની પ્રાપ્તિ કરવાની જેને કામના હોય અને જેને આ લોકનું ઉત્તમ સુખ ભોગવવું હોય તેણે ગૃહસ્થાશ્રમ ધારણ કરવો જોઇએ.



# અધ્યાય ૨૨ મો.

## ( વિધવા વિવાહ. )

એક વાત ખાસ સમજવા જેવી છે કે પ્રકૃતિના જે જે નિયમો છે તે માત્ર આજ્ઞા રૂપજ નહિ પરંતુ કદી પણ ઉલંઘન કરી ના શકાય તેવાં સત્ય સ્વરૂપ છે. એ નિયમો કદી પણ ઉલટા સુલટા થઈ શકતા નથી. કુદરતી નિયમોનું ઉલંઘન કરવાથીજ મનુષ્ય વારંવાર દુઃખી થાય છે. કુદરતના નિયમો બરાબર સમજી લે તો મનુષ્ય તેનો સ્વામી બની શકે છે કારણ કે પ્રકૃતિ જડ છે અને મનુષ્ય તો ચૈતન્ય છે. વિજળી શું છે તે માણસે જાણ્યું નહિ ત્યાં સુધી તો તે માત્ર ભયંકર નાશજ કરી શકતી હતી. પરંતુ આજે તે મનુષ્યના મિત્રરૂપ બની છે બલ્કે, મનુષ્યે તેના ઉપર સ્વામીત્વ પ્રાપ્ત કર્યું છે. જગતમાં જે કાંઇ વનસ્પતિ, ઔષધી, જન્તુ, ઝેર, ઇત્યાદિ પદાર્થો જોવામાં આવે છે તે માણસ જાતના કામમાં આવે છે એટલુંજ નહિ પણ તે તેની સંપત્તિરૂપ છે: પશુહિંસક સિંહ ને પણ પાળવાથી તે માયાથી માણસની સાથે હાવભાવ કરે છે અને ચાબુકના ડરથી સરકસમાં નાચે છે. એનું શું કારણ? વિચાર કરતાં સમજાશે કે માણસ જો મર્યાદામાં રહી પ્રકૃતિના નિયમાનુસાર વર્તે તો સંસારમાં કોઇ વસ્તુ દુઃખ કે ભયરૂપ થઇ પડે નહિ.

ભારતવર્ષમાં અત્યારે અઢી કરોડ વિધવાઓ છે તેમાં અઢાર હજાર તો પાંચ વર્ષથી પણ નાની ઉમરની બાળાઓ એવી દશા ભોગવે છે. ૩૦-૩૫ વર્ષ સુધીની દોઢ લાખ યુવતીઓ વૈધવ્ય ભોગવે છે. વિધવાઓ ઘરનાં સ્ત્રી પુરૂષોને માથે બોજારૂપ થઇ પડે છે અને ઘરના માણસો તેમજ પડોશીઓ પણ તેના પ્રત્યે નિષ્ઠુર બની તુચ્છકારની નજરે જુએ છે. એક તરફથી પતિના મરણથી તે ભારે દુઃખમાં પડી હોય અને બીજી તરફથી લોકો તેનો તિરસ્કાર કરે, મેણાં મારે અને અપમાન કરે છે. "એણે આવીને મારા દીકરાનો જાન લીધો; એતો રાક્ષસિણી આવી; એનું મ્હોં કાળું કરો હવે કોણ એનું જન્મારો પુરૂં કરશે? એ તો નફ્ફટ થઇ અને સાંઢણી બની; એને તો ફાવતું મળ્યું;" ઇત્યાદી કંઇક કુવાક્યો અને અર્થહીન આક્ષેપોનો તેના ઉપર વરસાદ વરસાવવામાં આવે છે. વળી એક સ્ત્રી વિધવા થતાં વાર કુટુંબમાં અનેક પ્રકારના કજીઆ ટંટા પણ શરૂ થાય છે અને તેથી આખું કુટુંબ દુઃખી બની જાય છે.

એ કરતાં પણ વિશેષ ભયંકર પરિણામ તો એ નીપજે છે કે અન્યાયી અને અપમાનકારક વર્તનને પરિણામે એ વિધવાઓ મોહ, લોભ, લાલચોમાં ફસાય છે અને ઇન્દ્રિયવાસનાઓને વશ બની છુપી રીતે વ્યભિચાર કરવા પ્રેરાય છે; ગર્ભપાત કરે છે અને ઘણી વખત હલકી વર્ણના કે હલકી ખાસીયતના અથવા પરધર્મી મનુષ્યો સાથે તેઓ નાસી જાય છે. પરિણામે તેમને વેશ્યા તરીકે અથવા બીજી કોઇ રીતની નિકૃષ્ટ જીંદગી ભોગવવા વખત આવે છે.

વચલા જમાનામાં લાંબા વખત સુધી એવી પ્રથા ચાલુ રહી હતી કે પતિ મરણ પામે ત્યારે તેની વિધવાને તેનીજ ચિતા ઉપર બાળવામાં આવતી હતી. હિંદુઓ એ પ્રથાને એક પવિત્ર કાર્ય માનતા હતા. પણ યુરોપીઅન યાત્રાળુઓએ એવા ઠમઠમાટ ભર્યાં દેખાવોનાં વર્ણન કરતાં જણાવ્યું છે કે, બહુ થોડી સ્ત્રીઓમાં પતિ પાછળ બળી મરવાની ધીરજ અને હીમત જોવામાં આવતાં હતાં. ઘણું ખરું તો એ વિધવાઓને જોર જબરીથીજ બાળી મુકવામાં આવતી હતી. થોડાક નિર્દય બ્રાહ્મણો વિધવાને સ્મશાન સુધી ઘસડી લાવતા અને તેને શણગાર સજાવતા. કેટલીક વિધવાઓ નાસી છુટવાની પણ મહેનત કરતી અને ચીચીઆરીઓ પાડીને રડતી હતી તો કેટલી ચિતા જોઈનેજ બેભાન થઇ જતી હતી. લોકો તેમને જબરીથી ચિતા ઉપર સુવાડી દેતા અને ઢોલ વગાડી શોરબકોર કરી મુકતા હતા.

એને શું ધર્મ કહેવો? પવિત્ર કામ કહેવું. ખરેખર, એ તો એક રાક્ષસી લીલાજ હતી. બીજી પણ ઘણી પ્રજાઓમાં વિધવાઓને મરણ પામેલા પતિ સાથે જમીનમાં દાટી દેવાનો રીવાજ હતો. તથાપિ હું તો અહીં માત્ર હિંદુ પ્રજાનેજ પુછીશ કે એવી રીતે બળ જબરીથી વિધવાને બાળી મુકવી એનો શું અર્થ? એથી બીજા જન્મમાં પણ તેને એજ પતિ મળે એમ માનવામાં આવતું હતું પણ હું પુછું કે વેદના લગ્ન વિષય કોઇ મંત્રમાં એવી પ્રતિજ્ઞા સુચવી છે કે, સ્ત્રી, પુરૂષ જન્મ જન્માંતર માટે મળે છે? એક પુરૂષની સ્ત્રી મરણ પછી બીજા જન્મમાં પણ એજ પુરૂષને પરણી

શકે એ શું કોઇ રીતે સંભવિત પણ છે? મરણ પામેલો પુરૂષ અને સ્ત્રીને બીજા જન્મમાં કયા પ્રકારનો દેહ પ્રાપ્ત થશે એ કોણે જાણ્યું છે? દર્શન શાસ્ત્રમાં કહ્યું છે કે, યોનિ, આયુ અને ભોગ, પુર્વે કરેલાં કર્મોના ફળરૂપ છે. પુર્વ જન્મનાં કર્મોના પરિણામે પુરૂષ સર્પ, સિંહ, ચિત્તા, કે બીજા કોઇ ભયંકર પ્રાણી રૂપે જન્મે અને સ્ત્રી ગાય, હરણી, કીડી ઇત્યાદિ કોઇ રૂપે જન્મે અને તે પણ જુદી જુદી અવસ્થામાં અને જુદા જુદા દેશમાં જન્મે. કેટલાક જીવો મોક્ષ ગતિ પામે, કેટલાક નર્કમાં પડી રહે અને કેટલાક ભુત પ્રેત બને. એ સંબંધમાં અનેક કલ્પનાઓ સંસારમાં ચાલી રહી છે. પરંતુ કોઇ રીતે એમતો નહિજ કહી શકાય કે આ જન્મનાં સ્ત્રી પુરૂષોનો સંબંધ બીજા જન્મમાં પણ એવો ને એવોજ કાયમ રહે યા તો યાદ પણ રહે. કોઇ પતિ કે પત્ની એકના મરણ પાછળ બીજું મરે અથવા વ્રત ધારી રહે તો તે વ્યકિત ગત સંબંધ છે પણ એવી કોઇ સામાજીક અથવા ધાર્મિક આજ્ઞા નથી. માટે જેમ પુરૂષ સ્ત્રી મરી ગયા પછી ફરીથી લગ્ન કરે તેમ સ્ત્રીને પણ પતિ મરી ગયા પછી બીજીવાર લગ્ન કરવાની સ્વતંત્રા આપવી જોઇએ. અજબ જેવી વાત એ છે કે દીકરાની દીકરી જેટલી નાની ઉમરની છોકરીઓ સાથે ઘડપણમાં લગ્ન કરનારા બુઢ્ઢાઓ પણ જુવાન સ્ત્રીઓને તો રાંડયા પછી ઘરમાંજ બેસી રહેવાનો ઉપદેશ કરે છે. છોકરી ૧૦-૧૨ વર્ષની થાય ત્યારથી તેનાં લગ્ન કરી નાખવાની ભારે ચિંતા રાખવામાં આવે છે અને તે બીચારી જો ૧૫-૧૬ વર્ષની ઉમરે વિધવા થાય ત્યારે કહે છે કે, એનું ભાગ્ય ફુટયું,

એના એવાજ ભેખ હશે, માટે હવે તો તેણે બ્રહ્મચર્ય વ્રતજ પાળવું જોઈએ. પણ એ ઘણા બુધ્ધિમાનોને આપણે પુછીએ કે કલિયુગના પ્રતાપના ડરથી ૧૦–૧૨ વર્ષની બાળાને દોડધામ કરીને પરણાવી નાખી તો પછી તે વિધવા થયા પછી શું કલિયુગનો પ્રભાવ એ યુવાન વિધવા ઉપર નહિ પડે? પુરૂષો વારે વારે લગ્ન કરે, એશ આરામ ભોગવે અને વરણાગીયા થઈને ફરે તો પછી વિધવાઓ સંયમી કેવી રીતે રહેવાની? પ્રાણી માત્રનો સ્વભાવ છે કે તેને આકાંક્ષા હોય; તે કેમ નાબુદ થવાની? પ્રાચીન કાળમાં મોટા મોટા મહર્ષિઓ પણ લગ્ન કરી ગૃહસ્થી બનતા હતા તેનું શું કારણ હશે એનો કોઈએ વિચાર કર્યો? શું તેમનામાં આજન્મ સંયમી રહેવાનું સામર્થ્ય ન હોતું? અત્યારે પણ પુરૂષો પત્ની મરી જતાં શામાટે સંયમથી બાકીનું જીવન નથી ગુજારતા?

પુરૂષો ધંધા રોજગાર અને અન્ય અનેક વ્યવહારને લઈને બહાર આવજા કરી શકે છે કામકાજમાં બહુ ગુંથાયલા રહે છે અને ઇચ્છા હોય તો છુપી રીતે સ્ત્રીઓને મળવાનાં તેમની પાસે સેંકડો સાધન હોય છે, છતાં પુરૂષો તો એક સ્ત્રી મરણ પામે કે તુરત બીજી સ્ત્રી સાથે લગ્ન કરે છે. તો પછી જે સ્ત્રી જાતિમાં જેને આદ ગણો કામ હોય છે, કામ પણ થોડું હોય છે અને દિવસોનો મોટો ભાગ એકાંતમાં પસાર કરવો પડે છે એટલુંજ નહિ પણ શિક્ષણ અને ઉચ્ચ આદર્શનું જ્ઞાન બહુ થોડું મેળવવા પામે છે તે સંયમથી કેમ રહી શકે? સંયમથી રહેવું એ તો મુનિઓ, તપસ્વીઓ માટે પણ અસંભવિત હોય તો એવો સંયમ પાળવાની શક્તિ સાધારણ સ્ત્રીવર્ગમાં હોવાની આશા

કેમ રાખી શકાય? સ્ત્રી વર્ગ પાસેથી એવી અસંભવીત આશા રાખવાનુંજ એ પરિણામ આવે છે કે છુપો વ્યભિચાર ઘણો ફેલાય છે અને તેથી અનેક પ્રકારનાં પાપ, પ્રપંચ ચાલે છે. એથીજ કંઇક ઇજ્જતદાર ઘરોની આબરૂનાં લીલાઉ થાય છે, અને ઘરમાં કુલાંગારો પાકે છે. ગર્ભપાત અથવા જન્મતાં વાર મારી નાખેલાં બાળકોની ખરી સંખ્યા જાણવામાં આવતી નથી પણ એટલું તો નિર્વિવાદ છે કે તેવી રીતે હજારો જીવોની હત્યા થાય છે.

યુરોપમાં સ્ત્રીઓને બીજી વાર લગ્ન કરવાની છુટ છે તો પણ ત્યાં છુપા વ્યભિચાર સબબે સંખ્યાબંધ બાળકો છુપી રીતે જન્મ પામે છે. ઇંગ્લન્ડમાં આશરે પોણા બે કરોડ, ફ્રાન્સમાં આશરે ૧॥ કરોડ, જર્મનીમાં આશરે સવા ત્રણ કરોડ અને હિંદુસ્થાનમાં ૧૪ કરોડ સ્ત્રીઓ છે. સને ૧૯૦૪થી ૧૯૦૯ સુધીના ૭ વર્ષમાં ઇંગ્લન્ડમાં સવા બે લાખ, ફ્રાન્સમાં સવા ચાર લાખ અને જર્મનીમાં દશ લાખ બાળકોનો જન્મ છુપો છાનો થયો હતો. ઇંગ્લન્ડ, જર્મની અને ફ્રાન્સની સ્ત્રીઓની એકત્ર સંખ્યા સાડા ૭ કરોડ જેટલી થાય તેમાં જો ૧૬॥ લાખ બાળક ૭ વરસમાં છુપા વ્યભિચારને લીધે છાનાં છપનાં જન્મે તો હિંદુસ્તાનમાં તેવી રીતે કેટલાં બાળકો જન્મતાં હશે? એની કલ્પના કરતાં કમકમાટ ઉપજ્યા વિના કેમ રહે? ઇંગ્લન્ડ, ફ્રાન્સ અને જર્મનીમાં તો એવાં બાળકોનાં રક્ષણ અને પોષણ માટે પુષ્કળ પ્રબંધ કરવામાં આવ્યા છે પણ હિંદુસ્થાનમાં તો તેવું પણ સાધન નથી. અહીં તો માત્ર, કાચા ગર્ભનું પતન થાય છે. અથવા બાળકનું જન્મતાં વારજ ખુન થાય છે! દયા-

ધર્મની જોરશોરથી ગર્જના કરનાર હિંદુધર્મની આથી પુરી ફજેતી થાય છે. ધર્મના નામનું ઓઠું લઇ હિંદુઓએ આ ઘોર પાપનું વૃક્ષ પોતાને આંગણેજ વાવી રાખ્યું છે. ઇજ્જતની બરબાદી સહન કરવી, પાયમાલીના ધગધગતા અંગારામાં જાણીબુજીને પગ મુકવા, કમરે પાપપથર બાંધીને આપત્તિના સમુદ્રમાં ડુબી મરવું ભયનાં વાદળાં વચ્ચે ઘેરાઇને જીવન વ્યતિત કરવું, ઇત્યાદિ સર્વ વાત પોષાય છે પરંતુ ઉદારતા અને દયાની લાગણીથી વિધવાઓને ફક્ત લગ્ન કરવા દેવાં અને તેમને પાપ કર્મથી બચાવવામાં એ તેમને પોષાતું નથી–રૂચતું નથી–સુઝતું નથી!! વ્યભિચારનાં ભયંકર પાપના માર્ગથી અઢી કરોડ વીધવાઓને ફરી લગ્ન કરવા દેવાથી દુર રાખી શકાય અને વળી અઢી કરોડ પુરૂષોને માટે સ્ત્રીઓની જોગવાઇ થાય. એ રીતે વ્યભિચારનાં પાપનું વૃક્ષ વિધવાઓનાં લગ્નની છુટ મુકવાથી બેઉ બાજુથી કાપી શકાય.

હિંદુ ધર્મશાસ્ત્રમાં વિધવા વિવાહ માટે પુરી છુટ આપવામાં આવી છે. વિવાહમંત્રોમાં જે પ્રતિજ્ઞાઓ છે તેનો અર્થ એજ છે કે, આ સ્ત્રી પુરૂષ આ જન્મમાં જીવતાંજીવ એક બીજાથી કદી છુટાં નહિ પડે. વિવાહનાજ મંત્રોમાં એક ઠેકાણે સ્ત્રીને 'દેવૃકામા' બનવાની આજ્ઞા ફરમાવવામાં આવી છે. 'દેવૃકામ્રા'નો અર્થ એજ છે કે પતિ મરી જાય તો બીજા પતિની ઇચ્છા કરવાવાળી બને. નીચેનાં પ્રમાણો જોવાથી એ વાત સ્પષ્ટ સમજાય છે.

कुहस्विद्दोषा कुह वस्तो रश्विना कुहाभिपित्वं करतः कुहोषतुः
को वा शयुत्रा विधवेवदेवहं मर्यं नयोषां कृणुत सधस्थआः

ऋ. मं. १०। सू. ४० मं. २.

અર્થાત્-હે દંપતિ, વિધવા દેવરથી સધળા પતિથી સમાગમમાં આજ સંતાન પેદા કરે છે તેમના જેવાં તમે રાતે તેમજ દિવસે ક્યાં હતાં? તમારી સુવાની જગ્યાં ક્યાં છે? ક્યારે ક્યાં જઈ રહ્યાં હતાં અને ક્યાંથી શું મળ્યું?

उदीर्ष्व नार्यभिजीव लोके गतासुमेत्त मुप शेष एहि।
हस्तग्राभस्य विधि पोस्तवेदं पत्युर्जनित्वमभि संवभूथ॥

ऋ. मं. १०। सू. १८। मं. ८

અર્થાત્-હે સ્ત્રી! આ મરણ પામેલા પતિની આશા છોડ; બીજો પતિ શોધી લે અને સમજી લે કે આ નવા પતિથી જે પુત્ર પેદા થશે તે તારો અને એ પુરૂષનો પુત્ર કહેવાશે.

अदेवृघ्न्य पतिघ्नी दैधि शिवा पशुभ्यः सुयमाः सुवर्चाः।
प्रजावती वीरसूर्देवृकामा स्योनेममग्निं गार्हपत्यं सपर्य॥

अथर्व. का. १४। अनु २ मं १८

અર્થાત્-હે પતિ અથવા દેવરને દુઃખ નહિ દેનારી સ્ત્રીનું આ ઘરમાં પશુઓ માટે કલ્યાણકારી ધર્મ માર્ગે ચાલનારી,

૨૫, ગુણયુક્ત વીરપુત્રોને જન્મ દેનારી, દેવરની ઇચ્છા કરનારી અને સુખદાયિની બનીને ગૃહસંબંધી અગ્નિને વ્યવહારમાં લાવ.

ઘણા લેખકો 'દેવર' નો અર્થ પતિનો નાનો ભાઈ, એવો કહે છે. પરંતુ તે ખરૂં નથી. નિરૂક્ત અધ્યાપક ખંડ ૨૫ માં કહ્યું છે કે, देवरः कस्मात् द्वितीयो वर उच्यते। અર્થાત 'દેવર' એટલે બીજો વર--પતિ.

સ્મૃતિઓમાં પણ એ વિષે લખ્યું છે:-

सचेदक्षतयोनिः स्याद् गत पत्यागतापि वा।
पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति॥

मनु ९-११६

અર્થાત જો સ્ત્રીનો પતિ સાથે સમાગમ થયો નહિ હોય તો તે સ્ત્રી પતિને ઘેર જઇ આવી હોય છતાં તે પતિ મરણ પામે તો તેના બીજા પતિ સાથે લગ્ન કરવાં જોઇએ.

तामनेन विधानेन निजो विन्देत देवरः

मनु ९-९६

અર્થાત-તેને તેનો દેવરજ પરણે.

प्रोषितो धर्म कार्यार्थं प्रतीक्ष्योऽष्टौ भद्रः समाः
विद्यार्थी षड यशोर्थं त्रीस्तु वत्सहान्

वन्ध्याष्टमेऽधिवेद्यान्दे दशमे तु मृतप्रजा ।
एकादशे स्त्री जननी सद्यस्त्वप्रियवादिनी ॥

मनु ९।७६।८१

અર્થાત્- સ્ત્રીનો પતિ ધર્મ કાર્યાર્થે પરદેશ ગયો હોય તો ૮ વર્ષ, વિદ્યાધ્યયન માટે ગયો હોય તો ૬ વર્ષ અને ધન મેળવવા ગયો હોય તો ૮ વર્ષ અને બાળક જન્મીને મરી જતાં હોય તો પુરૂષ ૧૦ વર્ષ રાહ જુએ. એ પછી સ્ત્રી પુરૂષ ફરીથી લગ્ન કરે.

नष्टे, मृते, प्रव्रजिते क्लीवे च पतिते पतौ ।
पञ्च स्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

( पाराशर स्मृति )

અર્થાત્-પતિ એકાએક નાશી જાય, મરણ પામે, સંન્યાસી થઈ જાય, નપુંસક હોય, જાતિ કે સમાજથી પતિત થઇ જાય તો એ પાંચ પ્રકારના આપત્તિના સંજોગમાં સ્ત્રી બીજી વાર લગ્ન કરે તો તેમાં તેને કાંઇ દોષ લાગતો નથી.

શાસ્ત્રોનાં આ વચનો ઉપરાંત મહાભારત રામાયણ અને પુરાણોની કથાઓમાંથી આજ વિચારને પુષ્ટિ આપનારા સંખ્યાબંધ દાખલા મળી આવે છે. વાલી મરણ પામ્યા પછી સુગ્રીવને પરણી હતી અને મંદોદરી બિભીષણને પરણી હતી. એજ. રીતે કુન્તી

ચિત્રવીર્યની સ્ત્રી વગેરેના એવા ઘણા દાખલા મળી આવે છે અને તેથી ખાત્રી થાય છે કે પ્રાચીન કાળમાં સ્ત્રીઓ ઉપર આજના જેવું કઠોર અને નિર્દય બંધન ઠસાવવામાં આવતું નહોતું. આજે પણ વિધવાવિવાહની પ્રથા ચાલુ કરવાની ખાસ જરૂર છે કારણ કે એ પ્રથા ચાલુ થવાથી વ્યભિચારની પ્રવૃત્તિ મોટા પ્રમાણમાં ઘટી જાય અને હિંદુ સમાજમાં ઘુસી ગએલી એક છુપી પીડા નાબુદ થાય તથા તેની ઈજ્જતની હરરાજી થતી બચે એવી પુરી આશા રહે છે.



# અધ્યાય ૨૩ મો.



## (વેશ્યા વૃત્તિઓનો નિકાલ.)



ભારતવર્ષમાં લગભગ પોણા પાંચ લાખ સ્ત્રીઓ જાહેર રીતે વેશ્યાનો ધંધો કરીને કમાય છે. અને એમની વારસીક આવક લગભગ બાસઠ કરોડ રૂપીઆ જેટલી છે. આતો છડે ચોક વેશ્યાનો ધંધો કરનારી સ્ત્રીઓની ગણત્રી છે પણ તે ઉપરાંત હજારો સ્ત્રીઓ છુપી રીતે વેશ્યાનું કામ કરે છે અને બહારથી બીજો ધંધો કરતી કરતી હોય તેવો ડોળ કરે છે તે જુદુ. લગભગ દરેક મોટાં શહેરોમાં વેશ્યાઓનાં જાહેર બજારો હોય છે. મુંબઇ સફેદ ગલી, ગીરગામ, ફોકલેન્ડ રોડ, ફોરાસ રોડ, કલકત્તામાં મછુઆ બજાર, સોના ગાછી, લોઅર ચિતપુર રોડ; લાહોરમાં હીરામંડી, દિલ્લીમાં ચાવડી બજાર, પુણામાં બુધવાર પેંઠ, લખનઉમાં ખાસ ચોક, પવિત્ર તીર્થ કાશીમાં દાલની મંડી વગેરે જગાઓ મશહુર છે. નૈનીતાલ, અલમોડા, ગોઆ વગેરે ઠેકાણેથી ત્યાં મનમોહક વેશ્યાઓ આવી વસે છે.

વિલાયતી કાપડ દર વરસે સાઠ કરોડ રૂપીઆનું આવે છે પરંતુ ફકત જાહેર વેશ્યા વૃત્તિ કરનારી સ્ત્રીઓનીજ આવક પણ બાસઠ

# અધ્યાય ૨૪ મો.

## (નાગરિક જીવનની સંભાળ.)

એટલું તો ચોકકસ છે કે ગામડાંઓ કરતાં કસ્બા અને શહેરોમાં રહેતાં છોકરાંઓ વધારે ખરાબ થાય છે. શહેરોમાં પણ ત્યાંની ધામધુમ અને ચમકઝમકની અચાનક કે નવા સવાં આવેલા માણસ ઉપર જેટલી ખરાબ અસર થાય છે તેટલી ત્યાંના જુનાં રહેનારાં માણસો ઉપર થવા પામતી નથી. ગામડાંના સીધા સાદા છોકરા જ્યારે પ્રાથમીક કે વર્નાક્યુલર શાળાનો અભ્યાસ પુરો કરી વધુ ભણવા માટે કસ્બા કે શહેરની શાળામાં જાય તો તેને ત્યાં કાંઇ નવુંજ જીવન અને ચમક ઝમક જોવા મળે છે. ભવ્ય મોટાં મકાનો, ટેબલ, ખુરશી, ઉત્તમ પોશાક અને ડોકડમાટવાળા સોબતીઓનો તેમને પરિચય થાય છે. ચાહ પાણી, સોડા, રાસબરી, આઇસક્રીમ, ભજીઆં કચોરી વગેરે ખાવા પીવાની વસ્તુઓ પણ તેમને આકર્ષણ કરવા માંડે છે. થોડા દિવસ તો તેઓ તેનાથી દુર રહે છે પણ આખરે એમને સઉની સાથે એકરૂપ થઇ જવાની લાલસા થઇ આવે છે અને પછી ડોકડમાટીઆ, જાતિભ્રષ્ટ કે ઉચ્છૃંખલ શહેરી, છોકરાઓ એમના ભોળપણાનો લાભ લેઇ તેમને પોતાના જેવાજ બનાવે છે બલ્કે તેમને મુર્ખ બનાવી પોતાના

કેટલાક દુષ્ટ હેતુઓ પણ પાર પાડવાને તક મળે તો ચુકતા નથી. દુરાચાર વસ્તુજ એવીજ છે કે એક વાર માણસ તે માર્ગે લપટ્યો કે ગબડતોજ ચાલે. શહેરમાં અભ્યાસ કરવા જાય ત્યાં તેમની દેખરેખ રાખનાર કોઇ હોય નહિ. બોર્ડિંગમાં રહેતા હોય તો ત્યાં પણ પરસ્પર પ્રેમ વૃધ્ધિ કરવા જતાં આખરે દુર્વ્યસનો અને અપ્રાકૃત કર્મો કરતાં શીખે છે.

કોઇ છોકરાના મુખારવિંદનું તેજ એકાએક ઘટી જાય. અવાજ ખોખરો થઇ જાય. બીકણપણું કે એકલા રહેવાનો શોખ વધી જાય, આંખમાં સ્ફૂર્તિ કે આનંદમય નુર ના જણાય, સવારે મોડા ઉઠવા માંડે, સંડાસમાં ઘણો વખત ગાળે, સ્નાનાદિ કર્મથી, શુધ્ધ રહેવામાં બેદરકારી દેખાડે, ભણવામાં સુસ્ત બની જાય તો સમજી જવું કે એ છોકરો દુર્વ્યસનોમાં ફસાયો છે અને વીર્ય બહાર ફેંકી દે છે. એવા છોકરાને ભણાવવાનું બંધ કરી તેને ખેતી અથવા બીજા કોઇ મહેનતી ધંધામાં પરોવી દેવો. ભણતર અધુરૂં રહી જાય તે પરવડે પણ એથી તે જીવતો, જાગતો, મહેનતુ અને કમાઉ બનશે અને લાગુ પડેલાં દુર્વ્યસન કે દુરાચારમાંથી બચી જશે.

કોલેજમાં ભણવા જાય ત્યારે વિદ્યાર્થીઓના મગજમાં નવોજ રસ પેદા થાય છે. શિક્ષણના પુસ્તકોમાં ટેનીસન અને શેક્સપીઅરનાં પ્રેમરસપુર્ણ કાવ્યો વાંચવા મળે છે. વિદ્યાર્થી તે ઘુંટડે ઘુંટડે હોંશથી પીએ છે. રહેવાનું સુંદર જગામાં મળે છે, અને પલંગ પર પોચી ગાદીઓમાં સુવા મળે છે. આરસના જેવી ઉજળી,

ગુલાબ જેવી કોમળ અને ચાંદનીના જેવી નિર્મળ પ્રેમ પુતળીઓનાં વર્ણન એ ગાદીમાં પડયાં પડયાં જુવાનો વાંચે છે, તેમની દ્રષ્ટિ સમક્ષ અપ્સરાઓના ચિત્રો ખડાં થાય છે. સોનેરી બાલ પાતળી કમર, મોહક નયનોવાળી લલનાઓનાં લાલિત્યના સ્વાદ ચાખવાની કલ્પનાંઓમાં એમનું મગજ ઘેરાય છે; એવા સંજોગોમાં સંયમ અને પવિત્રતાના વિચારોથી કોણ દ્રઢ થઇ થઇ શકે? એટલામાં વળી કોઇ એવા રસનું પાન કરી ચુકેલા મિત્રો પણ મળી આવે છે અને થોડું બાકી હોય તે પુરૂં કરી આપે છે; તેના હૃદયમાં વિષયવાસનાની રેલછેલ કરી મુકે છે; શરૂઆતમાં મશ્કરીના નામે બોલાતી વાતો પછી ખરેખર અનુભવવા વિદ્યાર્થી પ્રેરાય છે અને મનોનિગ્રહ સદંતર નાશ પામે છે. સીનેમાં નાટક જોવાથી કે બગીચાઓમાં મિસ અને લેડીઓનાં દર્શન પ્રાપ્ત થવાથી અથવા બીજી રીતે તેની માનસિક શક્તિ દિન પર દિન એટલી કમજોર બની જાય છે કે આખરે પોતાના મન ઉપર તેનો જરાએ અંકુશ રહેતો નથી; ગમે તેવી લાલસા અને વિકારનો શિકાર થઇ પડે છે; એકાદો મિત્ર લલનાનાં લાલિત્ય અને હાવભાવનાં સામ્રાજ્યમાં મળતાં સ્વર્ગીય સુખનો સ્વાદ સાક્ષાત અનુભવવાનાં સાધન કે માર્ગ બતાવે છે અને વિદ્યાર્થીનું પરમદૈવત બ્રહ્મચર્યનો કિલ્લો તુટે છે.

નાટક, સિનેમાં અને નવલકથાઓ વગેરે શૃંગારનાં પુસ્તકો શહેરી જીવનની બહુજ બરબાદી કરે છે, નાની ઉમરનાં બાળકો અને જુવાનોનાં મગજ ઉપર તેની બહુજ ખરાબ છાપ પડે છે. એવાં વર્ણનો અને દ્રશ્યો જોવા વાંચવાથી અંતઃકરણમાં કામ-

વાસનાની જબરદસ્ત જ્વાળા પ્રકટે છે. પોતાનાં બાળકો અને વહુ બેટીઓ એવાં પુસ્તકો વાંચવા ના પામે અને એવાં દૃશ્યો જોવા ના પામે તે માટે કાળજી રાખવી એ દરેક માબાપ કે વાલીની ફરજ છે. કોઈ પણ નાટક, કે પુસ્તક પોતે જોયા-વાંચ્યા પછી તે યોગ્ય હોય તો કુટુંબનાં બીજાં માણસોને તેનાં દર્શન કરાવવાં જોઈએ. સાચું કહીએ તો બાળકો માટે તો સાચા સિનેમાના ભંડાર નદી કિનારે કે જંગલોમાં પ્રભુએ ભરપુર ભરેલાં છે. આનંદ, વિલાસ અને ઉલ્લાસનાં સાધનો બાળકોને ગાયન, ચિત્રકળા શીખવાને પૂરાં પાડવાં. બાળકોને એવાં કુદરતી નિર્દોષ સાધનોનો પરિચય બને તેટલો વધુ કરાવવા માબાપે કાળજી રાખવી જોઈએ. ઘરના નોકરો પણ બાળકોનાં જીવન બરબાદ કરવામાં કારણરૂપ થઈ પડે છે. ઘરનાં નોકર, ચાકર, માળી વગેરે એવાં રાખવાં કે જેઓ પવિત્ર, નિર્દોષ, સાદું જીવન ગુજારનારાં હોય. બાળકોને ચોરી, જૂઠ, કુચેષ્ટા ઈત્યાદિ શીખવનાર ઘણું ખરું તો ઘરના હલકા સ્વભાવના નીતિભ્રષ્ટ નોકરો હોય છે. પહેલાં પૈસા ચોરતાં શીખ્યા પછી બાળકોને તે બનાવટી હાવભાવથી એવાં તો બોળવી નાખે છે કે બાળક તે જે કંઈ તેની હાએ હા કરતાં શીખે છે. નોકરો પછી પોતાનાં સર્વ અપલક્ષણ તેના મગજમાં સીંચે છે અને ખાનદાન કુટુંબના બાળક તેવાંજ હલકાં થતાં તેમનાં નામની અને કુટુંબની ખાનદાની, પ્રતિષ્ઠા અને ગૌરવપર પાણી ફરી વળે છે. માબાપોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ કે બાળકો પોતાની દૃષ્ટિ મર્યાદાની બહાર નોકરોના વધારે પરિચય કે સહવાસમાં રહેવા નહિ પામે. સ્ત્રી

નોકરોના સંબંધમાં પણ એટલીજ કાળજી રાખવાની જરૂર છે. કંઇક ખાનદાન ઘરની વહુ દીકરીઓને નસાડી જવાનાં જે કાવરાં થાય છે તેના મુળમાં એવી હલકી ચાકરડીઓનાજ હાથ હોવાનું જણાઇ આવ્યા વિના રહેતું નથી. આજકાલ જુવાન છોકરીઓને નિશાળોમાં ભણવા મોકલવાનો પવન વધારે ફુંકાયો છે પણ તે બહુ જોખમભરેલો માર્ગ છે. ખરી રીતે તો તેવી વહુ બેટીઓને ઘરમાંજ કેળવણી આપવી ઘટે છે. ખાસ કરીને વહુ બેટીઓને મીશનરી શાળાઓમાં તો મોકલવીજ નહિ જોઇએ કારણ કે વિદેશી અને વિધર્મી સંસ્કારો એ ભવિષ્યની માતાઓનાં મગજ ઉપર પડે તો તેનાં અગણિત માઠાં ફળ ભોગવવાં પડે છે.

કુમળી વયની બાળાઓ કુદરતીજ વધારે ચંચળ અને આનંદી હોય છે. કુમાર વયનું એક સ્વાભાવિક લક્ષણ છે કે જરાએ સંકોચ વગર કોઇની પણ સામે પવિત્રતાની દ્રષ્ટિથી જોવું. એવી કુમારિકા એકાએક બીકણ, ગંભીર કે સંકોચ પામતી જણાય તો તેનું કાંઈ કારણ હોવુંજ જોઇએ. તેમને ગાવા, વગાડવા કે હરવા ફરવામાં અમર્યાદિત થવાની ટેવ પડવા નહિં દેવી જોઇએ.

મોટાં શહેરોમાં લોકો નાની નાની જગામાં રહેતાં હોય ત્યાં સ્ત્રી પુરૂષોના અતિ પરિચયનાં અનિષ્ટ પરિણામ આવવાની વધારે ધાસ્તી રહે છે. કેટલાંક લંપટો કોઇ ઘરમાં એકાદ સુંદર સ્ત્રીને જુએ તો તે ઘરમાં પોતાની આવજા વધારી મુકે છે; બાળકો સાથે રમી હસીને અને અવારનવાર ખાવાપીવાના સ્વાદિષ્ટ પદાર્થોની આપ લે કરીને પરિચય વધારી આખરે અવસર મળતાં પોતાની બુરી વાસના

પાર પાડે છે. એવા ફોગટીઆ મિત્રોથી હમેશાં ચેતતા રહેવું ખાસ કરીને એવા લંપટોની કુદ્રષ્ટિ ખાસ કરીને કુમારી છોકરીઓ કે જુવાન વહુવારૂઓ ઉપર રહે છે. એમને મન નીતિ ધર્મ જેવી કોઇ વસ્તુ દુનિઆમાં હોતીજ નથી. મંદવાડ પ્રસંગે ચાર ફેરા ખાઇને ખબર પુછવાના બ્હાનાથી લાંબો વખત બેસી રહીને સમય મળ્યે એ કહેવાતા મિત્રો સ્ત્રી વર્ગને ભોળવી ફસાવી પોતાના સકંજામાં લે છે અને તેમની પવિત્રતાનો નાશ કરે છે.

શહેરોમાં વળી એક બીજી પાપી પ્રથા ચાલે છે. વ્યભિચારી પુરૂષો રસોયણ નોકર તરીકે જુવાન સ્ત્રીઓને રાખે છે અને પ્રપંચી સ્ત્રીઓ ભીખ માગવા, નોકરી શોધવા કે કાંઇ માલ વેચવ ને બ્હાને એવા પુરૂષોની શોધમાં ફર્યા કરે છે; કોઇ વળી વિધવાઓને ફસાવે છે. ભાડભીડ વખતે પૈસા ઉછીના આપી લેઇને ઓશીઆળી બનાવીને પણ કેટલાકો સ્ત્રીઓની પવિત્રતાનો નાશ કરવાનો લાગ સાધે છે એટલુંજ નહિ પણ કેટલાક દુષ્ટો તો પછી તેમના દલાલ બની કમાણી કરતાં પણ અચકાતા નથી.

એજ રીતે આડોશપાડોશમાં રહેનારા યુવાનો અને તેમને ઘેર આવતા જતા યુવાનોની બુરી નજર વિધવાઓ અને કુંવારી કન્યાંઓ ઉપર, વધારે ઠરેલી હોય છે. ઘણી વખત ઘેર આવેલા મહેમાનો પણ તેવાજ દુષ્ટ હોય છે. એવાઓથી ,શહેરોમાં રહેનારા માણસોએ ખાસ સાવધ રહેવું જોઇએ.



# અધ્યાય ૨૫ મો.

## (સંતાનોની ધાર્મિક શિક્ષા અને સાત્વિક જીવનચર્યા)

માત્ર અગીઆર વર્ષની કુમારાવસ્થાએ ધર્મને માટે પોતાનું ગળું કપાવવા કે જીવતા ભીંતોમાં ચણાઇ જવા તત્પર થનારાં બાળકોની કથા યાદ આવે છે ત્યારે વિચાર થાય છે કે એવું દ્રઢ અને સાત્વિક શિક્ષણ શું સાર્વજનીક રૂપે કદી પણ આપી શકાય? રાક્ષસોનુ સંહાર કરવાનું સામર્થ્ય ધરાવનારા શ્રી રામ પીતા પ્રત્યે આજ્ઞાધીન અને મર્યાદાશીલ બની વનવાસ કેમ ગયા? મહાન તપસ્વીઓ કરતાં પણ વિશેષ ઉજ્વળ અમરકીર્તિ ધ્રુવ અને પ્રલ્હાદે શાથી પ્રાપ્ત કરી? એમને મળેલાં ધાર્મિક શિક્ષણ અને તેથી ઘડાએલાં સાત્વિક જીવનનુંજ એ ફળ હતું એમ તો કબુલજ કરવું પડશે.

આજે તો પગારના દાસ શિક્ષકો ઉપરજ આપણે બાળકોનાં શિક્ષણ અને ચારિત્રયના ઘડતર માટે આપણે ભરોંસો રાખી બેસીએ છીએ, એ શિક્ષકો કડવા શબ્દો, કઠોર ધમકી અને નેતરના મારની ધાસ્તીથી બાળકોને ચાર અક્ષર શીખવી શકે છે ખરા પણ તે કાંઇ સાચું શિક્ષણ નથી; એથી ચારિત્રય જેવી વસ્તુ તો પેદાજ થતી નથી બલ્કે ઘણી ખરી કુચેષ્ટા અને કુમાર્ગ બાળકો આજની એ કહેવાતી શાળાઓ અને ભાડુતી શિક્ષકો દ્વારાજ શીખે છે.. બાળક

પરિક્ષામાં પ્રાસ થાય છે કે નહિ એ શીવાય માબાપ બીજું કાંઇ જોતા નથી; અર્થાત માબાપનું ધ્યાન બાળક દરરોજ ચાર શબ્દ નવા શીખે છે કે નહિ તેટલા ઉપરજ રહે છે. પરંતુ તેઓ સદ્‌ગુણ-સંપન્ન બને છે કે નહિ, એમના અંતઃકરણમાં ઉચ્ચ આશયો બંધાય છે કે નહિ, હૃદયની દ્રઢતા સ્થપાય છે કે નહિ, તેમનાં તન, મનનો વિકાસ થાય છે કે નહિ એ ખાસ જરૂરની વાત તો તેમના લક્ષમાં પણ રહેતી નથી. સાચું બોલવું, વડીલોનું માન જાળવવું, વિનય, દયા, અદબ, પ્રેમ અને સુશીલતા એ તો બાળકમાં કુદરતીજ હોય છે. અતિશય ધમકીથી બાળકને જુઠ્ઠું બોલવાની ટેવ પડે છે માટે તેને અંકુશમાં રાખવાં પણ તે માટે તેને પ્રેમપુર્વક શિક્ષણ આપવું જોઇએ. એમની સાથે ઘણી ઠઠ્ઠા મશ્કરી કરવી નહિ. બાળકોને નાનપણથીજ લાચાર માણસો ઉપર પ્રેમ રાખતાં, નિરાધાર માણસને મદદ કરતાં, માંદા માણસને ચાકરી કરતાં શીખવવાથીજ તેમને ચરિત્રશાળી, સદ્‌ગુણી અને વિશાળ હૃદયનાં બનાવી શકાય છે. તથાપિ આજે તો મા બાપ હોંશે હોંશે બાળકોને કાળી-ગોરી વહુ કે વર લાવવાની વાતો કહે છે પિતાના મિત્રો આવી બાપની મુછ પકડવા કે બાપને સોટી મારવાનુંજ શીખવે છે. કોઇ તો તુચ્છકારની કે નિર્લજ અપમાનભરી કુવાણી બોલતાં પણ શીખવે છે. એનું શું પરિણામ આવે તેનો તેમને બીલકુલ વિચાર હોતો નથી. કેટલાંક માબાપો તો એટલાં બેદરકાર અને અવિચારી હોય છે કે નાનાં બાળકોને નાગાં રમતાં અને પોતાની ઇંદ્રિઓથી કુચેષ્ટાઓ

કરતાં કે તેવી કુચેષ્ટાઓની વાતો કરતાં જુએ સાંભળે ત્યારે ખદકાની માફક હસ્યા કરે છે. પાંચ સાત વર્ષની બાળાઓ ઘર માંડે અને વર-વહુની રમતો રમે એ તો તેમને મન તદ્દન સાધારણ વાત લાગે છે. એવાં મુર્ખ માબાપોનાં બાળકો ચારિત્રયવીન નીકળવાનો સંભવજ ક્યાંથી હોય?

દેવતાઓ અને પૂર્વજોની પ્રતિમાઓ ઘરમાં સ્થાપિત કરવાનો મુખ્ય હેતુ એજ હતો કે વારે વારે એમનાં ચારિત્રો બાળકોને સંભળાવાય અને તેની તેમના હ્રદયપર છાપ પાડવામાં આવે; પરંતુ આજે તો ઘણું ખરૂં એવુંજ જોવામાં આવે છે કે પોતે દેવ-દર્શન કરવા મંદિરે જાય અને ધર્મપત્ની બાળકોને સાથે લેઈ જવાનો આગ્રહ પણ કરે ત્યારે શાણા પતિરાજ એવોજ જવાબ આપે કે ત્યાં કાંઇ નાટક નથી થતું કે જોવાનું રહી જશે? મંદિરમાં વળી એ લપ સાથે ક્યાં લઈ જાઉં? એજ ગૃહસ્થને ત્યાં બીજે દિવસે જો કોઇ નાચ કે ગાયનના જલસાનું આમંત્રણ આવ્યું હોય તો જરૂર પોતે ઠાઠમાઠ સાથે ત્યાં જાય અને સાથે બાળકોને પણ ભપકાદાર વસ્ત્રાભુષણ પહેરાવી તેલ અત્તર સજાવીને લેઇ જાય ત્યા વેશ્યા લટકાંમટકાં કરતી આવે એટલે પોતેજ અત્તરદાની લઇ ઉભા થાય, દીકરાને એક રૂપીઓ આપે અને ભલામણ કરે કે "બેટા રૂપીઓ આંગળી પર રાખીને આપ."

આ પ્રસંગે બાળકોને સ્હેજેજ વિચાર થાય છે કે બાપા મંદિરે ગયા ત્યારે તો કપડાં લત્તાંનો કાંઇ ઠાઠ માઠ કર્યો ન હતો અને ત્યાં

તો માત્ર એકજ પૈસો મુકયો હતો પણ અહીં તો ભપકાબંધ આવ્યા અને વળી એક રૂપીઓ આપ્યો, માટે મંદિરમાં બેઠેલી નાની દેવી હશે અને અહીં બેઠેલી કોઇ મહાદેવી હોવી જોઇએ. બાળકના મનમાં એવો ખ્યાલ આવતાંજ તેના હૃદય ઉપર કેવો સંસ્કાર પડે?

ભારત વર્ષમાં એક કાળ એવો હતો કે ઘેર ઘેર હવન યજ્ઞ થતા, રૂષિ મુની, તપસ્વીઓ આવતા જતા અને ગૃહસ્થો તેમનું આતિથ્ય પ્રેમપૂર્વક કરતા હતા. બાળકોને એવા પુણ્યાત્માઓનાં દર્શનથી પાવન થએલા માનતા. એ સંસર્ગ અને સંસ્કારોના પ્રતાપેજ એ કાળનાં બાળકો વીર, તેજસ્વી અને ધર્માત્મા નીવડતાં હતાં, પરંતુ આજે તો કર્મકાંડનો નાશ થઈ ગયો અને માત-પિતાનાં ચારિત્ર્ય પણ શુન્ય સમાં થઈ ગયાં; ફરવા હરવાનો સમય મળે તો બાળકોને નાટક કે સીનેમાના થીએટરોમાં લઇ જઇ પૂરી દેવામાં આવે છે અને ત્યા તેમને માટે અત્યંત અનીષ્ઠ એવાં ચરિત્રો અને દ્રશ્યો તેમને દેખાડવામાં આવે છે. ખુલ્લી હવા અને કુદરતની અકળ કળાના સંસ્કારને બદલે તેમને ગોંધાયલી ઝેરી હવા મળે છે અને નજર શકિતનો નાશ થાય છે, એટલુંજ નહિ પણ ચારિત્ર્ય દ્રઢ અને ઉત્તમ થવાને બદલે નિર્બળ અને અધમ થવા પામે છે. આથી તેમને વિના મુલ્યે જોવા મળતાં અઢળક જ્ઞાન, આરોગ્ય અને આનંદ આપનારાં કુદરતનાં પ્રભુના અકળ સામર્થ્યનાં દ્રશ્યો જોવાને બદલે સીનેમા અને નાટકો જોવાની આદત પડી જાય છે.

એજ રીતે કપડાં લત્તાં પણ બાળકોને એવાં ફ્રોકઠમાકવાળાં બતાવવામાં આવે છે કે તેઓ શોખીનમિજાજી, ઘમંડી અને કૃત્રિમ જીવનનાં શોખીન બને છે. ગરીબ બાળકો કરતાં તે પોતાને માત્ર એ કપડાં, લત્તાં અને બુટ નેકટાઇના ઠઠારાને આધારે શ્રેષ્ઠ માને છે અને તેમનો તુચ્છકાર કે ત્યાગ કરતાં શીખે છે. આથી ગરીબ બાળકોના હૃદયમાં તેમના પ્રત્યે અણગમો, ગુસ્સો અને ઇર્ષા વસે છે. પ્રેમ અને સહાનુસુતિપુર્વક સઉની સાથે રહેવું, વર્તવું એ તો આજના જમાનાનાં બાળકોને શીખવવામાંજ આવતું નથી અને તેથીજ આજે આપણો સમાજ અને સંસાર કલેશ અને બરબાદીનો ભંડાર બની ગયો છે.



# અધ્યાય ૨૬ મો.

## (સદાચાર)

માનવ સમાજમાં સઉથી વધારે અગત્યની અને અમુલ્ય વસ્તુ આચાર છે. કેટલાકો કરે છે કે વિદ્યા સર્વથી શ્રેષ્ઠ છે કારણ કે વિદ્યા પાંસે જગતની સર્વ શક્તિ અને સંપત્તિ પણ નમી પડે છે. પરંતુ તે ભુલ છે. આચાર એવી વસ્તુ છે કે, તેને સમીપ વિદ્યાપણ વંદન કરે છે. શરૂઆતમાં માણસ વિદ્યા દ્વારા ધન અને શક્તિ મેળવી શકે છે અને તેથી સન્માન પણ પામે છે પરંતુ જો તેની સાથે સદાચારનો સંગ્રહ નહિ કર્યો હોય તો તરતજ તે માણસની અધોગતી થવા માંડે છે અને પછી તેની વિદ્યા, ધન કે શક્તિ તેને માન પ્રાપ્ત કરાવી શકતા નથી. જગતમાં સઉથી વીશેષ દુરાચારી રોમનો બાદશાહ નીરો થઇ ગયો. રોમ જેવી અલબેલી નગરી સળગી રહી હતી ત્યારે પણ એ હૃદયશુન્ય રાજા વાંસળી વગાડવા બેઠો હતો. વ્યભિચારમાં તે એટલો અમર્યાદ હતો કે તેણે પોતાની બ્હેન, દીકરી અને માતા સાથે પણ વ્યભિચાર કર્યો હતો. માણસોને સિંહ, વાઘ જેવાં વિકાળ પ્રાણીઓ પાસે ફાડી ખવડાવવાં એ તો એને મન એક નિત્યકર્મ અને આનંદનું સાધન

હતુ. છતાં એ રાક્ષસ રાજા તેના જમાનામાં સર્વશ્રેષ્ઠ વિદ્વાન અને તત્ત્વવેત્તા ગણાતો હતો. એજ સ્થિતી રાવણની હતી. રાવણ મહર્ષિ પુલસ્યની પુત્રીનો પુત્ર અને, કુબેરનો સગો હતો; ઉચ્ચ બ્રાહ્મણ કુલમાં જન્મ્યો હતો; પોતે રાજનીતિ અને વેદોનો એવો ધુરંધર પંડિત હતો કે તેણે વેદોનાં ભાષ્ય પણ લખ્યાં છે; એની વિદ્વતા એટલી ભારે હતી કે શ્રીરામે લક્ષ્મણજીને મૃત્યુ સમયે તેની પાસે નીતિનું શિક્ષણ લેવા મોકલ્યા હતા. બિભીષણ જેવા ધર્માત્મા અને સુલોચના જેવી પતિવ્રતા સ્ત્રી એનાં કુટુંબીજનો હતાં એનું સામર્થ્ય અને વૈભવ તો અસીમ હતાં. તેમ છતાં પણ તે એવો ઘોર દુરાચારી હતો ઉત્તમ બ્રાહ્મણ કુળમાં જન્મેલો હોવા છતાં તે રાક્ષસ કહેવાયો અને ભાઇ ભાંડુઓ સહીત માર્યો ગયો.

ભગવાન રામ પુર્ણ સદાચારી પુરૂષ હતા. ગમે તેવા વિકટ પ્રસંગે પણ તેમણે પોતાનું ગૌરવ સાચવી રાખ્યું હતું ભગવાન કૃષ્ણ પણ એવાજ મહાન પુરૂષ હતા. દારૂણ યુદ્ધ ચાલી રહ્યું હોય ત્યારે પણ જેનામાં ઘોડાઓને ચોળી મસળીને નવડાવવા તથા પાણી પાવાની હામ હોય, જેનામાં એવાં ઘોર યુદ્ધ સમયે પણ ગીતાનો પરમોપદેશ આપી અર્જુનનો મોહ દુર કરવાનું ધૈર્ય અને સામર્થ્ય હોય, જેનામાં બ્હેન પ્રત્યેનો અપુર્વ પ્રેમ હોય, જેનામાં પાપ અને અનાચારનો નાશ કરવા માટે પ્રભાસ અને કુરૂક્ષેત્રનાં મેદાનમાં સુત્રાધાર બનવાનું સામર્થ્ય હોય તે પરમ પુરૂષ કોઇ કાળે ઇન્દ્રિયનો દાસ હોઇ શકેજ નહિ. ભાગવતમાં લખ્યું છે કે, સ્ત્રીઓ તેમના પ્રત્યેની પ્રેમભક્તિથી મદમસ્ત બની તેમની પાછળ ભટકતી હતી પરંતુ

કોઇએ એમ તો નથીજ કહ્યું કે શ્રી કૃષ્ણ સ્ત્રીઓની પાછળ ઘેલા થઇને ફરતા હતા. વ્યભિચારી પુરૂષો સ્ત્રીઓની પાછળ ભટક્યા કરે છે? કે સ્ત્રીઓ તેમની પાછળ ભટક્યા કરે છે? જો શ્રી કૃષ્ણ વ્યભિચારી હોત તો એ સ્ત્રીઓના પતિ કે પિતા તેમને તેમની પાસે શાના જવા દેત? કોઇ મહાન-નરની પવિત્રતા ઉપર વિશ્વાસ હોયા વગર કોઇ માણસ પોતાની વહુ દીકરીને માણસ પાસે જવા દે કે? ગમે તેવો મહાન પુરૂષ પણ પોતાના કુટુંબની સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરે એ વાત કોઇ સાંખી શકે નહિજ. મહાત્મા ગાંધી પાસે પણ આજે સ્ત્રીઓની ઠઠ ઘણી વખત જામેલી હોય છે. તેઓ ગમે તે ગૃહસ્થને ઘેર જાય તો સ્ત્રીઓ તેમનો પડદો રાખતી નથી. સ્ત્રીઓ તેમનાં દર્શને એકલ દોકલ પણ જાય છે. ઘણીએ સ્ત્રીઓએ તેમના યશોગાનનાં અને તેમના પ્રત્યેના ભક્તિ ભાવનાં ગીતો રચ્યાં છે અને શેરીએ શેરીએ ગાય છે. એક વખત તો ગાંધીજીનાં દર્શન કરવા બસો ત્રણસો વેશ્યાઓ પણ ગઇ હતી અને તેમને તેમણે ઉપદેશ પણ આપ્યો હતો આ સર્વ વાતનો કોઇ પાપાત્મા અનર્થ કરે તોપણ એની જીભ પકડી શકાય નહિજ.

શંકરાચાર્ય, બુધ્ધ અને દયાનંદ ખરી રીતે અપુર્વ કે અદ્વિતીય માણસ નહોતાં. એમના જમાનામાં પણ એમના કરતાં વધારે વિદ્વાન માણસો પણ કદાચ જીવતાં હશે ખુદ શ્રી શંકરાચાર્યના ગુરુ શ્રી મત્પાદ ગોવિંદાચાર્યજીને જગતે શ્રી શંકરાચાર્ય જેટલાના પુજ્યાં તેનું કારણ એજ હતું કે એ મહાન પુરૂષોના આચાર એટલા શ્રેષ્ઠ હતા. ઉચ્ચ આચારના પ્રતાપેજ તેઓ ભારે માન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શક્યા હતા. લોકમાન્ય તિલક બી. એ. એલ. એલ. બી. હતા

# અધ્યાય ૨૭ મો.

## (સદાચારના શ્રેષ્ઠ નિયમ.)

સદાચારી બનવા ઇચ્છનારે નીચેના નિયમો અવશ્ય પાળવા જોઇએ.

૧–દેવ, ગાય, બ્રાહ્મણ, ગુરુ, માતા, પિતા અને બીજાં વડીલો તથા શિક્ષક) વૃદ્ધ, સિદ્ધ, આચાર્ય તથા અતિથિ (મેમાન પરોણા) એમની હમેશાં પુજા, સેવા અને સત્કાર કરવો.

૨–સવારે તથા સાંજે સંધ્યા અને અગ્નિહોત્ર કરવાં.

૩–કોઇને નુકસાન કરવું નહિ: પોતાનું નુકસાન કરનારનું પણ હમેશાં ભલું ઇચ્છવું.

૪–સઉને પોતાના સમાન સમજવાં: કોઇને દુઃખ દેવું નહિ: સઉને ખુશી રાખવાનો પ્રયત્ન: પોતાનો આનંદ મળે પણ બીજાને દુઃખ થાય તેવું કામ કરવું નહિ: જગતમાં સઉ સુખી હોય સઉ નિરોગી હોય, સઉને કલ્યાણના સુઝે એવી ઝંખના નિત્ય કરવી.

૫–સઉના બાપ, કે જે આત્માને શાંતિ આપનાર, અજ્ઞાનીને ધીરજ આપનાર, શરણાગતનું રક્ષણ કરનાર અને ભગવાનથી

વર્તનાર બનવું. બીજો માણસ આપણા પ્રત્યે જેવી રીતે વર્તે એમ ઇચ્છીએ એજ રીતે પોતે બીજા સાથે વર્તવું.

૬–પારકું ધન, પારકી જમીન. પારકી સ્ત્રી વગેરે પારકી વસ્તુઓનો લોભ કરવો નહિ. વ્યભિચાર કદિ પણ નહિ કરવો.

૭–મળ મુત્રને કદિ રોકવા નહિં;

૮–કામ, ક્રોધ, લોભ, મોહના વેગને હમેશાં રોકવો; ઇન્દ્રિયો રૂપી ઘોડાની લગામ હમેશાં કબજે રાખવી કારણ એમાં બેદરકાર રહેવાથી એક દિવસ જરૂર ખાડામાં ફેંકાઇ જવાની ધાસ્તી રહે છે.

૯–પ્રસંગવશાત્ લાભકારક, થોડું, દલીલપુર્વક, સાચું અને મધુર બોલવું.

૧૦–કોઇની નિંદા કે આડી આડી કરવી નહિં. કઠોર કે નિરર્થક બકવાદ કરવો નહિ; સામા ધણીની વાત પુરી થતાં પહેલાં વચમાં બોલવું નહિ–કોઇની વાત કાપવી નહિં,

૧૧–કોઇને પોતાનો શત્રુ માનવો નહિ; કોઇના પ્રત્યે શત્રુત્વનો વિચાર ધારણ કરવો નહિ.

૧૨–જુદા જુદા સ્વભાવ, આચાર, વિચારનાં માણસો સાથે તેમને રૂચે તેવું આચરણ રાખી તેમને ખુશી રાખવાં.

૧૩–શરીરનું આરોગ્ય રાખવાને હમેશાં ખંત રાખવી; આરોગ્ય બગડે એવું કોઇ કાર્ય કરવું નહિ. કારણ કે એક વખત પણ

રોગ થવાથી શરીરની બહુ ખરાબી થાય છે અને જો ઉપરાચાપરી મંદવાડ આવે તો તો શરીરની પાયમાલી થઇ જાય છે.

૧૪–અટકલ, હિસાબ, ગણત્રી વિનાનું સાહસ. જેવાં કે પોતાના શરીરની તાકાત કરતાં વધારે બોજો ઉપાડવો, મોટી નદીમાં તરવું, પોતાના કરતાં વધારે બળવાન માણસ સાથે લડવું, અજાણ્યાં કે ભયાનક જગ્યાએ જવું વગેરે સાહસ કદી નહિ કરવાં.

૧૫–ઉગતો, આથમતો અને ગૃહણથી ઘેરાતો સૂર્ય તેમજ કોઇ ચમકદાર પદાર્થ જોવા નહિ.

૧૬–અપવિત્ર, અપ્રિય, કંટાલા રૂપ કે દુર્ગંધવાલી વસ્તુઓની સામે જોવું નહિ કે તેને અડકવું પણ નહિ.

૧૭–વજન માથે ચડાવીને જવું નહિ.

૧૮–રાત્રે ઝાડ નીચે સુવું નહિ.

૧૯–દેવસ્થાન, સ્મશાન, બાગ, અવાવરૂ મકાન, જંગલ વગેરે જગાંએ રાતે રહેવું નહિ.

૨૦–ધુપ, ધુમાડો, ધુળ પુર્વ દિશાની હવા કે ઝાકળ અથવા બરફ શરીર ઉપર ના પડે તે સંભાળવું.

૨૧–રાખ, ભુસુ, રેતી, અળશી અને ગંદા પદાર્થોના ઢગલા ઉપર ચડવું નહિ.

૨૨–પારકે ઘેર જમતાં સાવધ રહેવું.

૨૩–દેવતાથી શરીર શેકવું નહિ; ખાસ કરીને પગનાં તળીઆં તો નહિજ શેકવાં.

૨૪–નાગા ન્હાવું નહિ.

૨૫–અજાણ્યા જળમાં જવું નહિ.

૨૬–દારૂ, ભાંગ, તાડી ચરસ, ચીરૂટ હુક્કો, ચાહ, કાફી વગેરે પીવાં નહિ.

૨૭–પાપી, દુરાચારી, ગર્ભપાત કરનાર, પતિત, ગાંડા કે દેશ-દ્રોહી માણસની સોબત કરવી નહિ.

૨૮–હમેશાં મધ્યમ માર્ગે ચાલવું; કોઈ બાબતમાં અતિશય-પણું ધારણ કરવું નહિ.

૨૯–ઘણી જગાએ નોકરી કરવી નહિ.

૩૦–દરેક કામનો વખત નક્કી કરવો; સુઇ જતી વખતે આખો દિવસ કેમ વ્યતીત કર્યો તેની નોંધ કરવી.

૩૧–જો સંતાન સદાચારી બને એમ ઇચ્છતા હો તો પોતે કદી પણ દુરાચાર કરવો નહિ.

૩૨–કોઈનાં પહેરેલાં કપડાં પહેરવાથી, એક સાદડી, શેતરંજી કે પથારી પર બેસવાથી કે સુવાથી, કોઈએ લગાડેલું ચંદન લગાડવાથી યા કોઇનું એઠું ખાવાથી, સંસર્ગથી લાગુ પડતાં દરદો સામા ધણીનાં દર્દ પોતાને લાગુ પડે છે માટે તે વિષે બહુ કાળજી રાખવી.

# અધ્યાય ૨૮ મો.

## કસરત.

કસરત કરવાથી શરીર ઘાટદાર અને મજબુત થાય છે, શરીર થાકી જવાથી નકામી ચેષ્ટાઓ કરવાનું મન થતું નથી, ઉંઘ સારી આવે છે, મન સ્થીર થાય છે. ખાધેલો ખોરાક સારી રીતે પચે છે. આળસનો નાશ થાય છે, બળ અને ઉમંગનો વધારો થાય છે, તથા મહેનત, થાક, તરશ, ગરમી કે શરદી વગેરે સહન કરવાની શક્તિ પેદા થાય છે તેમજ ઇન્દ્રિયો વશ બને છે. કસરત કરનાર માણસો કાંઇ પણ મુશ્કેલી આવી પડતાં ગભરાતા નથી, તેમને ઘડપણ પણ જલ્દી આવતું નથી. રૂપ, ગુણ વિનાનાં માણસો પણ કસરત કરવાથી સૌંદર્ય પામે છે. કોઈ વાર કાચું, પાકું, ટાઢું, ઉનું કે સારું ખોટું ખવાઈ ગયું હોય છતાં કસરત કરનારને તે પચી જાય છે; ઝાડા કે કબજીયાતની ફરીયાદ એ તેને કદી કરવી પડતી નથી. ઉંઘ મીઠી આવે છે; સ્વપ્નાં બીલકુલ આવતાં નથી. મોટરોમાં ફરનારા હરહમેશ મીઠા અને ભારે પદાર્થો ખાનારા તેમજ ધનાઢ્ય અને જાડા માણસો કદરૂપા થઇ જાય છે અને માનસિક શ્રમ વેઠનારા વકીલ, બેરીસ્ટર, જજ, લેખક, વર્તમાન પત્રકાર વગેરે માણસો અગ્નિમાંદ્ય, ક્ષય કે ઉંઘ નહિ આવવાના વ્યાધિ ભોગવી નાની ઉમરે

મરણ પામે છે. કસરત કરવાથી શરીર બરાબર થાકે છે અને તેથી મનની ચંચળતા નાબુદ થવાથી તેવાં માણસને વ્યભિચારની ખોટી લાલસા થતી નથી. કસરત કરનારના શરીર અને સર્વ અવયવો એવાં તો દૃઢ બને છે કે તેને એકજ વખત વિષય ભોગ કરવાથી એટલો વધો સંતોષ ઉપજે છે કે લાંબા વખત સુધી તેને તેની ઇચ્છા પણ થતી નથી.

**કસરતનું પ્રમાણ**–અર્ધું બળ કાયમ રહેવા દેઇને કસરત કરવી. શ્વાસ જોરથી છુટવા માંડે, શરીર થાકી જાય અને કપાળ પર પરસેવો થઇ આવે એટલે કસરત બંધ કરી દેવી.

**અધિક કસરતથી નુકસાન**–વધારે પડતી કસરત કરવાથી શ્વાસ, ખાંસી, ક્ષય, તરસ, અરૂચી રકતપિત્ત, ભ્રમ, તાવ વગેરે દર્દ થઇ આવે છે અને શરીર સુકાઇ જાય છે. માટે શરીરનાં અર્ધાં બળ કરતાં વધારે કસરત કરવી નહિ.

ઉપર જણાવેલો કોઇ રોગ થયો હોય ત્યારે પણ કસરત કરવી નહિ.

**કસરતની શરૂઆત**–ધીમે ધીમે કસરતની શરૂઆત કરવી. પહેલી બે ચાર વખત કસરતથી થાક લાગે છે અને હાથ પગ તથા પાંસળીઓમાં કળતર થાય છે. પરંતુ એક કે બે અઠવાડયાં સુધી ચાલુ અભ્યાસ રાખવા પછી થાક લાગતો નથી અને હાથ, પગ કે પાંસળાંમાં કળતર થતી નથી. કસરત કરી રહ્યા પછી પાંચ સાત

મીનીટમાંજ એમ લાગે કે જાણે કે કાંઇ મહેનત કરીજ નથી. પછી તો કોઇ બહુ મહેનતુ કામ કરવા છતાં થાક લાગશે નહિ.

## પ્રોફેસર રામમૂર્તિનો ઉપદેશ.

સુવિખ્યાત પ્રોફેસર રામમુર્તિએ કસરતના સંબંધમાં નીચે મુજબ ઉપદેશ આપ્યો છે:

૧—કસરતનો અભ્યાસ ધીમે ધીમે કરવો; એકદમ ઘણો અભ્યાસ કરવો નહિ.

૨—જે કાંઇ કસરત કરવી તે બહુજ ધીરે ધીરે અને શરીર ઉપર પુરેપુરૂં જોર કરીને કરવી. જલ્દી કે ઝટકા મારવાની માફક કસરત કરવાથી કાંઇ લાભ નથી.

૩—કસરત પ્રાણાયામની, સાથે મેળવીને કરવી. શ્વાસ નાક વાટે કહાડવો અને લેવો. પ્રાણાયામની રીતેજ શ્વાસ બહાર કહાડવો તેમજ રોકવો. ધીમે ધીમે શ્વાસને ખુબ રોકવા માંડવો. કસરતની એક ક્રિયા ધીમે ધીમે અને એકજ શ્વાસમાં પુરી કરવાનો પ્રયત્ન કરવો છતાં જો શ્વાસ છુટી જાય તો તેથી કાંઈ હાનિ નથી. પાછો શ્વાસ ભરી લેવો અને ધીમે ધીમે ક્રિયા કરવી. એક ક્રિયા પુરી થાય એટલે શ્વાસ છોડી દેવો. અને પછી ફરીથી શ્વાસ ભરીને બીજી ક્રિયા કરવી. એ રીતે કસરત કરવાથી મુખ મુદ્રા વીશાળ બને છે, ફેફસા શરીર અને પાંસળાં મજબુત થાય છે અને જલ્દી થાક લાગતો નથી કેમકે શરીર બળ વધે છે. વાસ્તવિક રીતે બળ વાયુમાંજ છે. એ વાયુને પોતાને વશ બનવાથીજ માણસ બળવાન બની શકે

છે. માટેજ પ્રાણાયામની સાથે મેળવીને કસરત કરવી એ વિશેષ લાભદાયી છે કેમકે તેથી વાયુ વશ થવા માંડે છે.

૪-કસરત કરતી વખતે બીજી કોઇ વસ્તુમાં મન રાખવું નહિ. મનમાં તે વખતે એકજ કામના ધારણ કરવી કે આ કસરતથી હું બળવાન બનતો જાઉં છું અને ભીમસેન કે હનુમાન જેવો બળવાન બની શકું. એવા મહા બળવાન પુરૂષોની છબીઓ રાખવાથી પણ લાભ છે.

૫-કસરત કર્યા પછી ધીમે ધીમે ફરીને પાંચ સાત મીનીટ આરામ લેવો પછી ઠંડાઇ પીવી. ૧૦ બદામ, ૧ માસો ધાણાં, ૫ કાળાં મરી અને ૨ એલચી રાતે થોડા પાણીમાં પલવી રાખવાં. સવારે કસરત કર્યા પછી ઠંડાઇ બનાવવી, બદામના છોડાં કહાડી નાખી બધી ચીજો સાથે પથ્થરથી બારીક વાટી પાણીમાં ઘુંટીને બારીક કપડાંથી ગાળી લેવું અને પછી તેમાં થોડી સાકર નાખવાથી ઠંડાઇ બને છે. એ પીવાથી કસરત કર્યા પછી શરીર સુકું પડી જતું જણાય છે, નાબુદ થઈ તાજગી તથા કુમાશ આવે છે. શરદીની મોસમમાં તેમાં થોડી સુંઠ પણ નાખવી અને કોકરવું ગરમ કરીને પીવું. ધીમે ધીમે બે બે બદામ વધારતા જવી, અને સાથે સાથે તેના પ્રમાણમાં બીજી વસ્તુઓ પણ વધારવી. આખરે એક શેર બદામ સુધી વધારી શકાય.

૬-કસરત કરનારે માંસ ખાવું નહિ કેમકે તેથી સુસ્તી, ક્રુરતા વગેરે વિવિધ દુર્ગુણો વધવા પામે છે.

**તેલ માલિશ**-પહેલવાનો ઘણી વખત એમ કહે છે કે, "સૌ લડન્ત ઔર એક મમન્ત." તેલ માલિશ કરવાથી શરીરની કાંતિ વધે છે અને તે પુષ્ટ બને છે એટલુંજ નહિં પણ બળ અને વીર્યનો બહુજ વધારો થાય છે. વળી રૂવાંટાનાં છિદ્રો સાફ રહેવાથી તેલ શરીરની અંદર પસરે છે. સુશ્રુતમાં લખ્યું છે કેઃ

जलसिक्तस्यावर्द्धन्ते यथा मूलेङ्कुरास्तरोः ।
तथा धातुविवृद्धिस्तु स्नेहासिक्तस्य जायते ॥

અર્થાત-ઝાડનાં મુળમાં પાણી સીંચવાથી જેમ ડાળી પાંદડાં અને અંકુરો ફુટે છે તેમજ તેલ ચોળવાથી શરીરની ધાતુ વધે છે.

આખા શરીરે તેલ સારો પેઠે ચોળાવવું ખાસ કરીને, માથામાં હાથ ઉપર છાતીએ, પાસળીઓમાં, પગ ઉપર અને પગના તળીઆઓમાં ખુબ તેલ ચોળવું. માથામાં તેલ ચોળવાથી મગજ બળવાન બને છે. પગમાં તેલ ચોળવાથી આંખોનું નુર વધે છે. છાતી અને પાંસળીઓમાં ચોળવાથી ન્હેરો, ફેફસા અને શરીર મજબુત થાય છે. પીઠ, ત્રિક અને વંશ ઉપર તેલ ચોળવાથી ઘડપણ જલ્દી આવતું નથી.

માલિશ કરવા માટે તલનું કે સરસવનું તેલ વાપરવું. એજ સઉથી ઉત્તમ તો તલનુંજ તેલ છે. તથાપિ શતાવરીનું તેલ ચોળવાથી શરીર પુષ્ટ બને છે અને કાંતિ ઘણી વધે છે.

**શતાવરીનું તેલ**-શતાવરી, ખરેટીની જડ, ગંગેરની શાલપર્ણી, પુષ્ટપર્ણી, એરંડાની જડ, કાંસની જડ અને પિયાંવાંસા એ દરેક ૭

# અધ્યાય ૨૯ મો.

## (સંયમ)

મહાત્મા ગાંધી કહે છે કે,

ભારત વર્ષમાં પ્રજોત્પત્તિ ઓછી થાય તેથી લાભ છે પણ તેનો એકજ ઇલાજ મને માન્ય છે તે **સંયમ**નોજ. પશ્ચીમના વિજ્ઞાન શાસ્ત્રીઓ જે બનાવટી ઇલાજ સુચવે છે તે રાક્ષસી અને હાનિકારક છે. પરણેલાં સ્ત્રી પુરૂષો પણ વિષયવાસના ઘટાડી સ્હેલાઇથી બ્રહ્મચર્ય પાળી શકે છે.

મહાત્મા ગાંધીના એ શબ્દો વિશુધ્ધ અને દ્રઢ સામાજીક ઉન્નતિ માટે ઉંચામાં ઉંચો આદર્શ દર્શાવનારા છે. એ ઉપદેશનું ગંભીરતાપુર્વક મનન કરવું ઘટે છે. સર્વ સ્ત્રી પુરૂષો ઉપર સદાકાળ દેખરેખ કે અંકુશ રાખી શકાય નહિજ. પણ માણસ પોતે મનનો સંયમ રાખી દુર્ગુણોથી અને હાનિકારક કૃત્યોથી પોતાને દુર રાખી શકે છે. આત્મરક્ષાનો એ એકજ ઉત્તમ માર્ગ છે. મનુ કહે છે કે.–

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वादिनाम् ॥

અર્થાત્–હોશીઆર સારથી જે ઘોડાની લગામ મજબુત પકડી રાખીને ઘોડાને અંકુશમાં રાખે છે તેમજ મન અને આત્માને ખોટા માર્ગે ઘસડી જનારા વિષયોમાં મસ્ત રહેતી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાનો નિત્ય યત્ન કરવો.

તો મશગુલ થઇ જાય છે કે તેમાંથી તેઓ કદી છુટવાજ પામતા નથી અને ઘણું ખરૂં તો તેઓ નીતિ, રીતિ, શિષ્ટાચાર, ભલમનસાઇ તેમજ સમાજનો ભય ભુલીજ જાય છે અને તદન ઉચ્છ્રંખલ બની જાય છે. કેટલાકો પોતાની એ કુટેવ અને તેનાથી નીપજેલી દુર્દશા પણ સમજતા હોય છે છતાં તેને કોઇ રીતે તજી શકતા નથી. વેદમાં વારંવાર કહ્યું છે કે, "तन्मे मनः शिव संकल्पमस्तु". તે યથાર્થજ છે. મન શુધ્ધ સંકલ્પવાળું રાખવાથી મનમાં કોઇ પણ કુવિચાર આવતાંની સાથે તેને રોકી શકાય. કુવિચારને તુરતજ નહિ રોકતાં થોડો વખત પણ જો તેને મનમાં વસવા દેવામાં આવે તો પછી તે મગજમાં એવું મજબુતસ્થાન કરી લે છે કે તેનો ત્યાગ કરવો દુર્લભ થઇ પડે છે. પણ જો તેને શરૂઆતમાં દાબી દેવામાં આવે તો તે સ્હેલથી દુર થાય છે.

કીર્તન—શાસ્ત્રમાં કહ્યું છે કે,

"यन्मनसा ध्यायति तद्वाचा वदति,
यद्वाचा वदति तत्कर्मणा करोति"

અર્થાત મનમાં જેવો વિચાર કરવામાં આવે તેવું માણસ બોલે, અને જેવું બોલે તેવું કામ કરે. મનમાં જ્યારે કુવિચારની જડ જામે ત્યારે તે માણસ મીત્રો સાથે વાત ચીતથી પણ તેવીજ કરે. એવી વાતચીતથી પણ શરીરમાં એક પ્રકારની એવી ગરમી પેદા થાય છે કે વીર્યસ્રાવ થાય છે. આથીજ કીર્તનને મૈથુનનો એક પ્રકાર શાસ્ત્રકારોએ ગણ્યો છે.

ચા પાણી અને બીજી એવી આચર કુચર ચીજો ઘણી ખાનારાઓના મગજમાં હમેશાં ખરાબ વિચારો સ્હેલાઇથી વસે છે. શુધ્ધ સાત્વિક ખોરાક ખાવાથી માણસનું મગજ સ્થીર બને છે અને શુભ વિચારો સ્ફુરે છે. કહેવત છે કે "જેવું અન્ન તેવા ઓડકાર." વૈદક શાસ્ત્રમાં ખોરાકના સાત્વિક, રાજસિક અને તામસિક એવા ત્રણ વર્ગ દર્શાવેલા છે. ઘઉં, ચોખા, ઘી, દુધ, દહીં, શાક અને ફળ સાત્વિક ભોજન છે- ઇંડાં, માછલી, ડુંગળી, મરચાં, ક્ષાર, મીઠાઈ વગેરે ગળ્યા પદાર્થો, મસાલા, અદડ, મસુર વગેરે પદાર્થો રજો ગુણ પેદા કરનારા હોવાથી રાજસિક ભોજન ગણાય છે અને માંસ, દારૂ, લસણ વગેરે તમો ગુણ પેદા કરનાર પદાર્થો તામસીક ભોજન ગણાય.

સાત્વિક ભોજન કરનારનું મન શાંત અને વીર્ય સ્થીર હોય છે.

રાજસિક ભોજન કરનારનું મન ચંચળ, ચપળ રહે છે અને વીર્ય સારૂં રહે છે.

તામસિક ભોજન કરનારનું અંતઃકરણ હિંસા, નિર્દયતા, નિષ્ઠુરતા અને લંપટશીલતા તરફ દોરાય છે અને તેનું વીર્ય પણ જલ્દી સ્ખલીત થાય તેવું હોય છે.

## અન્નનું મહાત્મ્ય-શ્વેતકેતુની કથા.

ઉપનિષદમાં અન્નનું મહાત્મ્ય સમજાવનારી એક સુંદર કથા છે. મહર્ષિ ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને ઉપદેશ કર્યો કે "મન અન્નમય છે." શ્વેતકેતુ એ વાત સમજી શક્યો નહિ- તેથી તેણે મહર્ષિ સમક્ષ પોતાની શંકા પ્રદર્શિત કરી. મહર્ષિ ઉદ્દાલકે શ્વેત-

એમાંજ રહે છે તેના મનમાં કુવિચાર સંચાર કરી શકતા નથી. અને કદચ કોઇ કુવિચાર એટલું છતાંએ થઇ આવે તો સરસ રસ્તો એજ કે ત્યાંથી ઉભા થઇ કોઈ શુભ કાર્ય કરવા માંડવું. ઘણાં માણસો એવા પ્રસંગે નિર્જન જગાએ જઇને વસવાનું પસંદ કરે છે પણ જે માણસોના વિચાર પ્રૌઢ નહિ હોય તેમને માટે નિર્જનવાસ લાભકારક નથી. વારંવાર કુવિચાર થઇ આવતા હોય તેવા નિર્બળ મનના માણસોએ તો સજ્જન મિત્રો અને કુટુંબીઓની વચ્ચેજ રહી કોઇ પણ શુભ કામે લાગી જવું.

- કોઇ કોઇ વખત માણસને કુવિચારોને લીધે ઘણાં દુઃખ સહેવાં પડે છે. એવાં માણસોએ તે સંકટોની નોંધ લખી રાખવી અને તે વારંવાર વાંચવી કે જેથી તે લક્ષમાં રહે. દાખલા તરીકે ગુપ્ત વ્યભિચારમાં ફસેલા માણસને તે સમયનાં ભય જોખમનું જ્ઞાન હોય છે. તે સારી રીતે સમજતો પણ હોય છે કે આ ખોટું કામ છે છતાં પાછો અવસર મળે ત્યારે મન કબજે રહેતું નથી અને ફરી ફરીને તેમાં ફસાતો જાય છે. એવાં માણસોનું કોઇ પ્રસંગે અપમાન પણ થયું હોય, તે અપમાનની વિગત, તારીખ કે સ્થળ લખી રાખ્યું હોય તો તે જ્યારે જ્યારે વાંચવામાં આવે ત્યારે મન સાવધ બને છે અને તેવાં કુવિચાર કે કુચેષ્ટાથી દુર થવાને મન દૃઢ થવા માંડે છે.

એવી કુચેષ્ટા થતી હોય કે તેવી વાતો ચાલતી હોય ત્યાં કદી જવું નહિ. કોઇ ઠેકાણે કોઈ એવી વાત કહાડે તો તુરતજ તેને રોકવે.

બદલે ત્યાંથી ખસી જવું અને એવાં માણસોની સોબતજ નહિ રાખવી. પવિત્ર, ગંભીર અને જ્ઞાન તથા સુશિલતાનો બોધ આપનારાં પુસ્તકો વાંચવાં; સંયમી-જીતેન્દ્રિય માણસોની સોબત કરવી. હમેશાં સત્ય બોલવું, દરરોજ દિવસ કેમ ગુજર્યો તેની નોંધ લખવી. પોતાની ભુલ અને મુર્ખાઇ માટે નિત્ય પસ્તાવો કરવો અને પ્રભુને પ્રાર્થના કરવી કે દુષ્કર્મથી બચાવે. પાપને છાનું રાખવું નહિ. પોતાથી નાની ઉમરના સંબંધીઓને ઉપદેશ આપવો અને વડીલોનો બોધ સાંભળવો.

કેલિ-સ્ત્રીઓ સાથે ઠઠ્ઠા મશ્કરી કરવી, ચેન ચાળા કરવા, રમત ગમતને બહાને તેમના શરીરને અડકવું વગેરે ચેષ્ટાઓથી ઇન્દ્રિયો ઉત્તેજીત થાય છે, કામવાસના વધે છે અને વીર્ય તેનાં સ્થાનથી સ્ખલિત થાય છે.

કુવિચારોને લીધે માણસની નીતિ બગડી જાય અને લંપટ બની આંખમાંની શરમનો નાશ થાય ત્યારે માણસને સ્ત્રીઓ પાસે બેસવાનો, તેમની પાસે બેસીને વિષયવાસનાની તરેહવાર વાતો કરવાનો શોખ થાય છે અને ધીમે ધીમે તે એટલો બધો વધી જાય છે કે આખરે તેઓ એ સ્ત્રીઓને વશ બની જાય છે અને તેમની વાજબી કે ગેરવાજબી ગમે તે-આજ્ઞા મુજબ વર્તતાં શીખે છે. ફ્રાન્સના રાજા લુઇએ એક તુચ્છ સ્ત્રીના કહેવાથી હજારો નાલાયક માણસોને મોટા હોદ્દા આપ્યા અને હજારો માણસોને સડાવી નાખ્યા હતા. બાદશાહી જમાનામાં પણ સ્ત્રીઓનો એવોજ દોરદમામ ચાલ્યો હતો. કુદરતી રીતેજ સ્ત્રીઓ હમેશાં લાગણી અને આવેશથી

દોરાઇને કામ કરે છે અને તેમાં પુરૂષ જ્યારે તેમનો ગુલામ–આજ્ઞાધીન દાસ બની જાય ત્યારે પછી શું બાકી રહે?

ઘણું ખરૂં તો પહેલાં પડોશ-અડોશની કોઇ કુમારી કે વિધવા સાથે વ્યભિચારનો પ્રસંગ થવા પામે છે. પછી કોઇ પડોશી કે મિત્રની સ્ત્રી અથવા કોઇ પરાઇ સ્ત્રી સાથે એવો સંબંધ થાય છે. એમ કરતાં માણસ કુવિચારોની જાળમાં ફસાય છે. તેમ છતાં એ પણ ચોક્કસ છે કે હદપાર લંપટ બની ગએલા માણસને પણ કોઇ કોઈવાર તો પસ્તાવો થઇ આવ્યા વિના રહેતો નથી. તેજ વખતે ડાહ્યા માણસે એ જ્ઞાનનો ઉપયોગ કરી લેવો, એ સ્થળ છોડી દેવું, બહાર કે દુરની જગાએ જતા રહેવું અને સખ્ત મહેનતના કામમાં પરોવાઇ જવું. રાત દિવસ કુવિચાર તજવાના વિચાર કર્યા કરવા. મન અને શરીરને કામકાજથી થકવી નાખવાં અને શરીરમાંથી પરસેવો છુટે એટલી કસરત કરવી, સ્ત્રીઓની સોબત તજી દેવી, કોઈ ઠેકાણે એવી વાતચીત પણ કરવી નહિ કે તેવાં પુસ્તકો પણ વાંચવાં નહિ.

પ્રેક્ષણ્ા એટલે કામભરી નજરે સ્ત્રી તરફ જોવું જગતમાં જે જે સુંદર પદાર્થો છે તે ચિત્તને મોહ પમાડે છે અને આકર્ષણ કરે છે સૌંદર્ય માણસ જાતમાં છેજ પણ પશુ, પક્ષી અને વૃક્ષાદિમાં પણ છે. ઘરની મા, બ્હેન, દીકરીમાં પણ સૌંદર્ય હોય છેજ અને સૌંદર્ય ખીલવવાને તેઓ શ્રંગાર પણ સજે છે. પરંતુ જો શ્રંગાર કામવૃત્તિથી નિરખવામાં કે સજવામાં આવે તો તે મૈથુન કરવા સમાન ગણાય. સૌંદર્ય અને શ્રંગાર માટેનો પ્રેમ એ તો સહૃદયતાનું

નિશાન છે પરંતુ તેમાં અપવિત્ર કામવૃત્તિ કે ઇન્દ્રિયલાલસા વસે તો તે અનિષ્ટ છે. સૌંદર્ય અને શ્રંગારનો પ્રેમ આનંદ અને તૃપ્તિ પેદા કરે છે પરંતુ કામવૃત્તિ અને ઇન્દ્રિય લાલસા ઉદ્‌ભવે છે. ઉત્તમ ભોજન જેમ, તેમાં વાળ કે માંખ પડવાથી કે કુતરૂં બિલાડું અડકવાથી વસ્તુ જેવી ને તેવી રહેવા છતાં દુષિત થઇ જાય છે અને અખાદ્ય બને છે તેમ સૌંદર્ય અથવા સૌંદર્ય નિરીક્ષણ પણ વિષયવાસનાનો વાસ થતાં દુષિત બને છે. એવું પ્રેક્ષણ એક ભયાનક માનસિક વ્યભિચાર છે. એવું પ્રેક્ષણ બાળીને ભસ્મ કરી નાંખનારી પ્રચંડ જ્વાળા સમાન છે. મોં ફેરવીને કોઇ સ્ત્રી તરફ નજર કરવાની જે માણસને વૃત્તિ થાય તે માણસની અક્કલ બળી ગઇ છે એમ સમજવું. કેમ કે તેને પછી શરમ, મર્યાદા જેવું કાંઇ રહેતુંજ નથી અને પરિણામ એ આવે છે કે ઠેરઠેર ગાળો ખાતા જાય છે અને નફ્ફટાઇથી ફર્યા કરે છે.

એ બુરી સ્થિતીમાંથી બચવાનો સરસ ઇલાજ તો એ છે કે ઘરને અને શરીરને ઘણું ઠાઠમાઠવાળું રાખવાની ટેવ છોડી દેવી. સાદા પણ સુંદર બનવાનો શોખ વધારવો અને સીનેમા, મેળા, બજાર વગેરે રંગીલી જગાઓએ ફરવાને બદલે જંગલ, વન, નદી, પર્વત વગેરે જગાઓએ ફરવું અને કુદરતના સૌંદર્યનું નિરીક્ષણ કરવું, સમજવું, અભ્યાસ કરવો અને તેમાંથીજ આનંદ મેળવવો. ઘરમાં ચિત્રો પણ એવાજ કુદરતના સુંદર દેખાવોનાં રાખવાં.

ઘણાં, માણસોના મગજમાં એવો ખ્યાલ વસી જાય છે કે વિલાસ વિના આરામ મળતોજ નથી. પરંતુ તે ભુલ છે. વિલાસ

અને આરામ એ બે જુદીજ વસ્તુઓ છે. ન્હાવુ, સ્વચ્છ વસ્ત્ર પહેરવાં ઘરમાં આરામની વસ્તુઓ વસાવવી એ ખોટું નથી, બલ્કે જરૂરી છે. પરંતુ એવી સર્વ વસ્તુઓ આપણા મોભાને અને સ્થિતીને અનુકુળ રાખવાં, વસાવવાં, જીવન સાદું બનાવવું, એ સુગમ અને શાંતિદાતા માર્ગ છે. મહાત્મા ગાંધીજીના પુણ્ય સમાગમના પ્રતાપે પંડિત મોતીલાલ નેહરૂ જેવા બાદશાહી જીવનવાળા માણસ પણ જ્યારે સાદું જીવન ગાળવા તત્પર થયા ત્યારે તેમણે એવા શબ્દો ઉચ્ચાર્યા હતા કે, સમજો કે હું બંધનોમાંથી છુટયો. ખરેખર એમની જીવતાં જીવતજ મુક્તિ થઇ.

**ગુહ્ય ભાષણમાં** સ્ત્રીઓને એકાંતમાં મળવું અથવા મળવાની ઇચ્છા કરવી અને એવો મેળાપ થાય ત્યારે કામવાસનાના સુયોગ સુચવવા એ સર્વનો સમાવેશ થાય છે. એથી એવી તો લોકનિંદા અને લોકાપમાન સ્હેવાં પડે છે કે સ્ત્રી સાથેના ગુહ્ય ભાષણનો પ્રસંગ નહિ પાડવો એજ ઉત્તમ છે. કેમ કે નહિ તો તેમાંથી ઘણી વખત તો એવા ભયાનક પ્રસંગ ઉભા થાય છે કે, ખુના મરકી કે હત્યા થવા વખત આવે છે. ધારો કે એવું કાંઇ ના બને તો પણ એક સરળ, ભોળી, શાન્ત પારકી વહુ દીકરીના હૃદયમા વિષયવાસનાની જ્વાળા પ્રકટાવી તેને પોતા પતિ કે કુટુંબમાં અવિશ્વાસિની અને અનાચારી બનાવવી એ કેવું ભયંકર પાપ અને નિષ્ઠુરતા ગણાય ?

**સંકલ્પ**–ગમે તેમ થાય પણ અમુક સ્ત્રી સાથે તો વ્યભિચાર કરીશજ એવી ધારણા કરવી તેનું નામ સંકલ્પ. સ્મરણ, કીર્તન,

**અધ્યવસાય**-એટલે સંકલ્પ મુજબ ચેષ્ટા પ્રવૃત્તિ કરવી. એવા માર્ગે ચડેલા માણસે જ્ઞાન, વર્તન, લાજ વગેરે સદ્‌ગુણોને તો દેશપાર કરેલા હોય. પોતે માણસને બદલે રાક્ષસ બની જઈ વાજબી ગેરવાજબી ગમે તે કૃત્ય કરતોજ હોય. એ દશાના પુરૂષો સ્ત્રીઓનાં ઘરેણાં-ગાંઠાં અને પ્રાણ પણ હરી લે છે અને તેવી સ્ત્રીઓ પોતાના પતિનાં તો પ્રાણ લે છે પણ પોતાનાં સંતાનોના પણ જાન લે છે. વ્યભિચારનો એ નતીજો છે. ત્યાં પછી રીતભાત, નીતિ, આચાર, વિચાર, વિવેક બુધ્ધિ વગેરે કાંઇ ઉભાંજ રહેવા પામતાં નથી. એ માણસોને મન તો જીવન એક તુચ્છ વસ્તુ સમજાય છે અને મરણ એ તો એમને મન એક ખેલ જેવું હોય છે. અને કોઇ ભયંકર ઠોકર વાગે અથવા એવી કોઇ દૃઢ પ્રતિજ્ઞા લેવાય તે વિના માણસ એ ફંદામાંથી કદી પણ બચી શકતો નથી. મહા શુરવીર માણસો પણ વ્યભિચારની પ્રવૃત્તિમાં ફસાતાં લાચાર બની ગએલા જોયા છે.

**ક્રિયા નિવૃત્તિ** એટલે મૈથુન-કુદરતી કે અકુદરતી રીતે પણ વીર્યપાત કરવો તેનું નામ ક્રિયા નિવૃત્તિ. નિવ્રત્તિ થઈ ગયા પછી તો ઘણુંખરૂં માણસને અક્કલ આવે છે પરંતુ પછી શા કામનું એ તો રાંડયા પછી ડહાપણ આવે તેના જેવુંજ. તોપણ એક વાત ખરી કે કોઇ પણ સુધારાનો માર્ગ માણસ હરકોઇ પળે સ્વીકારી લે તો તેથી લાભજ છે ભીષ્મપિતામહ કહે છે કે

नात्मानमवमन्यते पूर्वाभिरसमृद्धिभिः
आमृत्योः श्रियमन्विच्छेत् नैनां मन्येत् सुदुर्लभाम् ।

અર્થાત-પહેલાં ભુલ કરી હોય તેટલા માટે આત્માનું કદી પણ અપમાન કરવું નહિ. મરતાં સુધી માણસો સિદ્ધિ પ્રાપ્ત કરવાને મથવું અને એવી રીદ્ધિ દુર્લભ છે એમ કદી નહિ માનવું.

## યમ-નિયમ.

હવે યમ અને નિયમનાં પાલન સંબંધી વિવેચન કરીશું।
યમ-પાંચ પ્રકારના છે.

૧-અહિંસા-મન, વચન કે કર્મથી કોઇ પ્રાણીને વિના કારણ ના સતાવવું.

૨-સત્ય જે હકીકત જે પ્રકારની જાણવા હોઇએ તેને તેજ રૂપમાં કહેવી. માનવી. અને કરવી.

૩ અસ્તેય-પારકી ચીજ, સ્ત્રી વગેરે ઉપર સ્વયંપુરત કે અન્યાયી દ્રષ્ટિ રાખવી નહિ.

૪ બ્રહ્મચર્ય-(આગળ વીસ્તારથી વર્ણન કર્યું છે.)

૫ અપરિગ્રહ-પારકી મહેરબાનીને આશરે ના રહેવું, અર્થાત સ્વાવલંબી બનવું.

तत्राहिंसा सत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहा यमाः ।

योग सा० साधनपाद सू. ३०

નિયમ-નિયમ શાસ્ત્રમાં પાંચ પ્રકારના કહ્યા છે:-

शौचसन्तोषतपः स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः ।
योग साधन पादे सू. ३२

१ શૌચ-શરીરને પાણી અને ઉજળાં કપડાંથી, મનને સત્યથી અને આત્માને આત્મચિંતનથી શુદ્ધ તેમજ પવિત્ર રાખવું.

૨ સંતોષ-કામમાં હરીફાઈ રાખવી પણ ફળમાં સંતોષ રાખવો. અર્થાત મહેનત અને ઉદ્યોગમાં સઉથી આગળ વધવાની હોંશ રાખવી પણ કામ બગડે કે સુધરે તેથી શોક કે હર્ષઘેલા ના થવું.

૩ તપ-સંકટ સહીને પણ ધર્મ અને નીતિનો માર્ગ છોડવો નહિં.

૪ સ્વાધ્યાય-હમેશાં સત્શાસ્ત્રો ભણવાં ભણાવાં અને સાંભળવાં તેમજ સંભળાવવાં.

૫ ઇશ્વર પ્રણિધાન-ઇશ્વરમાં અચળ ભક્તિ રાખવી અને નિરંતર તેનું ચિંતન કરવું.

મનુ મહારાજે એ બાબતમાં એક ગંભીર વાત કહી છે તે એ કે,

यमान् सेवेत सततं न नियमान् केवलान् बुधः ।
यमान् पतत्यकुर्वाणो नियमान् केवलान् भजन् ॥

# અધ્યાય ૩૦ મો.

## સ્વાધ્યાય અને આત્મચિંતન.

તૈત્તિરીયોપનિષદ પ્રપા. ૭, અનુ૦ ૯માં કહ્યું છે કેઃ—

ऋतं च स्वाध्याय प्रवचने च । सत्यं च स्वाध्याय प्रवचने च । तपश्च स्वाध्याय प्रवचने च । दमश्च स्वाध्याय प्रवचने च । शमश्च स्वाध्याय प्रवचने च । अग्नयश्च स्वाध्याय प्रवचने च । अग्निहोत्रञ्च स्वाध्याय प्रवचने च । अतिथयश्च स्वाध्याय प्रवचने च । मानुषं च स्वाध्याय प्रवचने च । प्रजतश्च स्वाध्याय प्रवचने च । प्रजतश्च स्वाध्याय प्रवचने च । प्रजातिश्च स्वाध्याय प्रवचने च ।

અર્થાત-યોગ્ય આચાર સહસ્વાધ્યાય કરવો. (જે કાંઇ ભણીએ ભણાવીએ કે સમજીએ તે મુજબ પોતાનું આચરણ રાખવું.) સત્યાચાર પુર્વક સ્વાધ્યાય કરવો. (માત્ર નિર્દોષ સત્ય વિદ્યાઓજ ભણવી ભણાવવી.) તપ રાખીને સ્વાધ્યાય કરવો. (ધર્માનુષ્ઠાન કરતાં કરતાંજ ધર્મગ્રંથો ભણવા ભણાવવા) દમ પુર્વક સ્વાધ્યાય કરવો (બાહ્ય ઇન્દ્રિયોને બુરાં આચરણોમાંથી રોકીને ભણવું ભણાવવું.) શમપુર્વક સ્વાધ્યાય કરવો (મનની વૃત્તિઓને હરેક પ્રકારના દોષોથી દુર રાખીને ભણવું ભણાવવું.) અગ્નિ સહિત સ્વાધ્યાય કરવો (સર્વે

# અધ્યાય ૩૦ મો.

## સ્વાધ્યાય અને આત્મચિંતન.

તૈત્તિરીયોપનિષદ પ્રપા. ૭, અનુ૦ ૯માં કહ્યું છે કેઃ—

ऋतं च स्वाध्याय प्रवचने च । सत्यं च स्वाध्याय प्रवचने च । तपश्च स्वाध्याय प्रवचने च । दमश्च स्वाध्याय प्रवचने च । शमश्च स्वाध्याय प्रवचने च । अग्नयश्च स्वाध्याय प्रवचने च । अग्निहोत्रञ्च स्वाध्याय प्रवचने च । अतिथयश्च स्वाध्याय प्रवचने च । मानुषं च स्वाध्याय प्रवचने च । प्रजतश्च स्वाध्याय प्रवचने च । प्रजतश्च स्वाध्याय प्रवचने च । प्रजातिश्च स्वाध्याय प्रवचने च ।

અર્થાત–યોગ્ય આચાર સહસ્વાધ્યાય કરવો. (જે કાંઇ ભણીએ ભણાવીએ કે સમજીએ તે મુજબ પોતાનું આચરણ રાખવું.) સત્યાચાર પુર્વક સ્વાધ્યાય કરવો. (માત્ર નિર્દોષ સત્ય વિદ્યાઓજ ભણવી ભણાવવી.) તપ રાખીને સ્વાધ્યાય કરવો. (ધર્માનુષ્ઠાન કરતાં કરતાંજ ધર્મગ્રંથો ભણવા ભણાવવા) દમ પુર્વક સ્વાધ્યાય કરવો (બાહ્ય ઇન્દ્રિયોને બુરાં આચરણોમાંથી રોકીને ભણવું ભણાવવું.) શમપુર્વક સ્વાધ્યાય કરવો (મનની વૃત્તિઓને હરેક પ્રકારના દોષોથી દુર રાખીને ભણવું ભણાવવું.) અગ્નિ સહિત સ્વાધ્યાય કરવો (સર્વે

પ્રકારની અગ્નિ-વિદ્યુત ઇત્યાદિને સમજીને ભણવું ભણાવવું.) અગ્નિહોત્ર કરીને સ્વાધ્યાય કરવો (નિત્યકર્મ-પંચયજ્ઞ કરતાં રહીને ભણવું ભણાવવું) અતિથીદ્વારા સ્વાધ્યાય કરવો (અતિથી-મહેમાનોનો સ્વાગત-સત્કાર કરતા રહીને ભણવું ભણાવવું.) માણસ જાતના સામાજીક વહેવારો ચલાવતા રહીને ભણવું ભણાવવું. પોતનાં બાળક, રાજ્ય અને આધીનજનોનું સમુહરૂપે પાલન કરતા જવું અને ભણવું ભણાવવું. પ્રજન એટલે વીર્યની રક્ષા બલ્કે વૃદ્ધિ કરતા રહીને ભણવું ભણાવવું. અને સંતાન તેમજ શિષ્યોને લાયક બનાવતા રહીને ભણવું ભણાવવું.

આ બહુ પ્રાચીન પણ બહુજ ગહન સિદ્ધાંત છે. એ સમજવાથી હિંદુ ધર્મની સભ્યતા અને સંસ્કૃતિનું ઉંડું રહસ્ય સમજાય છે. ઉપરના ઉપદેશનો સાર એ છે કે સાચું જ્ઞાન મેળવવું અને તે પ્રમાણે પોતેજ વર્તવું. તેમજ બીજાઓને તે જ્ઞાન આપવું અને તેમને પણ તેવાજ આચાર રાખતાં કરવાં અને એવા મહાજ્ઞાની અને સંયમી બનવા છતાં પણ સંસારના સર્વ સાધારણ વ્યવહારો તો કર્યાજ કરવા.

શરૂઆતમાં કહ્યું છે તે મુજબ જો આજકાલનાં લોકો એટલુંજ સમજી લે કે માત્ર સત્યજ જાણવું અને શીખવવું અને તે પ્રમાણેજ વર્તવું, તો પણ વ્યભિચાર જેવા દોષો મોટા પ્રમાણમાં નાબુદ થઇ જાય કારણ કે આગલા અધ્યાયોમાં કહ્યું છે તેમ મલિન કથા વાર્તાઓ, પ્રેમની કહાણીઓ, કઢંગી કવિતાઓ અને દેવતાઓની લીલાઓની પુરાણોની જુઠી વાતો વારંવાર વાંચવાથી કે

# અધ્યાય ૩૦ મો.

## સ્વાધ્યાય અને આત્મચિંતન.

તૈત્તિરીયોપનિષદ પ્રપા. ૭, અનુ૦ ૯માં કહ્યું છે કે:—

ऋतं च स्वाध्याय प्रवचने च। सत्यं च स्वाध्याय प्रवचने च। तपश्च स्वाध्याय प्रवचने च। दमश्च स्वाध्याय प्रवचने च। शमश्च स्वाध्याय प्रवचने च। अग्नयश्च स्वाध्याय प्रवचने च। अग्निहोत्रञ्च स्वाध्याय प्रवचने च। अतिथयश्च स्वाध्याय प्रवचने च। मानुषं च स्वाध्याय प्रवचने च। प्रजा च स्वाध्याय प्रवचने च। प्रजनश्च स्वाध्याय प्रवचने च। प्रजातिश्च स्वाध्याय प्रवचने च।

વિલાયતના વિલાસની સાચી વાતો .... .... ૧-૦

૨૧૬ પાનાઃ ૧ ફોટો-ચિત્ર.

ઉમ્મર ખય્યામની રૂબાઇયાત .... .... .... ૧-૦

૧૭૬ પાનાઃ ૧ ફોટો-ચિત્ર.

પોલ કેસ .... .... .... ... .... ૧-૦

૨૭૮ પાનાઃ ૫૦ ફોટો-ચિત્રો.

કુચબિહારના પ્રિન્સ સામે છુટાછેડાનો મુકદ્દમો ... ૦-૮

૯૬ પાનાઃ ૨ ફોટો-ચિત્રો.

ગંગાસ્વરૂપ સુલોચનાબ્હેન ટેલીફોન સતામણી કેસ ૦-૮

૪૬ પાનાઃ ૭ ફોટો-ચિત્રો.

ડાન્સર મીસ મોડ એલન બદનક્ષી કેસ .... .... ૦-૮

૮૦ પાનાઃ

ખાનદાની ખપ્પર ... ... .... .... ૦-૪

૬૮ પાનાઃ

કુલ ૧૫ પુસ્તકોનો છુટક છુટક ભાવ ગણતાં તો રૂ. ૨૧-૮-૦ થાય છે. પણ સઘળાં સાથે લેનારને રૂ. ૧૯-૨-૦ માં એક ફેન્સી બોક્સમાં મુકીને આપવામાં આવશે. (પોસ્ટેજ વધુ.)

શહેર બહારના ગ્રાહકોને કુલ ૧૫, પુસ્તકો રજીસ્ટર પોસ્ટેજ સાથે બોક્સ સહિત માત્ર [illegible] રૂપીઆમાં.

# ગાયકવાડી ફોજદાર શંખપાળ

## હસ્તક થયેલ

# આસોજ

# અત્યાચાર કેસ.

(સત્તાવાર કાગળો પરથી)

---

ઉંચા એન્ટીક લીડ પેપર પર છાપેલા ૪૭૨ પાનાં:

ઉંચા આર્ટ પેપર પર ડબ્બલ ટોન શાહીમાં છાપેલા

૧૦૧ મજુરોના ગ્રુપ ઉપરાંત બીજા

લગભગ ૧૦૦–૧૨૫ ફોટો-ચિત્રો.

**કિંમત રૂપીઆ ૨–૮–૦ અઢી.** (પોસ્ટેજ વધુ.)

ધ્રાંગધ્રા તાબે સતાપુર ગામનાં સ્ત્રી, પુરૂષો અને બાળકો મળી ૧૦૧ મજુરોની ટોળી મજુરી અરથે ગુજરાતમાં નીકળેલ. આસોજના તળાવમાં તેઓએ મુકામ કર્યો હતો. ત્યાં રાતના બાર વાગે તેઓ સુતેલા હતા તેમને બંદુકના ભડકાથી ફોજદાર શંખપાળ અને તેનાં સાથીઓએ જગાડયા. તે સઘળીજ સ્ત્રી, પુરૂષો અને બાળકોને ત્યાંથી કરૂપીણુ રીતે મારતાં, મારતાં, આસોજ ગામના ચોરામાં મધ્ય કાળી રાત્રે લાવવામાં આવ્યા.

આજુના સોખડા ગામે થયેલી ચોરી બાબતમાં તેઓને મનાવવા માટે આખી રાત ચોરામાં તેઓના પર ન કરવાના અનાચારો, મારો, અને રીતમો ગુજારવામાં આવ્યા.

બાઇ જમુ તથા પારવતીની ઇજ્જતો લેવામાં આવી. ૧૧ વરસની નાની છોકરી સકીનાં ગુપ્ત ભાગમાં આંગળીઓ વતી લોહીની ધારો છેડાવવા માંડી. સઘળા સ્ત્રી અને પુરૂષોને એકજ રૂમમાં બંદુકના ભડાકે તદ્દન નગ્ન કરાવવામાં આવ્યા. અરસપરસની વ્હાલી સગાઇઓ પુછી ને, નગ્ન સ્ત્રી–પુરૂષોને અરસપરસ ગુપ્ત ભાગો હાથમાં લેવરાવવામાં આવ્યા. વિગેરે અનેક પ્રકારનાં ગુજારેલા અમાનુષી અત્યાચારની સંપુર્ણ વીગતવાર હકીકત, વડોદરા કોર્ટમાં ચાલેલા કેસમાં રજુ થયેલી, તે, સત્તાવાર કાગળો પરથી તેઓ સઘળાઓનાં સુંદર ફોટો–ચિત્રો સહિત આ પુસ્તકમાં આપવામાં આવી છે.

જુવાન બાઇઓ ઝમુ અને પારવતી પોતાની બળાત્કારે લીધેલી ઇજ્જતોની વિગતો ભર કોર્ટમાં ડુસકા ભરતી ભરતી, કહેતાં જણાવે છે કેઃ–

તે સાત સાવજ ધરાય તેવા આદમી સામે અમારૂં અબલાઓનું શું જોર ચાલે! અમારામાંના મરદોની સામે તો બંદુકની નાળોજ ધરી રાખી હતી. તેમનાં તો મુતરજ છુટી ગયાં હતાં તેમની સમક્ષજ અમોને ચોરાની ઓરડીઓમાં ધકેલવામાં આવી. પછી અમારૂં શું ગજુ? કપડાં તો અમારા પહેલાંથીજ કઢાવી નાંખ્યાં હતા..........

વિગેરે સં ... ... અસર આ પુસ્તકમાં તેવાજ સુંદર ફોટો–ચિ



હિંદ બહારનાં ગ્રાહક માટ ... ... ... ધાસીંગ પ સાંચ

મળવાનું માત્ર એકજ ઠેકાણું:–

# સત્ય પ્રકાશ કાર્યાલય.

ઘર નં. ૪૭, સાહેબબાગ રોડ, મુંબઇ, નં. ૪.